# અનુક્રમણિકા

# આમુખ

## [૧] કિરાતાર્જુનીય–એક મહાકાવ્ય અને કાવ્યનો ટૂંક સાર

કાવ્યનો ટૂંકસાર.

મૂળ પ્રશ્ન ઉપર આવતા પહેલા આ કાવ્યની સંક્ષિપ્ત કથા જોઈ લઈએ. અર્જુન અને કિરાતને વેશે રહેલા શિવના યુદ્ધનું આ કાવ્યમાં વર્ણન છે. દ્યૂતમાં રાજ્ય હારી ગયા પછી પાંડવો દ્વૈતવનમાં જઈ વસ્યા હતા. યુધિષ્ઠિરે જોયું કે બાર વર્ષના વનવાસનું અને તેરમું વર્ષ છૂપું રહેવાનું વચન તોડવાથી અને એ તેર વર્ષ પહેલાં યુદ્ધ જાહેર કરવાથી કંઈ જ ફાયદો નથી. આ બાબત તે દ્રૌપદી અને ભીમને સમજાવે છે. આગળ ઉપર વ્યાસ પણ તે જ બાબત સમજાવે છે. ઉપરાંત એક બાબત તેમણે સ્પષ્ટ જોઈ કે એ તેર વર્ષ પછી પણ તેમને માટે કપરું કામ હતું. તેમના યુદ્ધનો આધાર બાણાવળી અર્જુન ઉપર હતો. પરંતુ જે ધનુર્ધારી પાસેથી અર્જુન ધનુર્વિદ્યા શીખ્યો હતો તે દ્રોણ સામે અર્જુન ટકી જ શી રીતે શકે? ઉપરાંત ભીષ્મ પિતામહ અને કર્ણ સામે તેને ઝઝૂમવાનું હતું. કેવળ આટલી જ ધનુર્વિદ્યાથી એ મહાયોદ્ધાઓને જીતી ન જ શકાય એમ વ્યાસ અને યુધિષ્ઠિર બંનેને લાગ્યું. ભીષ્મ અને દ્રોણને ધનુર્વિદ્યામાં બીજું કોઈ પહોંચી શકે એમ નહોતું તો તેમનો જ શિષ્ય અર્જુન તો તેમને પહોંચી જ કઈ રીતે શકે? આથી કંઈ દૈવી શસ્ત્ર સિવાય એમને કોઈ રીતે પહોંચાશે નહિ એમ વ્યાસને સ્પષ્ટ લાગ્યું. માનવી સૃષ્ટિમાં તો ધનુર્વિદ્યા જાણે ભીષ્મ અને દ્રોણમાં સમાપ્ત થઈ હતી.

આથી કંઈક દૈવી મદદ મેળવવા અર્જુનને ઇન્દ્ર પાસે મોકલવામાં આવ્યો. તેની સલાહ થઈ કે તે માટે તો અર્જુને શિવને જ પ્રસન્ન કરવા રહ્યા. આથી અર્જુન તે માટે તપ કરવા લાગ્યો. એમ કરતાં એક વખત એક વિકરાળ ભૂંડ અર્જુન સામે ધસ્યું. અર્જુને તેને બાણથી

વીંધી નાખ્યું. બરાબર એ જ સમયે એક બીજું તીર પણ ભૂંડના શરીરમાં ખૂંપ્યું. એ તીર શિકારે નીકળેલા કિરાતોના રાજાનું હતું. બંનેએ દાવો કર્યો કે ભૂંડ પોતે માર્યું છે. એ વાત ઉપર બંને સામસામા લડવા માંડયા. એ લડાઈએ મોટું સ્વરૂપ લીધું. એ કિરાત નહિ પણ અર્જુનની કસોટી કરવા આવેલા સાક્ષાત શંકર હતા. છેક છેલ્લે શંકર પ્રગટ થાય છે અને પ્રસન્ન થઈ અર્જુનને પાશુપત અસ્ત્ર આપે છે. બીજા દેવો પણ તેને પોતપોતાનાં શસ્ત્રોનું જ્ઞાન આપે છે.

ત્યાર પછી અર્જુન દ્વૈતવનમાં યુધિષ્ઠિર પાસે આવે છે.

આ કથાને ભારવિ અઢાર સર્ગના એક મહાકાવ્યમાં વર્ણવે છે.

## સંસ્કૃત મહાકાવ્યનું સ્વરૂપ.

સંસ્કૃત સાહિત્યની કૃતિઓ બે વિભાગમાં વહેંચાઈ છે—દૃશ્ય અને શ્રવ્ય. બધાં નાટકો દૃશ્ય વિભાગમાં આવે. શ્રવ્યના નીચેના મુખ્ય પાંચ પ્રકારો છે—મહાકાવ્ય, ખંડકાવ્ય, કથા, આખ્યાયિકા અને ચંપૂ. દણ્ડિન અને વિશ્વનાથ સંસ્કૃત મહાકાવ્યનાં ખાસ લક્ષણો ગણાવે છે.[1]

---

१— सर्गबन्धो महाकाव्यमुच्यते तस्य लक्षणम् ।
आशीर्नमस्क्रियावस्तुनिर्देशो वापि तन्मुखम् ॥
इतिहासकथोद्भूतमितरद्वा सदाश्रयम् ।
चतुर्वर्गफलोपेतं चतुरोदात्तनायकम् ॥
नगरार्णवशैलर्तु चन्द्रार्कोदयवर्णनैः ।
अलङ्कृतमसंक्षिप्तं रसभावनिरन्तरम् ॥
सर्गैरनतिविस्तीर्णैः श्रव्यवृत्तैः सुसन्धिभिः ।
सर्वत्रभिन्नवृत्तान्तैरुपेत लोकरञ्जकम् ॥
काव्यं कल्पान्तरस्थायि जायेत सदलङ्कृतिः ॥
दण्डिन्–काव्यादर्श

सर्गबन्धो महाकाव्यं तत्रैको नायकः सुरः ।
सद्वंशः क्षत्रियो वापि धीरोदात्तगुणान्वितः ॥

મહાકાવ્ય શ્લોકોમાં લખાયેલું એક લાંબુ કાવ્ય હોય. તે સર્ગમાં વહેંચાયું હોય. સર્ગ બહુ નાના કે બહુ મોટા ન હોવા જોઈએ. દરેક સર્ગ એકબીજા સાથે સંકલિત હોવા જોઈએ. આખા સર્ગમાં એક જ છંદ હોય પણ છેલ્લો એક શ્લોક અથવા છેલ્લા વધારે શ્લોકો બીજા છંદના હોય. આશીર્વાદ પ્રાર્થના કે વસ્તુનિર્દેશથી મહાકાવ્યનો આરંભ થાય. મહાકાવ્યની વાત ઐતિહાસિક હોય અથવા તો સાચી હોય. ધર્મ અર્થ કામ અને મોક્ષ—એ ચાર પુરુષાર્થમાંથી ગમે તે એક સાધવાનો તેનો હેતુ હોવો જોઈએ. તેનો નાયક હુશિયાર અને ઉમદા હોવો

---

एकवंशभवा भूपाः कुलजाः बहवोऽपि वा ।
शृङ्गारवीरशान्तानामेकाङ्गी रस इष्यते ॥
अङ्गानि सर्वेऽपि रसाः सर्वे नाटकसंधयः ।
इतिहासकथोद्भवं वृत्तमन्यद्वा सज्जनाश्रयम् ।
चत्वारस्तस्य वर्गाः स्युस्तेष्वेकं च फलं भवेत् ।
आदौ नमस्क्रियाशीर्वा वस्तुनिर्देश एव वा ॥
क्वचिन्निन्दा खलादीनां सतां च गुणकीर्तनम् ।
एकवृत्तमयैः पद्यैरवसानेऽन्यवृत्तकैः ॥
नातिस्वल्पा नातिदीर्घां सर्गा अष्टाधिका इह ।
नानावृत्तमयः क्वापि सर्गः कश्चन दृश्यते ।
सर्गान्ते भाविसर्गस्य कथायाः सूचनं भवेत् ॥
सन्ध्यासूर्येन्दुरजनीप्रदोषध्वान्तवासराः ।
प्रातर्मध्याह्नमृगयाशैलर्तुवनसागराः ॥
सम्भोगविप्रलम्भौ च मुनिस्वर्गपुराध्वराः ॥
रणप्रयाणोपयममन्त्रपुत्रोदयादयः ।
वर्णनीया यथायोग्यं साङ्गोपाङ्गा अमी इह ॥
कवेर्वृत्तस्य वा नाम्ना नायकस्येतरस्य वा ।
नामास्य सर्गोपादेयकथया सर्गनाम तु ॥

જોઈએ. આખું કાવ્ય રસ અને ભાવવાળું હોવું જોઈએ. નગર, સમુદ્ર પર્વત, ઋતુ, સૂર્યોદય, ચન્દ્રોદય ઉદ્યાનક્રીડા, જળક્રીડા, રતિક્રીડા, વિરહ, લગ્ન, કુમારનો જન્મ, રાજકીય ચર્ચા અને કાર્ય, દિગ્વિજય, લડાઈ અને નેતાનો વિજય વગેરે વર્ણનોથી તે સુશોભિત હોય. તે અલંકારોથી અલંકૃત થયેલું હોવું જોઈએ.. દણ્ડિન્ કહે છે તેમ આવું કાવ્ય યુગો સુધી ટકે-છે અને લોકોનું મન રંજન કરે છે. —

વિશ્વનાથ એના સાહિત્યદર્પણમાં બધાં મહાકાવ્યો જોઈને એક વ્યાખ્યા આપે છે. એક કુળમાં ઉત્પન્ન થયેલા અનેક રાજાઓ પણ મહાકાવ્યમાં હોઈ શકે. દરેક સર્ગનું તેના વિષયને અનુલક્ષીને નામ હોય તથા સર્ગને અંતે પછીના સર્ગનું સૂચન હોય. તેમાં પાંચ સંધિ હોય. વળી એક સર્ગમાં જુદા જુદા છંદ પણ હોઈ શકે. શૃંગાર વીર, કે શાન્તમાંથી ગમે તે એક રસ મુખ્ય હોય. મહાકાવ્યમાં આઠથી વધારે સર્ગ હોવા જોઈએ. દણ્ડિનના મત પ્રમાણે અહીં દરેક લક્ષણ હોવું જ જોઈએ તેવો નિયમ નથી. न्यूनमप्यत्र यैः कैश्चिदङ्गैः काव्यं न दुष्यति। અગ્નિપુરાણમાં, ભામહના કાવ્યાલંકારમાં તથા ભોજના સરસ્વતી કંઠાભરણમાં પણ મહાકાવ્યનાં લક્ષણો ગણાવ્યાં છે.

## કિરાતાર્જુનીય એક મહાકાવ્ય.

કિરાતાર્જુનીય પણ આવું અઢાર સર્ગોમાં લખાયેલું એક મહાકાવ્ય છે. આમ અહીં આઠ કરતાં વધારે સર્ગ છે. મહાભારતની કથાનો પ્રખ્યાત પાંડવ અર્જુન આ કથાનો નાયક છે. કિરાત પ્રતિનાયક છે. કથાના મુખ્ય વસ્તુ ઉપર આખા કાવ્યનું નામાભિધાન થયું છે. વસ્તુ-નિર્દેશથી કાવ્યનો પ્રારંભ થાય છે. ઈન્દ્ર અને શિવની આરાધના માટે તથા પાશુપતાસ્ત્ર મેળવવા અર્જુન ઇન્દ્રકિલ પર્વત ઉપર જાય છે તેનું વર્ણન છે. અર્જુનની મહત્તા બતાવવા શિવને કિરાત રૂપે આણ્યા છે. જો કે દ્રૌપદી અને અર્જુનના વિરહમાં તથા ગાંધર્વો અને અપ્સરાઓની ક્રીડામાં (સર્ગ ૧૦) શૃંગાર છે છતાં આ કાવ્યમાં વીરરસ પ્રધાન છે.

આ કાવ્યની કથા મહાભારતની હોવાથી તે ઇતિહાસકથોદ્ભવ છે ઇન્દ્ર વેદ વ્યાસ શંકર વગેરે પવિત્ર વ્યક્તિઓ આ કાવ્યમાં આવે છે. દરેક સર્ગમાં ૩૦ કરતાં વધારે શ્લોકો છે. ઘણા સર્ગમાં છેક સુધી એક છંદ છે અને અંતે છંદ બદલાય છે. દા. ત. પહેલા સર્ગમાં ૧–૪૪ વંશસ્થમાં છે જ્યારે ૪૫મો શ્લોક પુષ્પિતાગ્રામાં અને ૪૬મો માલિની છંદમાં છે. બીજા સર્ગમાં ૧-૫૬ વૈતાલીયમાં છે. ૫૭મો શ્લોક ઉપજાતિમાં ૫૮મો પુષ્પિતાગ્રામાં અને ૫૯મો વસન્તતિલકામાં છે. ક્યારેક સર્ગને અંતે પછીના સર્ગના વિષયનું સૂચન થાય છે. પહેલા સર્ગમાં બીજા સર્ગની બાબતનું સૂચન નથી થતું પણ બીજા સર્ગને અંતે વેદવ્યાસનું આગમન ત્રીજા સર્ગની બાબત સૂચવે છે. અહીં વિષયને અનુલક્ષીને સર્ગનાં નામ અપાયાં નથી. પર્વતો, નદીઓ, ઋતુ, સૂર્યોદય, સૂર્યાસ્ત, સ્રીઓની ક્રીડા વગેરે વર્ણનો અહીં છે. અહીં આ મહાકાવ્યમાં એક ખાસ નોંધવા જેવી તે બાબત છે કે દરેક સર્ગને અંતે ભારવિ लक्ष्मी શબ્દ વાપરે છે અને કાવ્યના પ્રારંભમાં તે श्री શબ્દ વાપરે છે. (સર્ગ-૧-दिनकृतमिव लक्ष्मीस्त्वां समभ्येतु भूयः । સર્ગ ૨ लक्ष्मीमुवाह सकलस्य शशाङ्कमूर्तेः । સર્ગ ૩ व्योम्नि लक्ष्मीर्वितेने) આની સ્પર્ધામાં માઘ કવિ પણ પોતાના શિશુપાલવધ નામના મહાકાવ્યમાં દરેક સર્ગને અંતે श्री શબ્દ વાપરે છે. સર્ગ ૧માં દૂત અને તેણે આપેલા સમાચાર આવે છે. આ કાવ્યમાં કેટલાયે અલંકારો છે.

મહાકાવ્યની કથાની અંતર્ગત ઘણા બીજા વિષયો આવી શકે. આ અવાન્તર વિષયોમાં ગન્ધર્વનીતિને લગતી ચર્ચા, દૂત મોકલવા તે, દિગ્વિજય, પ્રયાણ, નગર, શહેર, સમુદ્ર, પર્વત, નદી, ઋતુ, સૂર્યોદય, સૂર્યાસ્ત આદિ ઉપયોગમાં વર્ણનો આવી શકે. આ વર્ણનોને અંતે કવિ પાછો મૂળ વાત ઉપર આવી શકતો. ડૉ. ડે કહે છે તેમ કેવળ મહાકવિ કાલિદાસ જ આ વિષયાન્તર ઉપર પ્રભુત્વ રાખી શક્યા છે. તેમના મહાકાવ્યમાં આ વિષયાન્તર વર્ણનો તે એટલા બધા લંબાવતા નથી

કે જેથી મૂળ કથા ક્યાંય ભુલાઈ જાય. પણ તે એની સમતુલા જાળવી મૂળ વાતનો રસ કાયમ સાચવી રાખે છે. જ્યારે ભારવિ અને માઘમાં તો સર્ગના સર્ગ સુધી આવાં વિષયાન્તર વર્ણનો ચાલ્યા કરે. વાચક મૂળ વાત તો ભૂલી જ જાય. હા ત્યારે એ કવિ પોતે મૂળ વસ્તુ ફરીથી ઉપાડે ત્યારે જ એ કથા યાદ આવે. અલંકારો કુદરતી આવીને અલંકાર બનવા જોઈએ તેને બદલે આવાં મહાકાવ્યોમાં અલંકારોની રમઝટ બોલાવા લાગી. એ પંડિતયુગમાં કવિઓ જાણે પરસ્પર સ્પર્ધામાં ઉતર્યા હોય તેમ વિદ્વત્તા ઉપર ખાસ ભાર દેવાયો. આમ વિષયાન્તરને લીધે આવાં કાવ્યોનું કદ મોટું દેખાતું ત્યારે મૂળ કથા તો કેટલીક વખત તદ્દન ટૂંકી રહેતી. આવાં મહાકાવ્યોમાં કંઈ રસમય નહોતું એમ નહિ પણ આવા વિષયાન્તરથી ક્યારેક ને કંટાળાજનક પણ બનતું. કાલિદાસે જે રસ જાળવ્યો તે અન્ય કવિઓ ન જાળવી શક્યા. આમ વસ્તુ અને નૈસર્ગિક પ્રતિભાને બદલે સ્વરૂપ અને વિદ્વત્તા પ્રધાન બન્યાં. આમ પછીના કવિઓમાં અલંકાર હતા રસ હતો છતાં કાલિદાસમાં જે વિષયની રજૂઆતમાં સમતુલા દેખાય છે તે ભારવિ વગેરેમાં દેખાતી નથી. કાવ્યની સાચી મુદ્રા માત્ર ક્યારેક ક્યાંક જ દેખાતી.

તાત્પર્ય એટલું જ કે ભારવિ પણ પોતાના યુગની અસરમાંથી પર રહી નથી શક્યો. કિરાતાર્જુનીયના પંદરમા સર્ગમાંના તેના શબ્દાલંકારોની પરંપરાએ માઝા મૂકી છે. શબ્દાલંકારો જાણે પરસ્પર સ્પર્ધા કરતા ત્યાં ઊતરી આવ્યા ન હોય! આ ઉપરાંત તેની વિદ્વત્તાનું પણ સારું એવું પ્રદર્શન. તે આ કાવ્યમાં વ્યાકરણના રૂપોમાં અને છંદવૈવિધ્યમાં કરે છે. પણ એ બધું એના યુગનો પ્રભાવ છે. એથી કરીને કંઈ તેનામાં કંઈ જ રસ અને કવિત્વ નથી એમ માનવું ભૂલ ભરેલું છે. કાલિદાસની માફક તેના મહાકાવ્યમાં પણ સાદા છંદ છે. મોટા શ્લોકોથી તે મોટે ભાગે દૂર રહે છે. આમ તેનામાં ખોટું છંદનું જ્ઞાન પ્રદર્શિત થતું નથી. તેના આ મહાકાવ્યમાં તો તેના વિષયને છાજે એવું ભૂલ વગરનું સુંદર

સગીત છે આમ તેનુ કિરતાર્જુનીય અને કાલિદાસનાં મહાકાવ્યો જેવું ન હોય પણ તે પાંચ મહાકાવ્યોમાં તો સ્થાન પામ્યુ જ છે

## [ ૨ ] પાત્ર આલેખન

### સુયોધન

ભારવિની પાત્રનિરૂપણ કળા અને શક્તિ આ પહેલા જ પાત્રમાં દેખાઈ આવે છે આ પાત્ર પોતે આપણી સમક્ષ આવતું નથી છતાં પહેલા જ સર્ગમા ભારવિ તેનુ સર્વાંગીણ પાત્રનિરૂપણ કોઈ અજબ કલાથી કરે છે દૂત, ભીમ, યુધિષ્ઠિર તથા વેદવ્યાસના શબ્દો દ્વારા અહીં આ પાત્ર નિરૂપાયુ છે

મૂળ તો દુર્યોધન મહાભારતનુ એક જાણીતુ પાત્ર છે તે ધૃતરાષ્ટ્રનો પુત્ર છે મહાભારતમાં તેને ફક્ત કપટી અને અદેખો જ ચીતરવામા આવ્યો છે ત્યાં તેને મદ અને માનથી છકી ગયેલો આલેખવામાં આવ્યો છે પણ ભારવિના કિરાતાર્જુનીયમા તો આ પાત્ર કોઈ જુદા જ રગમાં આવે છે દુર્યોધનને અહીં માત્ર દુર્યોધન તરીકે રજૂ કરી ભારવિ કેવળ પાડવો પર પક્ષપાત નથી બતાવતો આપણે જોઈશુ કે તેને ભારવિ એક કુશળ રાજનીતિજ્ઞ પુરુષ તરીકે હમેશ આલેખે છે આમ દુર્યોધન દુર્યોધન ન રહેતાં ભારવિની કલમે તે સાચો સુયોધન બને છે તથાપિ એ ગુણ અવગુણવાળો સાચો મનુષ્ય બની રહે છે મદ અને માનથી તે છકી ગયેલો છે એ-એક જ અવગુણથી તે પડશે એમ યુધિષ્ઠિરને ખાતરી છે

કાવ્યના પ્રારભમાં દૂતની પહેલી ઉક્તિમા જ આ પાત્ર ઝળહળી ઊઠે છે દૂત તેને કપટી ( જિહ્મ ) લેખે છે પણ આખરે તો તે યુધિષ્ઠિરનો દૂત છે ને ? કપટ તો કોણ રાજાને નથી વર્યું ? કપટ એ કોઈ રાજા માટે દુર્ગુણ નથી 'શાઠ્ય' ની વિદ્યા તો રાજાઓને ખાસ વિદ્યા તરીકે શિખવાય છે એમ મહાકવિ કાલિદાસ પણ કહે છે—परातिसंधानमधीयते यैः विद्यति ते सन्तु किलाप्तवाच ॥ દુશ્મનને નમાવવા કુટિલનીતિ વાપરનાર

ચાણક્ય સુવિદિત છે. શ્રી કૃષ્ણે પણ કપટમાં કયાં બાકી રાખી છે? આમ કપટથી રાજ્ય મેળવ્યું અને પાંડવો સામે છળ ગમ્યો વગેરે સુયોધનને ભલે આદર્યું પણ તેથી કંઈ તે દુર્યોધન થોડો થઈ ગયો? તે એક કુશળ રાજનીતિજ્ઞ પુરુષ છે જેથી રાજ્ય મેળવીને તેણે વિચાર્યું કે કપટથી રાજ્ય તો મેળવ્યું પણ એથી કરીને શું તે લોકોમાં યુધિષ્ઠિર જેવો પ્રખ્યાત થયો છે? તેણે અર્જુનનો પ્રતાપ અનુભવ્યો છે તેણે વિચાર્યું કે હજી તે યુધિષ્ઠિર ની માફક લોકોનું મન જીતી શક્યો નથી. તે જીત્યા વગર એણે પોતે યુધિષ્ઠિર ઉપર સાચો વિજય મેળવ્યો ન કહેવાય કદાપિ જો પાંડવો પાછા આવી યુદ્ધ જાહેર કરે તો લોકો જરૂર યુધિષ્ઠિરના પક્ષે જવાના અને પોતાને કેવળ કપટી કહી છોડી દેવાના તેને પાંડવો તરફનો આ ભય હમેશ હતો વાતચીત દરમિયાન પણ યુધિષ્ઠિરનું નામ આવતાં તેને અર્જુનનું પરાક્રમ યાદ આવતું અને તે કંપી ઊઠતો તથા નીચું જોતો (कथाप्रसङ्गेन तन्नामिधानाद् व्यथते नतानन) આમ આવા દુશ્મનને દાબી દેવા કોણ રાજવી ઉત્સુક ન હોય? એને શું આપણે કેવળ અદેખાઈ લેખી શકીશું કે? નહિ જ એને જો અદેખાઈ ગણીએ તો પણ એ રાજાને સુલભ છે સિંહનો દાખલો લઈએ સિંહ પોતાનો પ્રતિધ્વનિ પણ સાંખી શકતો નથી. પ્રતિધ્વનિ કાને પડતાં જ તેને થાય છે કે કોઈ બીજો સિંહ પોતાની સામે થાય છે તે મેઘના જોરથી ત્રાડે છે આમ દુશ્મનને કોઈ રાજા સાંખી શકે જ નહિ યુધિષ્ઠિરે પણ દ્વૈતવનમાં એક એક દૂત કયાં નથી મોકલ્યો?

આમ એક કુશળ રાજનીતિની અદાથી તે હવે લોકોના મન જીતી લોકોને પોતાના કરી લેવા મથે છે दुरोदरच्छद्मजितां समीहते नयेन जेतुं जगतीं सुयोधनः ॥ તે હમેશ જાગ્રત અને ઉદ્યમી રહે છે આળસનો તેણે ત્યાગ કર્યો છે કામ, ક્રોધ, લોભ ઇત્યાદિ ષડ્‌ગુણ ઉપર તેણે પ્રભુત્વ મેળવ્યું છે वितन्यते तेन नयेन पौरुषम्। સેવકો, મિત્રો અને

સ્વજનોને તેણે ઊંચી કક્ષા આપી ખાસ રીઝવ્યા છે. સેવકોને તે મિત્રો જેવું માન આપે છે. મિત્રોને તે બંધુઓ જેવા ગણે છે. અને બંધુઓને તે પોતાના જેવા ગણે છે. ધર્મ, અર્થ અને કામના ત્રિવર્ગે જાણે તેના ગુણના અનુરાગથી તેનામાં મૈત્રી સાધી છે અર્થાત તે ધર્મ અર્થ અને કામ એમ ત્રણેને સરખી અગત્ય આપે છે न बाधतेऽस्य त्रिगणः परस्परम्। સામ, દાન, ભેદ અને દંડ તે યોગ્ય રીતે વાપરે છે. તે મીઠા શબ્દોમાં સમજાવટ કરે છે. માત્ર મીઠા શબ્દો જ નહિ. સાથે તે પુષ્કળ દાન પણ કરે છે જ. અને આ દાન તથા સત્ક્રિયા તે ગમે તેને કરતો નથી. પણ પાત્રના ગુણ તપાસીને જ તે તેમ કરે છે. હવે તેને કશો લોભ રહ્યો નથી (વશી). તેને ક્રોધ પણ રહ્યો નથી. તેથી તે દણ્ડ અપનાવે છે પણ વિત્તના લોભે નહિ કે ગુસ્સાથી પણ નહિ. કેવળ તે પોતાના રાજવી ધર્મ તરીકે જ દંડ અપનાવે છે. તે પણ કોઈ જાતના પક્ષપાત વગર. દણ્ડ આપવામાં તે શત્રુ કે પુત્ર તરફ કોઈ પક્ષપાત બતાવતો નથી. પોતાના રક્ષણ માટે તથા શત્રુઓમાં ભેદ પડાવવા તે ચારે બાજુ વિશ્વાસુ દૂત નીમે છે. તેમને યોગ્ય વેતન આપી તેણે તેમને કાયમ વિશ્વાસમાં લઈ લીધા છે. કાર્ય સધાતાં તે યોગ્ય વેતન આપવાનું ભૂલતો નથી. સામ, દાન, ભેદ અને દણ્ડ એ ચાર ઉપાયો, યોગ્ય રીતે અપનાવ્યા હોવાથી જાણે પરસ્પર સ્પર્ધા કરતા હોય તેમ સુયોધનને અર્થસંપત્તિ આપે છે. અનેક રાજાઓ તેને ચરણે નમે છે તેનો શબ્દે શબ્દ શાસન બની જાય છે. તેના ગુણથી ભલભલા નરાધિપો તેનો પડતો બોલ ઝીલે છે અને તેનું શાસન માળાની માફક માથે ચડાવે છે તેના રાજ્યમાં આ ધરિત્રી પોતે લક્ષ્મી દોહી રહી છે स्वयं प्रदुग्धेऽस्य गुणैरुपस्नुता वसूपमानस्य वसूनि मेदिनी। તેના રાજ્યમાં ચોમેર તેણે નહેરો ખોદાવી દીધી છે. કુરુપ્રદેશ આથી રસાળ બન્યો છે. ધનધાન્યથી તે ફૂલ્યોફાલ્યો રહે છે. તેના રાજ્યમાં દુકાળનો ભય નથી કારણ ખેડૂતોને પાક માટે વરસાદની રાહ જોવી પડતી નથી. તેના યોદ્ધાઓ બળવાન છે, માની છે, ધનુર્ધારીઓ

છે, અને કેટલાયે યુદ્ધોમાં તેમણે કીર્તિ પ્રાપ્ત કરી છે તે ભેગા મળી તેની સામે કાવતરું ઘડે તેવા નથી અને સુયોધન માટે જીવ આપી છૂટે તેવા છે તેમને યોગ્ય વેતન મળે છે તેથી તે હમેશ વફાદાર રહે જ. પોતાના વિશ્વાસુ દૂતો દ્વારા તે બીજા રાજાઓની ક્રિયા જાણી લે છે પણ પોતાની ક્રિયા તે કોઈને જણાવા દેતો નહિ. એની ક્રિયા તો ફળ આવે જ જણાતી. આમ અર્થ અને કામ સાધીને તે હવે ધર્મ તરફ વળ્યો છે દુઃશાસન જેવા ઉદ્ધતને યુવરાજપદે સ્થાપીને તેણે કાબૂમાં લઈ લીધો છે એ પોતે હવે ધર્મની સાધના તરફ વળ્યો છે धिनोति हव्येन हिरण्यरेतसम्.

આમ તેણે નીતિથી લોકોને જીતવા માંડ્યા છે. છતાં તેને યુધિષ્ઠિરનો ભય હંમેશ રહે છે. તેથી પાંડવો પ્રત્યે તે કંઈ નવું કપટ કરે તો કંઈ નવાઈ નહિ કપટ તો તેને નાનપણથી વર્યું છે. ભીમને પોતાને ખાતરી છે કે તેર વર્ષ પછી પણ કંઈ યુદ્ધ વગર દુર્યોધન સહેલાઈથી રાજ્ય આપી દે એવો દાગો પાયો નથી દૂત, ભીમ, અને વેદવ્યાસ બધા ભલે સુયોધનને કપટી કહે [ कथमाविष्कृतजिह्मवृत्तिना धृतराष्ट्रसुतेन शर्मकृत्सेर्मत्रतस्कृत्वेन ] છતાં આગળ જોયું તેમ કપટ એ કંઈ રાજા માટે દૂષણ નથી. વેદવ્યાસને પણ કબૂલ કરવું પડે છે કે આવો રાજા એકદમ જીતાય એમ નથી

(આમ મહાભારતનો દુર્યોધન ભારવિને હાથે સાચો સુયોધન જ બન્યો છે. કપટથી જીતેલા રાજ્યને તે નયથી જીતવા માગે છે એ જ બતાવે છે કે તે સાચો રાજનીતિનિપુણ છે. વેદવ્યાસ જેવાને પણ કહેવું પડે છે કે સુયોધન સામે લડવા અર્જુને પહેલાં દૈવી પ્રસાદ મેળવવો પડશે યુધિષ્ઠિર જેવા રાજા પણ તેને ક્ષમાથી જીતવા માગે છે. એ બતાવે છે કે સુયોધન ખરેખર નીતિનિપુણ છે.

પણ ભારવિ તેને કેવળ આવા આદર્શ રાજા તરીકે નથી ચીતરતો. તે એક માનવી છે અને એક માનવ તરીકે તેનામાં મદ અને

માન એ બે અવગુણો હજી નષ્ટ થયા નથી. મદ અને માનથી તે છકી ગયો છે. એનુ એ એક જ છિદ્ર જોઈને યુધિષ્ઠિર તિતિક્ષા સેવી રહ્યા છે આવા રાજવીએ એ જરૂર ત્યજવા જોઈએ યુધિષ્ઠિરને ખાતરી છે કે એ અભિમાનમાં તે ભવિષ્યમાં એના જ પક્ષના રાજાઓનુ અપમાન કરશે એ અભિમાનથી જ તે આગળ ઉપર પડશે એ ખાતરી યુધિષ્ઠિરને છે જો તેનામાં ફક્ત આ જ અવગુણ ન હોત તો સુયોધન કદી પડત નહિ અને યુધિષ્ઠિરનો તિતિક્ષા મંત્ર કદાચ ન ચાલત. મહાભારતના દુર્યોધનનું આ એક જ માનનું દૂષણ ભારવિએ સાચવ્યુ છે બાકી તો તે દરેક રીતે સુયોધન જ છે

ભાસ પણ મહાભારતના દુર્યોધનને દુર્યોધન તરીકે ન રાખતાં સુયોધન તરીકે જ આલેખે છે

येनैव मानेन सम प्रसूत तेनैव मानेन दिव प्रयामि ।

દૂત

આ પણ ભારવિનુ એક વિશિષ્ટપાત્ર છે બીજા રાજાઓની હીન ચાલ જોવા આવા વિશ્વાસુ દૂત નીમવામા આવતા તેમને યોગ્ય વેતન અપાતું. તેથી તેઓ હમેશ વફાદાર રહેતા આવો જ એક દૂત યુધિષ્ઠિરે મોકલ્યો હતો યુધિષ્ઠિર દ્વૈતવનમા હતા ત્યારે દુર્યોધનની હીલચાલ જોવા તેમણે આ દૂતને મોકલ્યો હતો. તે બ્રહ્મચારીને વેષે દુર્યોધનના નગરમા ફર્યો હતો અને બધી માહિતી મેળવી પાછો ફર્યો હતો તે એક હિતેચ્છુ દૂત હોવાથી તેણે જોયેલી સત્ય હકીકતથી તે યુધિષ્ઠિરને વાકેફ કરે છે તેણે યુધિષ્ઠિરને સ્પષ્ટ કહી દીધુ કે સુયોધને પૃથ્વીને નીતિથી જીતી લીધી છે આમ ખોટુ પ્રિય બોલી રાજાને રીઝવી પૈસા લેવા તે કરતાં તે અપ્રિય છતાં સત્ય બોલી રાજાને દુખી કરવા વધારે પસદ કરે છે

न विव्यथे तस्य मनो न हि प्रिय प्रवक्तुमिच्छन्ति मृषा हितैषिण ।

તે યુધિષ્ઠિરનુ માન સાચવે છે (कृतप्रणामस्य) યુધિષ્ઠિરની અનુજ્ઞા લઈને જ તે પોતાની હકીકત રજૂ કરે છે अनुज्ञामधिगम्य भूभृत

તેની હકીકત સાચી હતી તે સમજે છે કે દૂત રાજાની આંખ છે. (चारचक्षुः) આથી આ દૂતની હકીકત ઉપર જ રાજાનું ભાવિ અવલંબે છે આપણો દૂત જાણે છે કે પોતે સુયોધને ખરેખર નીતિથી રાજ્ય જીત્યું છે એ હકીકત યુધિષ્ઠિરને કહેવાનો છે. એ પોતે જાણે છે કે એથી યુધિષ્ઠિરને દુઃખ થશે આથી તે પહેલેથી જ યુધિષ્ઠિરની ક્ષમા માગી લે છે. આવા સેવકોએ રાજાને છેતરવો ન જોઈએ न वञ्चनीयाः प्रभवोऽनुजीविभिः ।

જે રાજાને સત્ય હિતકારક હકીકતથી વાકેફ કરતો નથી તે ખરેખર યોગ્ય મિત્ર અને સેવક નથી. જે રાજા આવા હિતેચ્છુ પાસેથી સાંભળતો નથી તે ખરેખર સારો રાજા નથી. રાજા અને સેવકો પરસ્પર અનુકૂળ હોય તો જ સઘળી સંપત્તિ સંભવે છે

આવા એક હિતેચ્છુ વફાદાર દૂતના પ્રવેશથી કિરાતાર્જુનીય કાવ્યનો આરંભ થાય છે આ દૂત પોતે ઘણો જ હુંશિયાર છે તે બ્રહ્મચારીને વેશે દુર્યોધનના રાજ્યમાં ફર્યો અને બધી માહિતી મેળવી તેણે ખાસ હકીકત પણ મેળવી કે સુયોધન યુધિષ્ઠિર તરફથી હજી ભય રાખે છે તથા તે માટે તે નવું કપટ કરવા ઉદ્યત થયો છે છતાં તે યોગ્ય પગલાં લેવાનું યુધિષ્ઠિરને કહે છે કારણ પોતે મેળવેલી હકીકત સમાચાર ઉપર અવલંબે છે परप्रणीतानि वचांसि चिन्वतां प्रवृत्तिसाराः खलु मादृशां गिरः । તેની વાણી પણ ખરેખર સુંદર શબ્દોવાળી અને અર્થઘન છે એ એની ઉક્તિમાં દેખાય છે

આમ છતાં તેનામાં અભિમાન નથી પોતે આવું સારું કામ પાર પાડી આવ્યો એનો યશ તે યુધિષ્ઠિરને આપે છે

निसर्गदुर्बोधमबोधविक्लवाः
क्व भूपतीनां चरितं क्व जन्तवः ।
तवानुभावोऽयमवेदि यन्मया
निगूढतत्त्वं नयवर्त्म विद्विषाम् ॥

## ભીમ

ભીમ બીજો પાંડવ હતો. આ પણ મહાભારતનું જ પાત્ર છે. ભારવિએ પણ તેને તે જ રીતે રજૂ કર્યું છે. દેખાવે જ ભયાનક મહાન શરીરવાળો તે સાચે જ ભીમ હતો. તેના દેખાવ પ્રમાણે તે સાચે જ વૃકોદર છે. કહે છે કે ખાવાનાનો અડધોઅડધ ભાગ તેને આપી દેવાતો. જ્યારે બાકીના અર્ધા ભાગમાંથી બીજા બધા વહેંચી લેતા. છતાં તેના સ્વભાવને લીધે તેણે દ્રૌપદીનો વિશેષ સ્નેહ સંપાદન કર્યો હતો. દ્રૌપદીની માફક તે પણ સ્વભાવે તેજસ્વી છે. એક નહિ પણ અનેક વખત ખોટું કરનાર યુધિષ્ઠિરની સામે તે પણ થયા વગર રહી શક્યો નહિ. યુધિષ્ઠિરની સામે તે બોલે છે પણ અવિવેકી અને સખત રીતે નહિ. તે પોતાની દલીલો બહુ સુંદર રીતે રજૂ કરે છે. દ્રૌપદીની દલીલો તે સુંદર રીતે વિવેકથી રજૂ કરે છે. તે વ્યવહારુ છે અને રાજ્યનીતિ જાણનારો છે.

યુધિષ્ઠિરની શાંત નીતિ માટે તે વધારે કહી શકતો નથી પણ તેને મતિ વિપર્યય કહે છે. પૌરુષ અને ઉત્સાહથી જ રાજ્યલક્ષ્મી રહે છે તે હાથણી, સિંહ, અગ્નિ અને નવા ચંદ્રના સારા દૃષ્ટાન્તો આપે છે

> प्रणमन्त्यनपायमुत्थितं प्रतिपच्चन्द्रमिव प्रजा नृपम् ।
> ...मदसिक्तमुखैर्मृगाधिप. करिभिर्वर्तयते स्वयं हतैः ।
> ...ज्वलित न हिरण्यरेतसं चयमास्कन्दति भस्मनां जनः ।
> ...किमपेक्ष्य फल पयोधरान् ध्वनत प्रार्थयते मृगाधिप.

આવા આવા સુંદર દૃષ્ટાંતો ટાંકી તે યુધિષ્ઠિરને શાંતિ ત્યજવા સમજાવે છે અનુત્સાહ અને વિષાદને લીધે કેવાં પરિણામો આવે છે એ તે સમજાવે છે.

> निवसन्ति पराक्रमाश्रया न विषादेन समं समृद्धय. ॥

તે નાનપણથી કપટી દુર્યોધનને બરાબર ઓળખે છે કારણ તેને પોતાને અનેક ખરાબ અનુભવ થયા છે. આથી તે યુધિષ્ઠિરને સમજાવે

છે કે તેર વર્ષ પછી પણ કઈ દુર્યોધન પોતાની મેળે તેર તેર વર્ષ ભોગવેલી રાજ્યલક્ષ્મી એમ સહેલાઈથી યુદ્ધ વગર છોડે એમ નથી.

अथ चेदवधि प्रतीक्ष्यत कथमाविष्कृतजिह्मवृत्तिना ।

धृतराष्ट्रसुतेन सुत्यजाश्चिरमास्वाद्य नरेन्द्रसम्पद ॥

યુધિષ્ઠિરને પણ ભીમની દલીલો માટે માન ઉપજે છે

विमला तव विस्तरे गिरां मतिरादर्श इवाभिदृश्यते ।

યુધિષ્ઠિર

આ પણ મહાભારતનુ જ પાત્ર છે તે સહુથી મોટા પાંડવ છે કાવ્યની શરૂઆતમાં તેનો જ પહેલો ઉલ્લેખ થાય છે તેમણે મોકલેલો દૂત દ્વૈતવનમાં યુધિષ્ઠિર પાસે જ આવે છે.

તે શાંતિના અવતાર છે તેમના શબ્દો જ બતાવે છે કે તે સ્વભાવે પણ તેવા જ શાંત છે કદી સહેલાઈથી તે ગુસ્સે થાય નહિ તેવા છે એક મનુષ્ય તરીકે તે ખૂબ વિવેકી છે વેદવ્યાસને તે આવકારે છે એમાં એમનો વિવેક દેખાય છે તે ઋષિને માન આપીને પછી જ પોતાનુ આસન લે છે તેમની વાણી પણ કઠોર કે અવિવેકી નથી. દ્રૌપદીના સખત શબ્દો સાંભળીને પણ તે જરાકે ગુસ્સે થતા નથી. કેટલી શાંતિથી તે ભીમની દલીલોનો જવાબ આપે છે! કેટલી ધીરજથી તે રાજ્યનીતિના લાંબા દાવ સમજાવે છે! અવિવેકી અને ઉતાવળિયા કામના અવગુણ તે એટલી સરસ રીતે સમજાવે છે કે સામાને તે માનવુ જ પડે

सुकृत परिशुद्ध आगमः कुरुते दीप इवार्थदर्शनम् । ક્રોધ, મદ અને માનના અવગુણ તે સુદર રીતે રજુ કરે છે

अविभिद्य निशाकृतं तमः प्रभया नांशुमताप्युदीयते । જે ક્રોધને વશ નથી કરતો તેની સઘળી શક્તિ હણાઈ જાય છે.

क्षयपक्ष इवैन्दवीः कलाः सकला हन्ति स शक्तिसम्पदः । જે સમય

આવે કોપ તથા શાંતિ ધારે છે તે જ સૂર્યની માફક જગત ઉપર શાસન કરે છે—

समवृत्तिरुपैति मार्दवं समये यश्च तनोति तिग्मताम् ।
अधितिष्ठति लोकमोजसा स विवस्वानिव मेदिनीपतिः ॥

આવી રીતે તે કોપનો ત્યાગ કરી શાંતિ ધારવા કહે છે શત્રુને તદ્દન નિર્બળ કરવા માટે તિતિક્ષા જેવુ કોઈ સાધન નથી

अनपायि निबर्हणं द्विषां न तितिक्षासममस्ति साधनम् । મ૰ અને માનથી છકેલો દુર્યોધન જરૂર રાજાઓનુ અપમાન કરશે એ બધા રાજાઓ પણ ભવિષ્યમાં પોતાને જ સાથ આપશે એ નય તે બહુ સુંદર રીતે ભીમસેનને સમજાવે છે પોતાના જ દુર્ગુણથી તે પોતાના પક્ષનો ટેકો ગુમાવશે આમ તિતિક્ષાથી એ પોતે જ એના વિનાશનું કારણ બનશે

अभिभूय हरत्यनन्तरः शिथिलं कूलमिवापगारयः । વેદવ્યાસને પણ તેમના તરફ ખાસ પક્ષપાત છે.

भवन्ति भव्येषु हि पक्षपाताः । વનના કંદમૂળ અને ફળથી તથા દર્ભની પથારીમાં પણ તે આનંદ અનુભવે છે મોટાભાઈ તરીકે તેમનુ સારૂ માન છે કોઈ પણ ભાઈ તેમની આજ્ઞા ઉલ્લંઘનો નથી. ભીમ તેમનાથી બીજો જ ભાઈ હોવાથી ઠીક સલાહ આપી શકે છે

પતિ તરીકે પણ તેમણે દ્રૌપદીનો ભાવ મેળવ્યો છે દ્રૌપદી માટે યુધિષ્ઠિરને એટલુ માન છે કે તે પોતે એનો મત પૂછે છે દ્રૌપદીને તેમની શાંતિની નીતિ સહેજ પણ ગમતી નથી તે એમને સખત શબ્દો પણ કહી જાય છે મનુષ્યના ગુણ અવગુણનો તેમને ઠીક અભ્યાસ છે દુર્યોધનનો અભિમાની સ્વભાવ ને પામી જાય છે ભીમની ઉક્તિને દરેક રીતે તપાસીને તે એને માટે મત આપે છે

તે એક સફળ રાજવી તરીકે છાપ પાડે છે હારીને દ્વૈતવનમાં બેઠે બેઠે પણ તે શત્રુની હીલચાલ તપાસવા દૂત મોકલે છે ક્રોધ અને

કામ વગેરે ઉપર તો તે અગ્રમ પ્રભુત્વ ધરાવે છે ધર્મ અર્થ અને કામને તે પણ સરખુ જ મહત્વ આપતા હશે સામ, દાન દણ્ડ અને ભેદને તે યોગ્ય રીતે પ્રયોજતા હશે તે પણ ભેગ આપીને તથા સ્નેહથી બધાને વશ કરતા હશે યોદ્ધાઓને યોગ્ય બદલો આપી તે ખુશ રાખતા હશે.

ખુબીની વાત એ છે કે યુધિષ્ઠિરની આ નીતિનિપુણતા ભારવિ ખાસ કહેતો નથી. પણ દૂતની ઉક્તિમાં જ યુધિષ્ઠિરના રાજવી તરીકેના ગુણ ઉપસી આવે છે કારણ તે કહે છે કે યુધિષ્ઠિરને ગુણમા ટપી જવા સુયોધને આવુ આવુ કર્યું શાંતિ રાખવાથી દુર્યોધન પોતે જ નિર્મળ થશે એ એમની ધારણા ખોટી નથી કારણ વ્યાસ પણ એમ જ સલાહ આપે છે હારેલા અને દૂર વનમાં રહેતા યુધિષ્ઠિરની પણ સુયોધનને બીક લાગે છે

विशङ्कमानो भवत पराभव नृपासनस्थोऽपि वनाधिवासिन ।
कथाप्रसङ्गेनजनैरुदाहृता तवाभिधानाद्व्यथते नतानन ॥

સુયોધન તેનાથી બીએ છે એ જ હકીકત યુધિષ્ઠિરને એક સારા રાજવી તરીકે રજૂ કરે છે તે ખરેખર ધર્મરાજ જ છે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે તો શુ યુધિષ્ઠિર પણ એક સાધારણ માણસની માફક જ શત્રુ ઉપર બદલો લેવાની વૃત્તિ સેવે છે? યુધિષ્ઠિર એક રાજા છે તેના હાથમાં લોકોનું હિત છે [कृते प्रतिकृत कुर्यात् हिंसिते प्रतिहिंसितम् ।] કેવળ વિધિને આધારે બેસી રહેવુ ક્ષત્રિયને ઘટતુ નથી તો પછી જેના હાથમાં લોકોનુ હિત છે તે રાજા તો કેમ કરી સ્થિર બેસી રહી શકે? ફેર એટલો જ કે યુધિષ્ઠિર ફક્ત યોગ્ય સમયે યુદ્ધ કરશુ અને ત્યાં સુધી શાંતિ સાચવવી એ નીતિના છે

## અર્જુન

પાંડવોમાંનો ત્રીજો પાંડવ તે અર્જુન તે કિરાતર્જુનીય કાવ્યનો નાયક છે છતાં તે છેક ત્રીજા સર્ગમાં પ્રવેશ છે પહેલા સર્ગમાં દ્રૌપદી

ધનંજયનો ઉલ્લેખ કરે છે. જે ધનંજયે ઉત્તર કુરુ જીતીને યુધિષ્ઠિરને પુષ્કળ દ્રવ્ય આપ્યું હતું તે જ ધનંજય હવે દ્વૈતવનમાં વલ્કલ લાવે છે એ બહુ ખેદની વાત છે.

विजित्य यः प्राज्यमयच्छदुत्तरा–

–न्कुरूनकुप्य वसु वासवोपमः ।

स वल्कवासांसि तवाधुनाहरन् करोति मन्युं न कथं धनंजयः ?

પછી છેક તે ત્રીજા સર્ગમાં દેખાય છે. વેદવ્યાસ તેને જ તપ માટે પસંદ કરે છે

एते दुरापं समवाप्य वीर्यमुन्मूलितारः कपिकेतनेन, योगं च तं योग्य तमाय……ઈ.

એણે જ દ્રૌપદીના સ્વયંવરની દ્રુપદની પ્રતિજ્ઞા સફળ કરી હતી. તે પોતે જ દ્રૌપદીનો સાચો સ્વામી હતો. આથી દ્રૌપદીને તેને માટે કુદરતી સ્નેહ હોય જ. તે જવાનો છે એ વિચારે જ તેની આંખો ભરાઈ આવે છે. થોડા વખત તો તે કઈ બોલી જ ન શકી. અર્જુનને પણ તેને માટે તેવો જ સ્નેહ હતો. તે પણ મૂક વાતો કરતો હતો. મહા મુશ્કેલીથી દ્રૌપદી થોડા શબ્દો બોલી શકી. અર્જુન તો એવો દુઃખી થઈ ગયો છે કે એ એક પણ શબ્દ બોલી શકતો નથી.

દ્રૌપદીને તેનામાં બહુ વિશ્વાસ છે. તેથી તે તેને તેમને બચાવવા કહે છે. તે આખો વખત લગભગ મૌન જ રાખે છે તેને ક્ષત્રિય તેજ માટે માન છે. કારણ દ્રૌપદીના અપમાન પછી તેનુ શરીર સૂકાઈ ગયું છે એમ કહ્યું છે. જેમ દાંત તોડી પાડવાથી હાથીનો દેખાવ ફરી જાય, જેમ વાદળના આચ્છાદનથી મધ્યાહ્નનો સૂર્ય બદલાય તેમ અર્જુનનો દેખાવ પણ બદલાઈ ગયો

१ प्राप्तोऽभिमानं व्यसनादसह्यं दन्तीव दन्तव्यसनाद्विकारम् ।
द्विषत्प्रतापान्तरितोरुतेजाः शरद्घनाकीर्ण इवादिरह्नः ॥ १

શરમને લીધે તેનાં શસ્ત્રો પણ ચળકતાં નહોતાં સૂકાયેલા સરોવર જેવો તેનો દેખાવ થઈ ગયો હતો

समीप्मादैरित निष्क्रियत्वान्नात्यर्थमङ्गैरवभाष्यमान ।
परान्स्वपक्षाण जलार्णवाभस्त्वमन्यमाकारमिवाभिपन्न ॥

અર્જુનને તે બધા માટે એટલી લાગણી હતી કે બધા તેને સલાહ આપે છે કે તેણે કોઈને સતાવવા નહિ

દ્રૌપદી માટે અર્જુનને પોતાને પણ ઘણી લાગણી હતી. દ્રૌપદીના શબ્દો સાંભળતાં જ તે પોતે જાણે નવી રીતે પ્રકાશવા લાગ્યો. નવોક્ત । તે જાણે સમરાંગણમાં હોય તેમ લડવા લાગ્યો. તે જાય છે ત્યારે દ્વૈતવનના બધા તાપસો આંસુ સારે છે આમ તેણે તે બધા તાપસોનાં મન જીત્યાં હતાં

/ अलकाधिपमृत्यदर्शित
शिवमुर्वीधर सर्मसप्रयान् ।
हृदयानि समाविवेश स
क्षणमुद्बाष्पदृशां तपोभृताम् ॥ /

અર્જુનનું વ્યક્તિત્વ જ એવું હતું કે તે પ્રકૃતિને પણ ગમી ગયો દિશાઓ પણ જાણે નોબતના અવાજથી તેને અનુસરી દેવોએ તેના ઉપર પુષ્પો વરસાવ્યાં આમ તે દેવોનો પણ લાડીલો હતો. થોડા જ સમયમાં તેનો ભાર હળવો થશે એ પ્રિય સમાચાર કાનમાં કહેવા સમુદ્ર પણ જાણે પૃથ્વીને ભેટ્યો

/ अनुजगुरथ दिव्य दुन्दुभिध्वानमाशा
सुरकुसुमनिपातैर्व्योम्न लक्ष्मीर्वितेने ।
प्रियमिव कथयिष्य नालिलिङ्ग स्फुरन्तीम्
भुवमनिभृतवेला वीचिबाहु पयोधि ॥ /

## દ્રૌપદી

મહાભારતનું આ એક તેજસ્વી સ્ત્રી પાત્ર છે તે પાંચ પાંડવોની પત્ની છે સવારમાં લેવાતાં પાંચ સતીઓનાં નામોમાં તેના નામનો પણ સમાવેશ થાય છે યુધિષ્ઠિરે દ્યૂતમાં દ્રૌપદીને પણ હોડમાં મૂકી હતી

અને તેને પણ હારી ગયા હતા. પરિણામે તે કૌરવોની ગુલામ થઈ હતી. દુઃશાસન તેને ચોટલો પકડીને સભામાં ઘસડી લાવ્યો હતો. તેને કચરો વાળવાનું કહેવામાં આવ્યું હતું. સભા વચ્ચે તેનું અનેક પ્રકારે અપમાન થયું હતું એ બધું તેણે કેવળ ધર્મ માટે મૂગું મૂગું સહ્યું હતું.

આજ સઘળું હારીને એવાં હડહડતાં અપમાનો વેઠીને કેવળ યુધિષ્ઠિરના આગ્રહને વશ થઈ તેને પણ પાંડવો સાથે વનમાં વસવું પડ્યું હતું. તેના હૃદયમાં શત્રુએ કરેલાં અપમાનો હંમેશ માટે કોરાઈ ગયાં હતાં. તે ઇચ્છતી હતી કે હવે યુધિષ્ઠિર પણ કપટ સામે કપટ કરી તેર વર્ષની શરતનો ભંગ કરી યુદ્ધ કરી બદલો લે તો સારું. પણ યુધિષ્ઠિર ઠંડા હતા. જે વૃકોદર ખાધે ધરાય નહિ તે આજે કેવળ કંદમૂળ ખાઈ ચલાવી લે છે એ તે શેં જોવાય! જે વૃકોદર પગે ચંદન લગાવી ફરતો તે વૃકોદરના પગે આજ પર્વતની રેતી લાગે છે એ તે શેં જોયું જાય! જે ધનંજય ધનના ઢગ લાવતો તે ધનંજય આજ માત્ર વલ્કલ જ આણે છે એ તે કેમ વેઠાય? જે નકુળ સહદેવ સુંવાળી પથારીમાં સૂતા તે જ નકુળ સહદેવનાં શરીર આજે જમીન ઉપર સૂઈ ને કઠણ થઈ ગયાં છે. જે નકુળ સહદેવ દેખાવે રમણીય હતા તેમને શરીરે ચોપાસ વાળ ઊગી ગયા છે એ તે શેં જોવાય! જે ધર્મરાજ કીમતી શય્યામાં સૂતા અને મંગળવાદ્યોના ધ્વનિથી જાગતા તે જ ધર્મરાજ કેવળ દર્ભની શય્યા ઉપર નિદ્રા લે છે અને શિયાળવીના અવાજથી જગાડાય છે. જે ધર્મરાજ ઉત્તમ ભોજન જમતા તે માત્ર વનફળ ખાય છે. જે ધર્મરાજના મણિમય બાજઠ ઉપર રહેતા પગ રાજાઓના મુગટ મણિના કિરણોથી રંગાતા તે ધર્મરાજના પગ આજ ફક્ત કુશઘાસની અણી વાગવાથી નીકળતા લોહીથી રંગાય છે. આ દુઃખ તે શેં જોવાય!

જે દુશ્મનોએ તેમની આવી દશા કરી તેમને તો યોગ્ય બદલો આપવો જ જોઈએ એમ તે માનતી.

આ અપમાનોથી તે બળી રહી હતી ત્યાં જ દૂતે આપેલા સમાચારથી તે સમસમી ઊઠે છે. હવે તેનાથી રહેવાતું નથી. શત્રુઓએ

પાંડવોની કેવી દશા કરી મૂકી છે તેનો ખ્યાલ દ્રૌપદી પણી કડક વાણીમાં આપે છે શઠ પ્રતિ શાઠ્ય આદરી તે વર્ષની શરત તોડી યુદ્ધ આદરો એમ તે યુધિષ્ઠિરને સ્પષ્ટ કહી દે છે અસમત્ત તેના શબ્દો પણ જ કડક છે શત્રુઓએ પોતાની આ દશા કરી અને એ તો ચઢયે જ જાય છે એ એનાથી ખમાતુ નથી યુધિષ્ઠિરને તે સાફસાફ કહી દે છે કે મારે સ્ત્રી થઈને આપને કહેવુ પડે છે પણ હજી પણ જો તમે શાંતિ ન છોડવાના હો તો તો તમે રાજા થવાને લાયક જ નથી ધનુષ્યબાણ છોડીને કોઈ મુનિની માફક અગ્નિને યજ્ઞમાં આરાધ્યા કરો જટાધર સન્ જુહુધિ પાવકમ્ યુધિષ્ઠિરને ઉશ્કેરવા પહેલા તે કઠોર બને છે તે કહે છે કે જેમ મદમસ્ત મતંગ ફૂલની માળા ફેંકી દે તેમ તેણે પોતે જ હાથે કરીને રાજ્ય ગુમાવ્યુ છે પછી તે પાંડવોની કરુણદશાનો ખ્યાલ આપી તેને ઉશ્કેરવા પ્રયત્ન કરે છે જ્યારે આ કટાક્ષ પણ કામ લાગ્યા નહિ ત્યારે તે ખુલ્લ ખુલ્લા કહી દે છે કે વચન તોડીને યુદ્ધ કરો તેના આ શબ્દો રાણી તરીકેનુ શાસન બતાવે છે તે સાથે વહાલસોઈ પત્નીની વિનતી અને સલાહ પણ બતાવે છે

આમ દ્રૌપદી પાંચ પાડવોની માનીતી પત્ની છે યુધિષ્ઠિરને તેને માટે એટલુ માન છે કે તેને રાજકીય ચર્ચામા તે સાથે રાખે છે અને તેનાં આ કવેણ પણ ખમી લે છે તે એક તેજસ્વી નારી છે અપમાન તે વેઠી શકતી નથી છતા મૂગે મુખે તે સઘળુ સહન કરી સહનશીલતાની મૂર્તિ બની રહે છે શત્રુનો અભ્યુદય જોઈને તે સમસમી ઊઠે છે વચન તોડીને યુધિષ્ઠિર યુદ્ધ જાહેર કરે તે માટે એ ઘણા આકરા વેણ કહે છે તે જાણે છે કે રાજાના ગુસ્સા વગર કઈ સભવે નહિ તેથી બધાને ઉશ્કેરવા તે આ રીતે બોલે છે

1 પાંચ ભાઈઓની તે પત્ની થઈ એ જ એની મહત્તા બતાવે છે દરેક પાંડવ તેને ખાસ ચાહતો અને રાજકીય બાબતમાં પણ પાડવો તેની સલાહ લેતા તેના મત પ્રમાણે રાજાઓએ શઠ પ્રતિ શાઠ્યની નીતિ જ રાખવી જોઈએ એ નીતિ ન આચરનારને તે મૂઢ લેખે છે

व्रजन्ति ते मूढधियः पराभवं भवन्ति मायाविषु ये न मायिनः ।

તે ક્ષત્રિય તેજને ખાસ માન આપે છે. ક્ષત્રિયના પ્રાણ કરતાં પણ એ એને વધારે લેખે છે.

तेजस्वितायाविजयैकवृत्तेर्निघ्नन्प्रियं प्राणमिवाभिमानम् ।

ક્ષત્રિયની ફરજ તે સમજે છે. અસાધારણ પરાક્રમો કરી સાચા ક્ષત્રિયે બીજાઓને રક્ષવા જોઈએ.

स क्षत्रियस्त्राणसहः सतां य
स्तत्कार्मुकं कर्मसु यस्य शक्तिः ।
वहन्द्वयीं यद्यफलेऽर्थजाते
करोत्यसंस्कारहतामिवोक्तिम्

વનવાસીની ફરજ તે જાણે છે. અર્જુન જાય છે ત્યારે તે એને ચિંતા ન કરવા કહે છે.

स्खलन्ति साधुष्वपि मानसानि ।

યુધિષ્ઠિરે આફત જાણી જોઈને નોતરી હોવાથી તે એને આકરાં વેણ કહે છે. પણ અર્જુન સાથે તે નમ્ર રહે છે કારણ તેણે જોયું છે કે અપમાનથી અર્જુન સુકાઈ ગયો છે. તેણે એ પણ જોયું કે યુધિષ્ઠિરની આજ્ઞા વગર તે કંઈ ન કરી શકે. આથી જ તે યુધિષ્ઠિરને ઉશ્કેરવા યત્ન કરે છે. સ્વયંવરમાં અર્જુનનું પરાક્રમ તેણે જોયું હતું.

યુધિષ્ઠિર પ્રત્યે તેને ખાસ માન છે કારણ તે એમને માટે નરદેવ વગેરે શબ્દો જ વાપરે છે. ભીમ તેના મતને મળતો હોવાથી તેને માટે દ્રૌપદીને ખાસ લાગણી છે. નકુળ સહદેવ માટેની તેની લાગણી પણ અહીં દેખાઈ આવે છે. અર્જુન માટે તો તેને ખાસ લાગણી છે. આ બધાં દુઃખોથી તે સાવ બદલાઈ ગયો છે એ જોઈને તે એને કંઈ કહેતી નથી. જેમ દાંત કાઢી નાખેલો હાથી બદલાઈ જાય, જેમ વાદળથી બપોરનો સૂર્ય ઝાંખો થઈ જાય તેમ આ દુઃખથી સાવ બદલાઈ ગયેલા અર્જુનને જોઈ તે કંઈ કહી નથી શકતી.

प्राप्तोऽभिमानव्यसनादसह्यं
दन्तीव दन्तव्यसनाद्विकारम् ।
द्विषत्प्रतापान्तरितोरुतेजाः
शरद्घनाकीर्ण इवादिरह्नः ॥

સકાઈ ગયેના જલાશય જેવા (क्षीणजलार्णवाभ ) દુ ખાયા કરમા મેલા અર્જુનને જોઈને દ્રૌપદી રડી પડે છે તેના વિયોગના વિચારે તે વધારે રડે છે. પણ એ અર્જુનનું અમગળ થાય એ વિચારે એ રડતી નથી.

तुषारलेखाकुलितोत्पलाभे,
पर्यश्रुणी मङ्गलभङ्गभीरुः ।
अगूढभावापि विलोकने सा
न लोचने मीलयितुं विषेहे ॥

તેની મૂગી આંખો અર્જુન સાથે ઘણી વાતો કરે છે. જતા વખતે અર્જુન પણ કેવળ મૂગી વાતો જ કરે છે મૂગી વાતનો આ પ્રસંગ અર્જુન અને દ્રૌપદીનો સ્નેહ બતાવે છે. अस्मद्विना मा भृशमुन्मनीभूः એ ગળગળે સાદે બોલાયેલા શબ્દો તેનો અર્જુન પ્રત્યેનો સ્નેહ વ્યક્ત કરે છે યુધિષ્ઠિર સાથે વાત કરતાં તેનો સ્નેહભાવ બહાર સ્પષ્ટ દેખાઈ નથી આવતો જ્યારે અર્જુન સાથે વાત કરતાં એ ભાવ સ્પષ્ટ રીતે વ્યક્ત થાય છે. તે કહે છે કે એના વિરોગે એનું અપમાન જાણે ફરીથી તાજું થશે.

नवीकरिष्यत्युपशुष्यदार्द्रः स त्वद्विना मे हृदयं निकारः ।
તે કેટલી આતુરતાથી અર્જુન પાછો આવે એમ ઝંખે છે !
प्रत्यागतं त्वास्मि कृतार्थमेव स्तनोपपीडं परिरब्धुकामा ॥

આમ ત્રીજા સર્ગમાં આ પાત્ર વધારે ખીલે છે યુધિષ્ઠિર ઉપર તેના શબ્દો ભલે નકામા જાય પણ ભીમ અને અર્જુન તો તેના શબ્દોથી પ્રોત્સાહન પામે છે જ બીજા સર્ગની ભીમની ઉક્તિમાં આ

સ્પષ્ટ દેખાય છે. ભીમ પણ તેના જ મતને અનુમોદન આપે છે. આમ તે એક તેજસ્વી પાત્ર છે.

### [૩] પહેલા અને બીજા સર્ગનાં રસસ્થળો

કિરાતાર્જુનીય એક વીરરસપ્રધાન કાવ્ય છે. તેમાં યુદ્ધ અને રાજકીય ચર્ચાઓ પ્રધાન છે. એમાં નથી કોઈ કાલિદાસની પાર્વતીનું વર્ણન કે નથી નગાધિરાજ હિમાદ્રીનું વર્ણન. જ્યાં શુષ્ક રાજ્યનીતિની ચર્ચાઓ છે, જ્યાં યુદ્ધનું વર્ણન છે એ કાવ્યમાં રસસ્થળો હોઈ શકે શું એ વિચાર સહેજે આવે. પણ એક અપાર કાવ્યસંસારનો પ્રજાપતિ એવો કોઈ કવિજન જ આ શુષ્ક, બાબતો રજૂ કરે છે. તેથી એવી શુષ્ક લાગતી બાબતોમાં પણ ઘણાં રસસ્થળો છે.

### સર્ગ પહેલાનાં રસસ્થળો

#### પ્રારંભ

વીરરસપ્રધાન કાવ્ય હોવા છતાં તેની કથા આગળ જોયું તેમ રસમય છે. કવિ પહેલેથી આ જ ધ્યેય સાથે શરૂઆત કરે છે. વીરરસની જમાવટ માટે તો કવિ સીધા વસ્તુનિર્દેશથી જ કાવ્યની શરૂઆત કરે છે. દ્યૂતમાં હારેલા પાંડવો બાર વર્ષના વનવાસની અને તેરમા છૂપા નિવાસના વર્ષની શરત પાળવા છેવટે દ્વૈતવનમાં જઈ વસ્યા છે. પણ યુધિષ્ઠિર એક કુશળ રાજવી છે. તેના મનમાં હંમેશ એક જ ઇચ્છા છે કે પોતાનું હડહડતું અપમાન કરનાર શત્રુને કેમ નમાવવો. પણ તે ઉતાવળિયા નથી. શત્રુ શું કહે છે તેની સ્થિતિ કેવી છે વગેરે જોઈને નિર્ણય કરવો એમ તેમનો મત છે આથી તેમણે એક દૂતને દુર્યોધનની બાતમી જાણવા મોકલ્યો હતો. આ દૂત વનવાસીને વેશે દુર્યોધનના રાજ્યમાં ફરીને સઘળી હકીકત એકઠી કરી દ્વૈતવનમાં પાછો યુધિષ્ઠિર પાસે આવે છે. આમ કાવ્યનો પ્રારંભ બહુ રસમય રીતે થાય છે. પ્રણામ આદિ શિષ્ટાચાર પછી તે દૂત પોતે મેળવેલી હકીકત યુધિષ્ઠિરને કહે છે. ત્યાર પછી યુધિષ્ઠિર તે બાબત દ્રૌપદીને કહે છે. આથી દ્રૌપદીની

ઉક્તિ આવે છે એ પછી એને અનુમોદન આપતી ભીમની ઉક્તિ આવે છે ત્યાર પછી યુધિષ્ઠિર પોતાનો મત રજૂ કરે છે બીજા સર્ગમાં વેદવ્યાસની ઉક્તિમાં વેદવ્યાસ પોતાનો મત રજૂ કરી આ ચર્ચાની સમાપ્તિ કરે છે આમ કિરાતના પહેલા બે સર્ગોમાં તો રાજકીય ચર્ચા અને પાત્રોની ઉક્તિ જ મુખ્ય છે

દૂતની ઉક્તિ

શબ્દસંપત્તિ તથા અર્થગૌરવ

ભારવિ કહે છે તેમ તેમાં શબ્દોનુ સગીત અને અર્થની ગહનતા છે—सौष्ठवौदार्यविशेषशालिनी તેનો શબ્દાલકાર અર્થાલંકાર તથા અર્થગૌરવમાં આ ગુણ તરી આવે છે આ લક્ષણને લીધે તે મન પ્રિયા અને ગરીયસિ બની રહે છે હવે આપણે જોઈએ સુયોધનને ગજ્ય નયથી કેવી રીતે જીતવા માંડયુ છે તેની બાતમી દૂત રસમય ભાષામાં આપે છે દૂત જેનું ચક્ષુ છે એવા રાજાને સેવકોએ ન છેતરવા જોઈએ પોતે સુયોધનની ચડતી બાબત બોલે છે એ હકીકત યુધિષ્ઠિરને ગમે કે ન ગમે છતાં તે એમણે ક્ષમા કરવી ઘટે એ માટે તે એક સામાન્ય ઉક્તિ પ્રયોજે છે કે પ્રિય છતાં હિતકારક વચન ભાગ્યે જ જોવા મળે છે हितं मनोहारि च दुर्लभं वचः ત્યાર પછીના શ્લોકમા પણ પોતાને કહેવાની બાબત સુદર અર્થાન્તરન્યાસ દ્વારા રજૂ કરે છે જે બરાબર કહેતો નથી તે સારો મિત્ર નથી, જે એવા હતેચ્છુઓ પાસે સાંભળતો નથી એ સારો રાજા નથી આના સમર્થનમાં પણ બીજી લીટીમાં તે સામાન્ય વાક્ય પ્રયોજે છે કે રાજા અને પ્રધાનો અનુકૂળ હોય તો જ સઘળી સપત્તિ આવે છે

सदानुकूलेषु हि कुर्वते रतिं नृपेष्वमात्येषु च सर्वसंपदः ।

ત્યાર પછીના શ્લોકમાં પણ વિષમ અલકાર દ્વારા તે સુદર રીતે એક હકીકત કહે છે કે કયાં પોતે અને કયાં રાજાનાં ચરિત્ર !

તેણે વાપરેલો સુયોધન શબ્દ જ કેટકેટલું સૂચવી દે છે ! नृपासनस्थोऽपि वनाधिवासिनः એ વિરોધ યુધિષ્ઠિરની એકધારી મહત્તા સૂચવે છે. કપટી હોવા છતાં હવે તે ગુણની સંપત્તિથી નિષ્કલંક યશ પ્રાપ્ત કરવા ઇચ્છે છે. એ બાબતને પણ તે समुन्नयन्भूतिमनार्यसंगमात् वरं विरोधोऽपि समं महात्मभिः એ સામાન્ય ઉક્તિ દ્વારા સમર્થન આપી એ રીતે અર્થાન્તરન્યાસ પ્રયોજે છે. ધર્મ, અર્થ અને કામને તે સરખી અગત્ય આપે છે. એ હકીકત તે સુંદર ઉત્પ્રેક્ષામાં રજૂ કરે છે કે જાણે ગુણના અનુરાગથી પરસ્પર મૈત્રી સાધી હોય તેમ ધર્મ, અર્થ અને કામનો આ ત્રિગણ તેનામાં એક સરખી રીતે રહે છે गुणानुरागादिव सख्यमीयिवान्न बाधतेऽस्य त्रिगण: परस्परम् । સામ દાન ભેદ અને દંડને તે સરખી રીતે અપનાવે છે તેથી તેને પુષ્કળ અર્થસંપત્તિ મળે છે એ હકીકત તે સુંદર ઉત્પ્રેક્ષા અલંકાર દ્વારા રજૂ કરે છે કે જાણે પરસ્પર સ્પર્ધા કરતા ન હોય તેમ તે ઉપાયો એને પુષ્કળ અર્થસંપત્તિ આપે છે. (૨૫) કેટલાયે રાજાઓ રોજ તેને મળવા આવે છે અને મોટા હાથી તેને ભેટ આપે છે એવા એના ઐશ્વર્યનું બહુ ઉદાત્ત રીતે સોળમા શ્લોકમાં વર્ણન કર્યું છે. ધરિત્રી પોતે એના ગુણથી પીગળીને સંપત્તિ દોહી આપે છે એ હકીકત તે સુંદર સમાસોક્તિ દ્વારા બતાવે છે (૧-૧૮) ૧૯મા શ્લોકમાં પણ પરિકર અલંકાર તથા મધુર અનુપ્રાસ છે ૨૦-૨૧ માંમાં સુંદર ઉપમા છે બાવીસમામાં પણ સરસ અનુપ્રાસ છે. આવો પ્રબળ હોવા છતાં તે તમારા તરફથી ભયની આશંકા રાખે છે એ વાતનું સમર્થન પણ તે अहो दुरन्ता बलवद्विरोधिता ..ઈ સામાન્ય વાક્ય પ્રયોજીને આપે છે. આમ અર્થાન્તરન્યાસ પણ છે. ૨૪મા શ્લોકમાં શ્લેષયુક્ત ઉપમા છે.

પાત્ર નિરૂપણ

આમ આ દૂતની આખી ઉક્તિ સૌષ્ઠવ (શબ્દસંપત્તિ) અને ઔદાર્ય (અર્થસંપત્તિ)થી ખૂબ જ શોભે છે અને કાવ્યમય બની રહે છે. એ આખી ઉક્તિની ખૂબી એ છે કે એમાંથી

જ યુધિષ્ઠિર—કેટના મહાન રાજવી હશે તે સમજાય છે યુધિષ્ઠિરનો ધીર, શાન્ત સ્વભાવ પણ અહીં જણાય છે તે ખરે જ સાધુ જન છે. રાજવી તરીકે તે હમેશ જાગ્રત છે હારેના હોવા છતા તે સુયોધન કરતાં કેટલા ચડિયાતા છે એ અહીં સારી રીતે બતાવ્યુ છે આવી ઉક્તિઓમાં આમ યુધિષ્ઠિર જેવાનુ સુદર પાત્રાલેખન ભારવિ આપી શકે છે વળી આ જ ઉક્તિમાં સુયોધનનુ પાત્ર પણ વ્યક્ત થાય છે

રાજ્યનીતિનો બોધ

બીજુ આ ઉક્તિ કેટલીક રાજકીય બાબતો પણ સુદર રીતે રજૂ કરે છે આ ઉક્તિમાં બતાવ્યું છે કે દૂત રાજાની આંખ છે તેમની મારફત રાજા આજુબાજુની સઘળી બીના જાણે છે અને યોગ્ય પગલાં લે છે હાર્યા હોવા છતાં યુધિષ્ઠિર દૂત મારફત સઘળી હકીકત જાણી લે છે રાજા ચાર ચક્ષુ જ કહેવાય છે દૂતો પણ વફાદાર અને પરસ્પર ભાવવાળા હતા તેમને યોગ્ય વેતન મળતું અપ્રિય સત્ય પણ કહી દેતાં તે અચકાતા નહિ કામ ક્રોધ ઈ ષડ્ગુણ ઉપર રાજાએ વિજય મેળવવો જોઈએ સધિ વિગ્રહ આદિને પણ બરાબર અપનાવતે તેમને આવડવુ જોઈએ તેનામાં ધર્મ અર્થ અને કામ એ ત્રિગણ ઉપર સમત્વ હોવુ જોઈએ સામ, દાન, ભેદ અને દણ્ડ પણ તેણે સરસ રીતે અપનાવવાં જોઈએ. તેણે મીઠા શબ્દોમાં સમજાવટ કરવી જોઈએ. એકલા મીઠા શબ્દો જ નહિ પણ સાથે દાન પણ આપવુ જરૂરી છે અને તે પણ ગુણની પરીક્ષા કરીને જ આપવુ જોઈએ તેણે શત્રુ મિત્ર કે પુત્રને કોઈપણ જાતના પક્ષપાત વગર એક સરખી રીતે દણ્ડ આપવો જોઈએ પોતાના જ વિશ્વાસુ દૂત મારફત તેણે દુશ્મનમાં ભેદ પડાવીને તેને નિર્બળ બનાવવો જોઈએ કૃતજ્ઞતાથી જ સેવકો રાજાને વફાદાર રહે છે તેના સૈનિકો માની, વફાદાર, કસાયેલા, ખ્યાતિ પામેલા અને ધનુર્ધારી એવા યોદ્ધા હોવા જોઈએ ગુસ્સાથી કે દમનથી નહિ પણ ગુણથી બધા રાજાઓને વશ કરવા જોઈએ અને તેઓ તેને બોલે બોલ ઊપાડે તેમ કરવુ જોઈએ રાજાએ યજ્ઞો પણ કરવા જોઈએ ઉદ્દન

કુમારોને જવાબદારીભર્યું કામ સોંપીને તેમના વર્તન ઉપર તેણે અંકુશ મૂકવો જોઈએ.

નીતિની આ બધી શુષ્ક વાતો અહીં કોઈ ઉપદેશકની માફક નથી કહેવાતી. પણ કવિએ એ બધું કવિની રીતે રજૂ કર્યું છે. સુયોધન પોતે હજી પણ યુધિષ્ઠિર તરફનો ભય સેવે છે તેથી તે કદાચ નવું કપટ કરે એ હકીકત પણ દૂત સરસ રીતે કહે છે.

મનોભાવ

દૂતની આ ઉક્તિમાં દૂતનું પોતાનું માનસ પણ વ્યક્ત થાય છે. આ દૂત હંમેશાં વફાદાર અને સ્વામિનું હિત કરવા જાગ્રત છે. રાજાના હિત ખાતર ગમે તે અપ્રિય સત્યકહેતાં પણ તે ખચકાતો નથી. અપ્રિય વેણ બોલવા બદલ છેલ્લે તે રાજાની માફી માગી લે છે. એની આ ઉક્તિમાં એનો પોતાનો વિવેકી સ્વભાવ પણ વ્યકત થાય છે. પોતે કરેલા કામનો યશ તે યુધિષ્ઠિરને આપે છે.

## દ્રૌપદીની ઉક્તિ

પહેલા સર્ગનું બીજું રસસ્થાન તે દ્રૌપદીની ઉક્તિ છે. બીજા સર્ગના પહેલા જ શ્લોકમાં ભીમસેન દ્રૌપદીની ઉક્તિનાં વખાણ કરતાં તેને મનઃ પ્રિયા અને ગરીયસી કહે છે એ વાણી દ્રૌપદી બધી બાજુ તપાસીને ( परितः दृष्वा ) બોલી છે. ઉપરાત તે સ્નેહમય ચક્ષુથી બોલી છે. તેની ઉક્તિ નાની તો યે બહુ હિતકારક છે. જેમ બહુ સખત દવા થોડી હોવા છતાં બહુ ગુણકારક હોય છે તેમ તેનાં વચન થોડાં છતાં ગુણકારક છે અને આમ અંતે હિતકારક છે.

આપણે આગળના પ્રકરણમાં દ્રૌપદીના પાત્રમાં જોયું તેમ શત્રુઓનાં કેટલાંયે અપમાનો દ્રૌપદીએ વેઠયાં છે. પોતાના પાંચ પતિ કેવી દુઃખ-દાયક દશા ભોગવી રહ્યા છે, જ્યારે શત્રુનો તો ઉદય જ થયે જાય છે એ વાત સાંભળી દ્રૌપદી સમસમી ઊઠે છે. રાજા પોતે ગુસ્સે થાય અને

તેર વર્ષનું વચન તોડી યુદ્ધ કરી શત્રુએ કરેલા અપમાનનો બદલો કપટ સામે કપટ આદરીને જ લે એમ તે ઇચ્છે છે. नृपस्य मन्यु-व्यवसाय दीपिनीरुदाजहार द्रुपदात्मजा गिरः ।

શબ્દસંપત્તિ તથા અર્થગૌરવ

આગળ ભારવિએ પોતે કહ્યું હતું તેમ તેની આ ઉક્તિ પણ સુંદર શબ્દ સંપત્તિવાળી તથા સુંદર અર્થસંપત્તિવાળી છે. (सौष्ठवौदार्यविशेषशालिनी) તેનો भवादृशेषु એ પહેલો જ શબ્દ કેટલો અર્થગંભીર છે ! આ એક જ શબ્દ સૂચવે છે કે તમે તો ભણેલા છો અને નીતિશાસ્ત્રમાં પારંગત છો, અને વિદ્વાન છો. આમ આ એક જ સંબોધનમાં દ્રૌપદી યુધિષ્ઠિરનો કટાક્ષે ગુણ સૂચવી દે છે. મારા જેવી સ્ત્રી તમને કંઈ શિખામણ આપે એવો પ્રસંગ જ તમારે તો પડવા દેવો જોઈએ નહિ એવો એક કટાક્ષ પણ અહીં છે કે જેથી યુધિષ્ઠિર યુદ્ધ માટે પ્રેરાય.

જેમ મદઝરનો હાથી ફૂલની માળા ફેંકી દે તેમ તમે પોતે હાથે કરીને રાજ્ય ફેંકી દીધું એ કટાક્ષ દ્રૌપદી ૨૯મા શ્લોકની ઉપમા દ્વારા કરે છે. તીક્ષ્ણ બાણની નાશ કરવાની રીતની ઉપમા દ્વારા તે શઠ પ્રતિ શાઠ્યની નીતિ સુંદર રીતે સમજાવે છે.

प्रविश्य हि घ्नन्ति शठास्तथाविधानसंवृताङ्गान्निशिता इवेषवः ।

૩૧મા શ્લોકની ઉપમા દ્વારા પણ કટાક્ષ કરે છે કે તમે તો મનોરમા, कुलजा અને गुणानुरक्ता એવી સ્ત્રી અને રાજ્યશ્રી એમ બંને ગુમાવ્યાં. कुलाभिमानी અને अनुरक्त साधन એ વિશેષણો પણ અર્થ ગંભીર છે. એ દ્વારા દ્રૌપદી સૂચવે છે કે તમે તો કુલાભિમાની અને अनुरक्तसाधन હતા. છતાં તમે શ્રી અને સ્ત્રી પાછી મેળવવા યત્ન કર્યો નહિ હજી પણ તમે તેવા જ છો. કુળનું તમને અભિમાન છે. બધા અનુકૂળ મિત્રોની તમને ઓથ છે. છતાં હજી પત્ની અને રાજ્યલક્ષ્મીના એ અપમાનનો બદલો તમે વાળતા નથી ! આમ આ શબ્દો દ્વારા

આવો સખત કટાક્ષ કરી પુરાણી વાત યાદ દેવડાવી દ્રૌપદી યુધિષ્ઠિરને યુદ્ધ માટે ઉશ્કેરવા મથે છે

૩૨મા શ્લોકની ઉપમા દ્વારા પણ યુધિષ્ઠિર ગુસ્સે થાય તેવો કટાક્ષ દ્રૌપદી કરે છે. તેવી રીતે શ્લોક ૩૪ અને ૩૫ના વૃકોદર અને ધનંજય શબ્દો પણ તે એવા સૂચનથી બોલે છે કે તે શબ્દો બોલતાંની સાથે જ વૃકોદરની અને ધનંજયની પહેલાંની અને અત્યારની દશા સૂચવાઈ જાય (આ માટે વાંચો આ શ્લોકો ઉપરનું ટિપ્પણ) ग्लस्तघनस्य–શબ્દ પણ એટલો જ સૂચક છે. દ્યૂતમાં હારે તે બાર વર્ષ વનવાસ ભોગવે અને તેરમું વર્ષ છૂપું ગાળે એ શરત તથા યુધિષ્ઠિરનો તે પાળવા માટેનો ખાસ આગ્રહ એ બધું ફક્ત આ એક જ શબ્દ સૂચવી દે છે

૩૬મા શ્લોકમાં वनाजौ गजौ इव એ ઉપમા દ્વારા દ્રૌપદી નકુળ સહદેવની કરુણ દશા બતાવે છે શ્લોક ૩૭માંમાં પણ विचित्ररूपाः खलु चित्तवृत्तयः એ સામાન્ય ઉક્તિ દ્વારા પ્રયોજયેલા અર્થાન્તરન્યાસ દ્વારા યુધિષ્ઠિર ઉપર કટાક્ષ કરે છે ૩૮મા શ્લોકમાં પર્યાય દ્વારા યુધિષ્ઠિરની સારી માઠી દશા સરખાવી છે. ૩૯મામા સહોક્તિ દ્વારા યશ અને શરીર બને સુકાયાં છે એ કટાક્ષ તે કરે છે ૪૦મા શ્લોકમાં પણ તે કટાક્ષ કરે છે કે પહેલાં ચરણે નમતા રાજાઓના મુગટમણિના તેજથી લાલ થતા તે પગ હવે માત્ર કુશ ઘાસ ઉપર રહે છે અને મૃગો તથા દ્વિજોએ તોડેલુ કુશ ઘાસ વાગવાથી લોહી નીકળતાં હવે તેમના પગ લાલ થાય છે. દુશ્મને કરેલી આવી કરુણ દશા પણ યુધિષ્ઠિરને ડગાવતી નથી એ નવાઈની વાત છે એ કટાક્ષ ને બીજી લીટીના વૈધર્મ્યથી પ્રયોજાયેલા અર્થાન્તરન્યાસથી ખાસ કરે છે. ૪૨–૪૪ શ્લોકમા યુધિષ્ઠિરને શાંતિ તોડીને યુદ્ધ કરવા તે સુંદર છતાં કડક શબ્દોમાં કહે છે ૪૩મા શ્લોકમા मवादृशा શબ્દ સૂચક છે એ એમાં કહે છે કે તમે તો માનીઓમા શ્રેષ્ઠ છો, યશોધન છો. તમારા જેવા (मवादृशा) આમ

માહાનિ સહી લેશે તો માન ચોક્કસ નાશ પામ્યુ એમ માનવુ રહ્યું ૪૫મા શ્લોકમાં પણ તે અર્થાન્તરન્યાસથી વચન તોડી યુદ્ધ કરવા કહે છે છેલ્લે ૪૬મા શ્લોકની સુંદર ઉપમા દ્વારા તે યુધિષ્ઠિરને આશીર્વાદ પાઠવે છે

આમ તેની ઉક્તિના લગભગ દરેક શ્લોકમાં અને ઘણા શબ્દોમાં અર્થસંપત્તિ છે શબ્દ સંપત્તિવાળી તથા અર્થાલંકાર હોવાથી તે મનઃપ્રિયા પણ છે તેમાં કટાક્ષો તથા શબ્દનુ અર્થગૌરવ હોવાથી તે ગરીયસી છે આથી ટૂંકી હોવા છતાં સખત દવાની ટૂંકી માત્રાની માફક બહુ ગુણવાળી અને હિતકારક છે

મનોભાવ નિરૂપણ તથા પાત્રાલેખન

આ ઉક્તિમા પણ દ્રૌપદીનુ પાત્ર તથા યુધિષ્ઠિરનો ધીરશાંત સ્વભાવ વ્યક્ત થાય છે દ્રૌપદી સ્ત્રી છે તેણે ઘણાં ઘણાં અપમાનો અને દુ ખો મૂગે મુખે વેઠયાં છે તેણે ઘણું ઘણુ સહ્યુ છે રાજ્ય વૈભવ ભોગવતા તેના પાંચ પાંચ સ્વામીઓ આજ વનમાં દુઃખ ભોગવી રહ્યા છે એ જોતા છતાં અને શત્રુનો એકધારો ફૂલે ફાલો તેવો ઉદય જોતા છતા યુધિષ્ઠિર તેવા જ શાંત બેસી રહ્યા છે એ જોઈ દ્રૌપદીનુ મન કેટકેટલુ ભમી જાય છે ! रुजन्ति चेत प्रसभ ममाधय । તેને ઉશ્કેરવા અને વચન તોડી બદલો લેવા કેટલાયે કટાક્ષો કરી તેણે પત્ની તરીકેની પોતાની ફરજ બજાવી. રાણી અને પત્ની તરીકે તેણે આમ સ્નેહમય શાસન કરી જોયુ. છેવટે ભૂતકાળની સુખી અને વર્તમાનની કરુણ દશા વર્ણવી જોઈ, જ્યારે પોતાના મગજને ભમાવી મૂકતા વિચારોએ પણ યુધિષ્ઠિરને ડગાવ્યા નહિ ત્યારે બિચારી અબળા હિમત હારી જાય છે તેને આશ્ચર્ય થાય છે કે માનીઓને મન તો માનહાનિ ન થઈ હોય તો પરાજય પણ ઉત્સવ જ છે पराभवोऽप्युत्सव एव मानिनाम् । પણ તે હિમત હારતી નથી જ્યારે કટાક્ષ અને વિનતી રાજાને ડગાવવા અસમર્થ નીવડે છે ત્યારે તે જુદી રીત અપનાવે છે અને રાજાને વિગ્રહ જાહેર કરવા સ્પષ્ટ શબ્દોમાં જણાવી દે છે

विहाय लक्ष्मीपतिलक्ष्मकार्मुक जटाधर सञ्जुहुधीह पावकम् ।

भवादृशाश्चेदधिकुर्वते रतिं निराश्रया हन्त हता मनस्विता । આ બધુ તે પાછુ સ્નેહમય ચક્ષુથી ( स्नेहमयेन चक्षुषा ) કહે છે એટલે યુધિષ્ઠિરને તેમા જરાક પણ અપમાન કે ત્રાસ ન લાગે આમ અહીં સહેજે ગુસ્સે થઈ જાય તેવો અને સખત શબ્દોમા કટાક્ષ કરતો પત્નીનો સ્વભાવ બહુ સુંદર રીતે વ્યક્ત થાય છે જેવુ રાણીપ જતુ હતું છે તેવી પત્નીનુ માનસ અહી સુંદર રીતે વ્યક્ત થયુ છે હારેલો રાજા પોતાનુ રાજ્ય પાછુ મેળવવા ફરીથી પ્રયત્ન કરવા પ્રેરાય તે માટે જે જે કરવુ ઘટે તે અહી દ્રૌપદી કરી છૂટે છે આવી પત્ની પોતાનુ દુઃખ નિવારવા તો કઈ જ કરી નથી શકતી તેણે સઘળુ મૂગે મૂગે જ સહન કરવુ રહ્યુ જ્યારે પોતાનો જ પતિ આમ શાંત બેસે અને ખ ના ન લે ત્યારે એણે એનો ગુસ્સો શમાવવો જ રહ્યો તેવી પત્નીનુ દુખી માનસ આ એક જ લીટીમા ભારવિ સ સ રીતે વ્યક્ત કરે છે—

तथापि वक्तु व्यवसाययन्ति मां,
निरस्तनारीसमया दुराधय ।

ગુસ્સો અને દુ ખ શમાવવાથી તેની વાણી પણ સખત અને કટાક્ષયુક્ત બને છે ને રાજાને ગમે તેમ પ્રહાર કરે છે અલબત્ત એમ કરવામા તેની વૃત્તિ તો રાજાની યુદ્ધ માટેની સુષુપ્ત વૃત્તિ જગાડવાની જ હતી છતા યુધિષ્ઠિરને હિમાળા જેવા ઠડા જોઈને તે પણ નવાઈ પામે છે

इमामहं वेद न तावकीं धिय विचित्ररूपा खलु चित्तवृत्तय । તેનુ દુઃખી માનસ આ લીટીમાં દેખાય છે—

विचिन्तयन्त्या भवदापद परां
रुजन्ति चेत प्रसभ ममाधय. ।

આમ આવા માનસવાળી પત્ની તેનુ કઈ વળતું નથી ત્યારે છેવટે માત્ર આશિષ આપે છે કે તે ગુમાવેલી રાજ્યલક્ષ્મી ફરીથી પ્રાપ્ત કરે.

નીતિશાસ્ત્રનો બોધ.

રાજ્યનીતિની દૃષ્ટિએ પણ દ્રૌપદીની ઉક્તિ અગત્યની છે તે શઠ પ્રતિ શાઠ્યની નીતિ સુંદર રીતે સમજાવે છે વ્રજન્તિ તે મૂઢધિય: પરાભવં ભવન્તિ માયાવિષુ યે ન માયિન । દ્રૌપદી બતાવે છે કે અમુક સમયે તો રાજાએ કોપ બતાવવો જ જોઈએ વ્રજન્તિ શત્રૂનવધૂય નિ:સ્પૃહા. એ રાજા તેમ ન કરી શકે તો તેણે મુનિવૃત્તિ સેવવી જ વધારે સારી છે.

विहाय लक्ष्मीपतिलक्ष्मकार्मुकं
जटाधरः सञ्जुहुधीह पावकम् ।

આમ વિવિધ અલંકાર અને અર્થાન્તરન્યાસથી ભરપૂર સુંદર ભાષાવાળી આ ઉક્તિમાં કવિનું સામાજિક રાજકીય અને સાહિત્યનું જ્ઞાન દેખાય છે. ભીમે કહ્યું કે તેમાં બધી બાજુ વિચારાય છે (પરિતઃ ક્ષીત્વ) ભીમની દૃષ્ટિએ એ બરાબર હતો પણ યુધિષ્ઠિર કહેતી બાબત એમાં વિચારાઈ નથી

બીજા સર્ગનાં રસસ્થળો

ભીમની ઉક્તિ

ભારવિ પોતે કહે છે તેમ ભીમની ઉક્તિ ઉપપત્તિમત્ (દલીલોવાળી અને ઊર્જિતાશ્રયમ્ (ઉદાર અર્થવાળી) છે યુધિષ્ઠિર પોતે કહે છે તેમ ભીમની ઉક્તિમાં નીચેના ૭ ગુણ છે—

(૧) શબ્દોની વિશદતા (૨) અર્થની ગહનતા (૩) સુસપષ્ટતા (૪) પરસ્પર સંબંધ અથવા મેળ (૫) બુદ્ધિબળપૂર્વકની દલીલો (૬) શાસ્ત્ર સાથે અવિરુદ્ધ

अपवर्जितविप्लवे शुचौ, हृदयग्राहिणि मङ्गलास्पदे ।
विमला तव विस्तरे गिरां मतिरादर्श इवाभिदृश्यते ॥
स्फुटता न पदैरपाकृता न च न स्वीकृतमर्थगौरवम् ।

रचिता पृथगर्थता गिरा न च सामर्थ्यमपोहितक्कचित्
उपपत्तिरुदाहृता बलादनुमानेन च नागमः क्षत ।
इदमीदृगनीदृगाशय प्रसभ वक्तुमुपक्रमेत क ॥

શબ્દસંપત્તિ તથા અર્થસંપત્તિ

પહેલાં જોઈએ કે તે સૌષ્ઠવૌદાર્યવિશેષશાલિની છે કે નહિ. શરૂઆતમાં દ્રૌપદીનો મત બગમગ છે કે નહિ તે બાબત ભીમ સમર્થન આપે છે. ત્રીજા શ્લોકમા તે સુદર ઉપમાથી બતાવે છે કે 'નય' પાણીના જળાશય જેવો છે. જો તેમાં બરાબર ઘાટ કરવામાં આવે તો જેમ જળાશયમાં સહેલાઈથી ઊતરી શકાય છે તેમ નીતિશાસ્ત્ર પણ સારા શિષ્યવનાગનો મદદથી સમજી શકાય છે. તેમાં પણ જેમ ખાડા, ટેકરા, મગર વગેરે વગગના નહાવાનો માર્ગ બતાવનાર દુર્લભ હોય છે તેમ નીતિક્ષેત્રમાં પણ સધિવિગ્રહ વગેરેનો સાચો માર્ગ બતાવનાર દુર્લભ છે ચોથા શ્લોકમાં દ્રૌપદીની ઉક્તિને ખૂબ સખત દવા સાથે સરખાવી સુદર ઉપમા આપી છે

अतिवीर्यवतीव भेषजे बहुरल्पीयसि दृश्यते गुण । પાંચમા શ્લોકમાં અનુપ્રાસના શબ્દસંગીતથી તથા અર્થાન્તરન્યાસથી તે બતાવે છે કે વિદ્વાનો એ જોતા નથી કે કોણ બોલે છે. તેઓ ફક્ત ગુણ જ જુએ છે કે જે બોલાયુ તે ઠીક છે કે નહિ

પછી છઠ્ઠા શ્લોકથી પોતાનો મત રજૂ કરે છે રાજાના શાંતિના આગ્રહને તે મતિવિપર્યય કહે છે પણ તે બદલાઈ ગયેલી મતિને કરિણો પદ્મમિવાવસીદતિની ઉપમા આપે છે. જેમ હાથણી કાદવમાં જઈને ખૂપે તેમ તમારી બુદ્ધિ પણ મતિવિપર્યય પ્રાપ્ત કરીને નષ્ટ થઈ ગઈ છે (૬) નવમા શ્લોકની દલીલમાં અનુપ્રાસ છે. શત્રુની વધતી પ્રભુ શક્તિને જોઈ રહેનાર રાજાઓની લક્ષ્મી જાણે લોકાપવાદના ભયથી તેને છોડી જાય છે. એ બાબત ઉત્પ્રેક્ષા દ્વારા રજૂ કરે છે હારેલો હોવા છતાં રાજવી પ્રતાપ અને ઉત્સાહ ધારતા રાજાને પ્રગ્ન પ્રતિપચન્દ્રની માફક પૂજે છે

प्रणमन्त्यनपायमुत्थितं प्रतिपच्चन्द्रमिव प्रजा नृपम् । આમ આ દલી- લને પણ ઉપમા દ્વારા રજૂ કરે છે. ઉત્સાહ ઉપર જ પ્રભુ શક્તિ અવલંબે છે એ દલીલ બારમા શ્લોકમાં એક સુંદર ઉપમા સાથે રજૂ કરે છે. જેમ વ્યક્તિની સફળતાનો આધાર નિયતિ ઉપર છે તેમ ઉત્સાહ કે જે મંત્રશક્તિનું મૂળ છે તેના ઉપર જ પ્રભુશક્તિ અવલંબે છે. તેરમામાં અનુપ્રાસ છે. પરાક્રમ વગરનાને છેવટે રાજ્યશ્રી કેવી રીતે છાડી દે છે એ દલીલ ૧૪મા શ્લોકમાં કારણમાલા અલંકારથી બતાવી છે પંદરમા શ્લોકમાં અર્થાન્તરન્યાસ દ્વારા બતાવે છે કે અનુત્સાહ છોડી દો કારણ વિપત્ સાથે સમૃદ્ધિ રહેતી જ નથી

સોળમા શ્લોકમાં धृतराष्ट्रसुतेन શબ્દ સૂચક છે ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધન કે જેણે પૂર્વે ઘણાં કપટ કર્યાં છે તે તેર તેર વર્ષ સુધી રાજ્ય ભોગવીને રાહેલાઈથી યુદ્ધ વગર રાજ્ય આપી દે તેવો નથી એમ સૂચન છે. તેવી રીતે સત્તરમા શ્લોકમાં आविष्कृत० વિશેષણ દ્વારા ભીમ અને અર્જુનનાં પહેલાંનાં પરાક્રમની યાદ દેવડાવે છે અઢારમા શ્લોકમાં અર્થાન્તરન્યાસ દ્વારા બતાવ્યું છે કે મોટા માણસો બીજા કોઈએ આપેલું ઐશ્વર્ય સ્વીકારતા નથી. તેથી યુધિષ્ઠિરે પણ તેર વર્ષને અંતે યુદ્ધ વગર દુર્યોધને આપેલું રાજ્ય સ્વીકારવું ન જોઈએ. ૧૯મા શ્લોકમાં પરિવૃત્તિ દ્વારા બતાવ્યું છે કે સાચો ક્ષત્રિય તો અસ્થિર પ્રાણના બદલામાં સ્થિર યશ પ્રાપ્ત કરે છે. તેને મન લક્ષ્મી ખાસ અગત્યની નથી. ઉપરાંત अचिरांशु એ ઉપમા દ્વારા લક્ષ્મીની ચંચળતા બતાવી છે.

૨૦-૨૧ના અર્થાન્તરન્યાસ દ્વારા ભીમ બતાવે છે કે ક્ષત્રિય સુખેથી પ્રાણ ત્યજે છે પણ માન નહિ

ज्वलितं न हिरण्यरेतसं चयमास्कन्दति भस्मनां जनः । મોટા માણસો બીજાઓની ઉન્નતિ સાંખી લેતા નથી એ પણ અર્થાન્તરન્યાસ દ્વારા ૨૧મા શ્લોકમાં બતાવ્યું છે.

प्रकृतिः खलु सा महीयसः सहते नान्यसमुन्नतिं यया । ૨૩મા શ્લોકની ઉપમા દ્વારા ભીમ યુધિષ્ઠિરના નાના ભાઈઓનું મહત્ત્વ બતાવે

છે. ૨૪મા શ્લોકમાં ભીમસેન અનુપ્રાસ અને અતિશયોક્તિ દ્વારા આશી વંચન ઉચ્ચાર છે.

દલીલો

આમ આપણે જોયું કે ભીમસેનની ઉક્તિ મોટે ભાગે દલીલોવાળી છે છતાં તે શુચિ સુંદર, સહેલી અને હૃદયગ્રાહિણી છે કારણ તેમાં શબ્દસંપત્તિ અને અર્થસંપત્તિ છે. નીચેની દલીલો ઉપર જોયું તેમ તે સુંદર રીતે શબ્દાલંકાર કે અર્થાલંકાર અથવા કટાક્ષમય સૂચન દ્વારા આપે છે—

(૧) પહેલાં ૨–૫ શ્લોકોની દલીલોથી તે દ્રૌપદીની ઉક્તિ બરાબર છે તેવું પુરવાર કરે છે.

(૨) રાજાનો અનુત્સાહ કેવળ બતાવે છે કે એમની બુદ્ધિ નષ્ટ થઈ છે. ઉપરાંત એ અનુત્સાહથી કેટલો ગેરફાયદો છે તે બધું તે ૬–૧૫ શ્લોકોમાં બતાવે છે છેવટે પુરવાર કરે છે કે ઉત્સાહ જ બધાનું કારણ છે. પરાક્રમ અને ઉત્સાહ ઉપર જ રાજ્યલક્ષ્મી અવલંબે છે.

निवसन्ति पराक्रमाश्रया न विषादेन समं समृद्धयः ।

(૩) ૧૬-૨૦ શ્લોકોમાં તે તેર વર્ષ પછી શું થશે તેનું અનુમાન કરે છે. તેર વર્ષ પછી પણ કંઈ દુર્યોધન એટલાં વર્ષ ભોગવેલી રાજ્યસંપત્તિ સહેલાઈથી લડાઈ વગર પાછી આપે એવો નથી. જો આપશે તો પણ એવું પારકાનું દાન તમારા જેવા મોટા માણસ લેશે કે ?

मदसिक्तमुखैर्मृगाधिपः करिभिर्वर्तयते स्वयं हतैः । એવા અપયશ કરતાં તો ક્ષત્રિયો મરવું વધારે પસંદ કરે. ક્ષત્રિયો પ્રાણ આપે પણ યશ નહિ.

(૪) છેવટે ૨૧–૨૨ શ્લોકોમાં ભીમ સમજાવે છે કે હવે તમારો વિષાદ છોડો. આપણો શત્રુ તો ચડતા માંડ્યો છે. મહાન માણસો બીજાની ઉન્નતિ સહી શકતા નથી.

किमपेक्ष्य फलं पयोधरान् ध्वनतः प्रार्थयते मृगाधिपः ।

(૫) તમારા ભાઈઓની પણ તમને સહાય છે તેથી તમને કઈ ભય નથી એમ ૨૩–૨૪ શ્લોકમાં આશીર્વચન ઉચ્ચારે છે

આ બધી દલીલો અને નીતિના સિદ્ધાંતો ભીમસેન કટાળાજનક રીતે રજૂ ન કરતાં સૌષ્ઠવી અને મન પ્રિયા એવી ઉક્તિ દ્વારા રજૂ કરે છે આ બધુ તે જોરદાર ભાષામાં રજુ કરે છે અને અર્થાન્તરન્યાસથી તેને પુષ્ટ કરે છે એ આપણે ઉપર જોયુ વળી આ દલીલો સ્પષ્ટ રીતે રજૂ થઈ છે ન સમજાય તેવુ તેમાં કશુ નથી તેની ભાષા સહેલી છે તે પરસ્પર સબંધ ધરાવે છે દ્રૌપદીની દલીલોને યોગ્ય પુરવાર કરી તેને પોતે ટેકો આપે છે પોતે જે કઈ કહે છે તેના ફાયદા તથા ગેરફાયદા તે હમેશ ગણાવે છે કેલ્લે આમાં નીતિશાસ્ત્ર વિરુદ્ધ કશુ નથી

આ આખી ઉક્તિ ભીમસેનનુ ક્રોધથી ઘેરાયેલુ માનસ બતાવે છે

મનોભાવ નિરૂપણ

इति दर्शितविक्रिय कोपपरीतमानसम् ગુસ્સામાં હોવા છતાં તેની સલાહ યોગ્ય દલીલોવાળી અને વ્યવહારુ છે જ્યારે યુધિષ્ઠિર દ્રૌપદીના મત સાથે સમત નથી થતા ત્યારે ભીમસેન ગુસ્સાથી છતાં વિવેકથી પોતાની દલીલો રજૂ કરે છે અને દ્રૌપદીના મતની યોગ્યતા પુરવાર કરી પોતે પણ તે મતને અનુમોદન આપતો પોતાનો મત રજૂ કરે છે દ્રૌપદી સ્ત્રી હોવાથી જરા કઠોર વાણી વાપરે છે પણ ભીમસેન તો પોતાનો વિવેક કદી ચૂકતો નથી આ ઉક્તિમાં ભીમનો ગુસ્સાવાળો સ્વભાવ વ્યક્ત થાય છે ભીમનો દ્રૌપદી માટેનો સ્નેહ પણ અહી સ્પષ્ટ દેખાય છે

ભીમની ઉક્તિમાં નીચેની રાજકીય બાબતો બતાવી છે—

(અ) રાજાએ ચાર વિદ્યા ઉપર પ્રભુત્વ મેળવવુ જોઈએ चतस्र ष्वपि ते विवेकिनी ई

(ब) રાજાએ પૌરુષ જ સેવવું જોઈએ

(क) प्रभु उत्साह અને मन्त्र એ ત્રણ રાજાની શકિત ગણાય છે

રાજા માટે ઉત્સાહ ખાસ જરૂરી છે તેના અનુત્સાહથી શત્રુની અભિવૃદ્ધિ થાય છે. તેના ઉત્સાહથી સઘળું જોઈતું આવી મળે છે.

(ङ) નયનાં પાંચ અંગ છે ( कृतपञ्चाङ्ग विनिर्णयो नयः ) आरंभ, उपाय, देशकालविभाग, विनिपातप्रतीकार અને कार्यसिद्धि.

(च) आत्मपौरुष ખધાનુ મૂળ કારણ છે. રાજા કોઈનું દાન લેતો નથી. પોતાના પૌરુષથી મેળવેલું લે છે. मदसिक्तमुखैर्मृगाधिप ...ઈ.

(छ) ક્ષત્રિયોને યશ એ જ શરીર હોય છે. તેઓ પ્રાણ આપે છે પણ તેમનુ માન અને તેજ ઘવાવા દેતા નથી अभिभूति...किमपेक्ष्य फलं. .ઈ.

આમ ભાષા સુંદર અને દલીલો જોરદાર હોવાથી આ ઉક્તિ રસમય બને છે યુધિષ્ઠિર સાચુ જ કહે છે કે મંગળ, સુંદર અને ચોખ્ખા અરીસામાં જેમ શુદ્ધ પ્રતિબિંબ પડે તેમ સાદી, સુંદર, સ્પષ્ટ અને મંગળકારક, તથા હૃદયને ખુશ કરે તેવી આ વાણીમા ભીમની શુદ્ધ મતિ દેખાય છે.

## યુધિષ્ઠિરની ઉક્તિ

શબ્દસંપત્તિ અને અર્થસંપત્તિ મન પ્રિયા અને દલીલવાળી

આ ઉક્તિ પણ સુંદર દલીલોવાળી અને શબ્દસંપત્તિ અને અર્થસંપત્તિ વાળી અને उपपत्तिमत् (દલીલ પ્રધાન) सौष्ठवौदार्य विशेष शालिनी તથા मन प्रिया પણ છે આરંભમાં તે ભીમની ઉક્તિનાં વખાણ કરે છે ૨૬મા શ્લોકમાં ઉપમાથી તે ભીમની ઉક્તિનાં વખાણ કરે છે

विमला तव विस्तरे गिरां मतिरादर्श इवाभिदृश्यते । ૨૭–૨૮માં કોઈ પણ ઉક્તિ કેવી હોવી જોઈએ તેનુ સૂચન છે અને બતાવ્યુ છે કે ભીમની ઉક્તિ પણ તેવી જ છે.

ઉદય પામવા ઇચ્છના રાજાએ શુ કરવુ તે બાબત યુધિષ્ઠિર દલીલો સાથે રજૂ કરે છે ભીમસેનની દલીલ સાથે પોતે સંમત નથી એ તે

ગયેલો મનુષ્ય જ્યારે પોતાના જ માણસોનો સાથ ગુમાવે છે ત્યારે તે નિર્બળ થાય છે અને મોટા હોવા છતાં તેને સહેલાઈથી ઉખેડી પડાય છે. જેમ પવનને લીધે મૂળ વગેરે હચમચી જવાથી મોટું વૃક્ષ પડે તેમ અપમાનના પવનથી તેના સહાયકો જતા રહેવાથી એ રાજા પણ સહેલાઈથી ઉખેડી પડાય છે.

પરમા શ્લોકના દૃષ્ટાન્ત દ્વારા આ જ દલીલને સમર્થન આપે છે કે અંતર્વિગ્રહ નાનો હોય તો યે રાજ્યનો વિનાશ કરે છે.

અરિાલ્ હિ હિનસ્તિ ભૂધરં તરુશાખાન્તનિઘર્ષજોડનલ.।

(૧૧) પણ આ તો શત્રુનો ઉદય થાય છે એ કેમ સાંખી રહ્યા છો તેના જવાબમાં યુધિષ્ઠિર બાવનમા શ્લોકના અર્થાન્તરન્યાસ દ્વારા દર્શાવે છે કે એવા મદથી છકી ગયેલાની ચડતી ડાહ્યો માણસ હંમેશ જોઈ રહે છે અને તેને ચડવા દે છે

પ૩માની નદી અને કિનારાની ઉપમા દ્વારા તે દર્શાવે છે કે જેમ નદીના શિથિલ કિનારાને પ્રવાહનો વેગ તોડી પાડે છે તેમ આવા બહાર અને અંદર નિર્બળ થયેલા રાજાને બળવાન રાજા હરાવે છે.

શિથિલ કૂલમિવાપગારય ।

આમ ઉપરની દલીલો તે સુંદર ભાષામાં રજૂ કરે છે

મનોભાવ

યુધિષ્ઠિરની ઉક્તિમાં તેમનો ધીર ગંભીર અને શાંત સ્વભાવ સ્પષ્ટ સમજાય છે. તેમની દલીલો જોરદાર છે પણ તેમની ભાષા ક્ષમા જેવી શાંત છે. તેમના એક પણ શબ્દમાં સહેજે ઉશ્કેરાટ દેખાતો નથી. દુર્યોધનનો મદ અને માનનો અવગુણ તે સમજે છે એ સામાના સ્વભાવની પરીક્ષા કરવાનો એમનો ગુણ અહીં ખાસ દેખાય છે.

રાજ્યનીતિનો બોધ

યુધિષ્ઠિરની આ ઉક્તિ નીચેની રાજકીય બાબતો સમજાવે છે—

(૧) ક્ષમા, વિવેક, શાસ્ત્રનુ જ્ઞાન વગેરે રાજાએ કેળવવાં જોઈએ.

શૃણતે हि विमृश्यकारिण...०, अभिवर्षति योऽनुपालयन् विधिबीजानि विवेकवारिणा...० सुकृत परिशुद्ध आगम कुरुते दीप इवार्थदर्शनम् ।

(૨) કોઈ પણ ઉદય પામતા રાજાએ કસમયના ક્રોધને જીતવો જોઈએ યોગ્ય સમયે ક્રોધ તથા નમ્રતા દાખવતા શીખવું જોઈએ.

विजितक्रोधरया जिगीषव· । अपनेयमुदेतुमिच्छता तिमिरं रोषमयं धिया पुर, बलवानपि कोपजन्मनस्तमसा नाभिभव रुणद्धि य । क्षय पक्ष इवैन्दवी· कलाः सकला हन्ति स शक्तिसपदः ।

समवृत्तिरुपैति मार्दव समये यश्च तनोति तिग्मताम् । अधितिष्ठति लोकमोजसा स विवस्वानिव मेदिनीपति ।

(૩) શત્રુને જીતવા માટે ક્ષમા બહુ ઉત્તમ હથિયાર છે. न तितिक्षा सममस्ति साधनम् ।

ક્ષમાના કેટલાક ગુણ ગણાવ્યા છે

(૪) મદ અને માનથી ઉદ્ધત ન બનવું જોઈએ એનાથી સામાનું અપમાન કરવાની વૃત્તિ જાગે છે અને તેથી આપણા જ મિત્રો આપણને છોડી જાય છે. પરિણામે આંતર્કલહ જાગે છે અને એ કનક નાનો હોય તો યે આખા રાજ્યનો વિનાશ કરે છે.

अणुरप्युपहन्ति विग्रहं प्रभुमन्त प्रकृतिप्रकोपज
अखिल हि हिनस्ति भूधर तरुशाखान्तनिघर्षजोऽनल ।

આમ આપણે જોયું કે યુધિષ્ઠિરની ઉક્તિ પણ સુસ્પષ્ટ છે તેમાં જોરદાર દલીલો આપી છે. તે પરસ્પર સબંધવાળી છે, શાસ્ત્રની વિરુદ્ધ નથી અને વ્યવસ્થિત રીતે રજૂ થઈ છે છતાં તે ગૂઢ નયની ચર્ચા सौष्ठवौदार्यविशेषशालिनी એવી રસમય ભાષામા રજૂ થઈ હોવાથી તે मन·प्रिया પણ બની રહે છે

૨૯મા શ્લોકમાં કાવ્યલિંગ અલંકાર દ્વારા બતાવે છે પોતે શા માટે સમર્થ નથી એ વિશે નીચે મુજબ દલીલો કરે છે પણ તે મોટે ભાગે કોઈ સુંદર અલંકાર કે સૂચન દ્વારા જ કરે છે–

(૧) અવિવેક આપત્તિનું મૂળ છે અવિવેકથી કામ ન કરવું જોઈએ આ વસ્તુ તે ज्ञगते हि विस्मयकारिण ઈ સામાન્ય ઉક્તિ પ્રયોજી અર્થાન્તરન્યાસ દ્વારા બતાવે છે વિવેકથી કામ કરનારને હંમેશ સારું ફળ મળે છે એ સત્ય તે स सदा फलशालिनीं क्रिया शरद लोक इवाधितिष्ठति ।—આ ઉપમા દ્વારા રજૂ કરે છે (૩૧)

બત્રીસમા શ્લોકમાં એકાવલિ દ્વારા એ દલીલને તે સમર્થન આપે છે

(૨) એ વિવેક કેવી રીતે કેળવવો તે ૩૩મા શ્લોકની ઉપમા દ્વારા બતાવ્યું છે જેમ દીવો કોઈ વસ્તુ બતાવે તેમ વિવેકથી કામ કરનારને શાસ્ત્ર પોતે જ માર્ગ બતાવે છે कुरुते दीप इवार्थदर्शनम् ।

(૩) વિવેકથી કામ કરનારને ક્યારેક નિષ્ફળતા પણ સાંપડે છે છતાં તે એને મન તો ઉન્નતિ સમાન જ છે એ બાબત તે ચોત્રીસમા શ્લોકમાં અનુપ્રાસની વચ્ચે બતાવે છે

(૪) આવા ઉદય પામવા ઇચ્છતા માણસોએ પ્રથમ તો ક્રોધનો ત્યાગ કરવો જોઈએ ૩૬માના દૃષ્ટાન્ત દ્વારા તે ક્રોધને કાબૂમાં લેવાનું પહેલું કહાવે છે

अविभिद्य निशाकृत तम· प्रभया नांशुमताप्युदीयते । ૩૭મા શ્લોકની ઉપમા દ્વારા ક્રોધથી થતા ગેરફાયદા તે સમજાવે છે–

क्षयपक्ष इवै दवी कला सकला हन्ति स शक्तिसपद ।

(૫) ક્રોધ સાવ ન છોડી દેવો જોઈએ પણ યોગ્ય સમયે નરમ ગરમ બનવાથી એ રાજા સમગ્ર પૃથ્વી ઉપર શાસન કરે છે એ બાબત તે સૂર્યની ઉપમાથી ૩૮મા શ્લોકમાં કહાવે છે

अधितिष्ठति लोकमोजसा स विवस्वानिव मेदिनीपति । ૩૮મા

શ્લોકમાં વિષમ અને કાવ્યલિંગ દ્વારા વિવેકથી ક્રોધ વગર કામ કરવું એ બાબત તે બીજી રીતે ઠસાવે છે.

(૬) ૪૦મા શ્લોકમાં કાવ્યલિંગ દ્વારા ભીમસેનને સલાહ આપે છે કે આજ સુધી તેં શાંતિ જાળવી અને છેક આજે ક્રોધ શા માટે કર્યો?

૪૧–૪૨માંમાં ફક્ત જોરદાર ભાષામાં અસમયનો ક્રોધ ન કરવા તે સમજાવે છે કારણ તેથી કાર્યહાનિ થાય છે.

(૭) ત્યારે ક્ષમાના અને તિતિક્ષાના શું ગુણ?

૪૩મા શ્લોકના વ્યતિરેક દ્વારા તિતિક્ષા અને ક્ષમાના ગુણ સમજાવ્યા છે.

(૮) એમ કરવાથી શત્રુને ફાયદો અને આપણને ગેરફાયદો ન થાય એ બાબત તે ૪૪મા શ્લોકના કાવ્યલિંગ દ્વારા રજૂ કરે છે. વૃષ્ણિઓ દુર્યોધનને હંમેશ માન નથી આપતા તેનું કાવ્યમય કારણ માનમૃતાં પ્રથમે, સહજ સ્નેહ૦, અને પ્રણતિપ્રવણાન્...ઈ. માં આપ્યું છે.

૪૫મા શ્લોકમાં એને ટેકો આપે છે કે બીજા ઘણા રાજાઓ આથી વિનયને લીધે જ દુર્યોધન સાથે નિભાવે છે. વખત જતાં તે ફરી જશે.

(૯) સીધો હુમલો કેમ નહિ તે બાબત ૪૬મા શ્લોકની ઉપમા દ્વારા સમજાવે છે—જેમ સૂર્ય કમળના જૂથને જુદું પાડે તેમ અત્યારે કરેલો હુમલો આપણા મિત્ર રાજાઓને આપણાથી જુદા પાડશે.

(૧૦) ૪૭મા શ્લોકની દલીલ દ્વારા તે ઠસાવે છે કે એ રાજાઓ દુર્યોધનને છોડશે જ. દુર્યોધન મદોદ્ધત છે. અભિમાનમાં તે આ બધા રાજાઓનું અપમાન કરશે. સાધારણ માણસ પણ અપમાન સહી શકે નહિ તો રાજા તો ક્યાંથી જ સહે? ૪૮મા શ્લોકમાં પણ લક્ષ્મી એ મદનું કારણ છે એ ઠસાવે છે. ૪૯–૫૦માં કારણમાલા દ્વારા મદના અનર્થો તે ગણાવે છે. ૫૦માની ઉપમા દ્વારા બતાવે છે કે એવો મદથી છકી

વ્યાસનું આગમન

આ પ્રસંગ બહુ જ નાનો છે છતાં તે અત્યંત કાવ્યમય બની રહે છે વ્યાસનું આગમન જાણે પોતાનો જ ઇચ્છિત અર્થ આવતો હોય તેવું બની રહે છે.

स्वयमर्थ इवाभिवाञ्छितस्तमभीयाय पराशरात्मज । તેમના શાંત લોચનોથી જાણે તે પશુપંખીઓને શાંત કરતા હતા. તેમની ચારે બાજુ તેજનાં વર્તુળ પ્રસર્યાં હતાં પણ એ તેજ જોવાય નહિ તેવું પ્રચંડ નહોતું એ તો ચંદ્ર જેવું શીતલ અને જોવાય તેવુ હતું એ તપનું ઉદ્‌ભવસ્થાન હતા અને આપત્તિનું કારણ નહોતા જાણે મૂર્તિમંત પુણ્યસંચય ન હોય તેમ રાજાએ તેમને જોયા–આમ અહી ઉત્પ્રેક્ષા છે.

ददृशे जगतीभुजा मुनि स वपुष्मानिव पुण्यसंचय । એ ઋષિને સત્કારવા યુધિષ્ઠિર પોતાના આસન ઉપરથી ઊઠયા. તેમના ઊઠવાથી તેમના લાલ વલ્કલનો છેડો હાલ્યો આથી આજુબાજુ પણ લાલ તેજ પ્રસર્યું. સુમેરુના શિખર ઉપરથી લાલ કિરણો ફેંકતા સૂર્ય જેવા તે શોભી રહ્યા

रराज कौशिकविशीर्णशुजाल श्रृङ्गात्सुमेरोरिव तिग्मरश्मिः । આમ અહી ઉપમા છે.

ઋષિના આસન ઉપર વિરાજ્યા પછી તેની આજ્ઞા પછી યુધિષ્ઠિર પણ પોતાના આસન ઉપર બેસે છે. જેમ શ્રુતિ પછી શાંતિ તેમ યુધિષ્ઠિરે પણ તે ઋષિના બેઠા પછી આસન લીધુ અહી પણ ઉપમા છે. प्रशम इव श्रुतमासन नरेन्द्र । વેદવ્યાસની સામે બેઠેલા યુધિષ્ઠિર ગુરુની સામે રહેલા ચંદ્ર જેવી શોભા ધારવા લાગ્યા આમ છેલ્લે પણ નિદર્શના છે.

तन्वन्तमिद्धमभितो गुरुमशुजालम्
लक्ष्मीमुवाह सकलस्य शशाङ्कमूर्ते

આમ આ પ્રસંગ નાનકડો હોવા છતાં તે કાવ્યમય છે છતાં તેનો ઉદ્દેશ તો રાજકીય જ છે કારણ ત્રીજા સર્ગમાં વ્યાસ પણ સમ જાવે છે કે યુધિષ્ઠિરનો મત બરાબર છે અને હાલ તો શાંતિ રાખવી જરૂરી છે જ

આમ પહેલા બે સર્ગના હેતુ રાજકીય છે પાંડવોના વનમાં ગયા પછી દુર્યોધન કેવી રીતે રાજ્ય કરે છે એ જોવા યુધિષ્ઠિરે મોકલેલો દૂત દ્વૈતવનમાં યુધિષ્ઠિર પાસે આવી પોતે જોયેલી સઘળી હકીકત કહે છે ત્યાર પછી દ્રૌપદી પોતાનો મત રજૂ કરે છે અને રાજાને વચન તોડીને યુદ્ધ માટે પ્રેરવા મથે છે બીજા સર્ગમાં પણ એક જ રાજકીય ઉદ્દેશ છે કે પાંડવોએ પોતાનુ વચન તોડીને યુદ્ધ આદરવુ કે નહિ પાત્રોનુ દેહસૌંદર્ય વર્ણવવાનો કવિને અહી સમય જ નથી અહી તો રાજકીય ચર્ચા જ મુખ્ય વિષય બની રહે છે અહીં ભવ્ય વર્ણનો અને ભાવમય ચિત્રો ભલે ન રહ્યા છતાં શુષ્ક ચર્ચાઓ પણ જોરદાર અને અસરકારક કાવ્યમય અને વેગવાળી ભાષામાં તથા સુંદર અર્થ-ગૌરવમાં અને શબ્દ સંગીતમાં તથા ઉપમા ઉત્પ્રેક્ષા જેવા સુંદર અલંકારોમાં ગૂંથી હોવાથી આ બને સર્ગો વીરરસપ્રધાન હોવા છતા રસમય બને છે

આરભમાં જ દૂતનું આગમન એક અગત્યનુ કાર્ય બતાવે છે અને એ પ્રસગ ઉપરથી સહેજ જ તેની ઉક્તિનો પ્રસંગ રચાય છે રાજકીય બાબતોમા કેટલીક વખત યુધિષ્ઠિર દ્રૌપદીની પણ સલાહ લેતા હોવાથી તે આ બાબતની દ્રૌપદીને જાણ કરે છે દ્રૌપદી જેવી તેજસ્વિની નારી આ વસ્તુસ્થિતિ સહી શકતી નથી તેથી તે પોતાનો મત રજૂ કરે છે એ પ્રસગ ઉપરથી એની સલાહ સાચી છે એ દલીલપૂર્વક બતાવવા ભીમ પ્રયત્ન કરે છે આમ તેની ઉક્તિ ઉપસ્થિત થાય છે તે પોતે પણ દ્રૌપદીના વચનથી પ્રોત્સાહન પામ્યો છે આથી તેનો મત રજૂ થાય તે માટે તેની ઉક્તિને પણ અવકાશ રહે છે છેક છેલ્લે ભીમનો મત સારો હોવા છતાં બરાબર નથી એમ સમજાવવા અને

ત્યાર પછી પોતાનો સ્વતંત્ર મત બનાવવા માટે યુધિષ્ઠિરની ઉક્તિ પણ જરૂરી થઈ રહે છે છેક છેલ્લે ત્રીજા સર્ગમાં પણ યુધિષ્ઠિરનો મત બરાબર છે એમ વેદવ્યાસ પણ સમજાવે છે પહેલા દૂતનાં જ પ્રસંગમાં પછીની ચર્ચાઓ માટે ભૂમિકા રચાય છે. પ્રથમ બે સર્ગમાં તો કાર્ય એટલું બધું સહજ અને ઝડપી છે કે કવિને બીજા વર્ણનો આપવાની ફુરસદ નથી દરેક ઉક્તિ ટૂંકી છે અને કંટાળાજનક નથી બનતી એ પણ એક નોંધવા જેવી બાબત છે

આગળ દરેક ઉક્તિની ચર્ચામાં જોયું તેમ તે તે ઉક્તિની વિગતો સુંદર ભાષામાં રજૂ થઈ છે તેથી ક્યાંક ક્યાંક સુંદર ચિત્રો પણ કલ્પી શકાય છે અલબત્ત એ ચિત્રો કાલિદાસ જેવાં આમેદૂમ શબ્દચિત્રો નથી બની રહેતાં પણ તે ભાવમય અને કાવ્યમય ચિત્રો તો છે જ

આટલો મોટો વિજય પ્રાપ્ત કર્યા પછી પણ વાતચીત દરમિયાન યુધિષ્ઠિરનું નામ આવતાં દુર્યોધન નીચે મુખે વ્યથા પામે છે એ માનવ ભાવનું સુંદર ચિત્ર છે પહેલા સર્ગમાં ૪૧મા શ્લોકમાં પણ દ્રૌપદીના માનસનું સુંદર ચિત્ર આપ્યું છે વેદવ્યાસને સત્કારવા જતા યુધિષ્ઠિરનું પણ એક કાવ્યમય ચિત્ર છે અને છેલ્લે એ ઋષિની સામે બેઠેલા યુધિષ્ઠિરનું પણ મનહર કાવ્યચિત્ર સરજાયું છે

"લગભગ આખા કાવ્યમાં ગંભીર રાજકીય બાબતો ચર્ચાઓ અને ઉક્તિઓ છે તે છતાં તેમાં સુંદર કાવ્યમય ચિત્રો છે પહેલા સર્ગમાં તો કાર્ય એટલું બધું ઝડપી બને છે કે કવિને ઇતર વર્ણનો આપવાની નવરાશ જ નથી "

## [૪] ભારવિની શૈલી અને કવિતાકલા

કિરાતાર્જુનીય એક મહાકાવ્ય ગણાય છે એ એની અને ભારવિની મહત્તા બતાવે છે પણ ભારવિનું સ્થાન કાવ્યક્ષેત્રમાં બીજે નંબરે જ રહ્યું છે

વસ્તુ

ભારવિના આ કાવ્યની કથા એણે મહાભારતમાંથી લીધી છે પણ આપણે આગળ જોયું તેમ એટલા નાના અને મૂળ શુષ્ક પ્રસંગમાંથી ભારવિએ આખું અઢાર સર્ગનું મહાકાવ્ય લખ્યું છે. મૂળના પ્રસંગોને તેણે નવી રીતે રજૂ કર્યો છે આ કાવ્યમાં એને એવા રાજાની કુગનું વર્ણન કરવાનું છે કે જેને પોતાના હકના રાજ્ય ઉપરથી પણ દૂર ખસી જવુ પડ્યુ છે. કવિ આ વસ્તુ સારીરીતે ધ્યાનમાં રાખે છે અને તેથી પોતાના કાવ્યના પહેલા બે સર્ગોમા રાજકીય ચર્ચાઓ જ ગોઠવે છે. આમ બધાં પાત્રો તેને હાથે સાચાં માનવોની જેમ બોલે ચાલે છે તથા તેઓ પણ બહુ જ સ્વાભાવિક માનવી લાગણીઓથી પ્રેરાઈને કામ કરે છે તેમના કાર્યમાં પણ ચોક્કસ હેતુ હોય છે પરિણામે આખા કાવ્યમાં માનવભાવ નિરૂપાયો છે. મૂળ કૃતિમાં જે વસ્તુ અમાનુષી રીતે રજૂ થઈ છે તે જ વસ્તુ અહી માનવી ભાવથી રજૂ થઈ છે. પોતાની પાસે કપટથી રાજ્ય લઈ લેનાર દુર્યોધનની હીલ ચાલ યુધિષ્ઠિર પોતાનો દૂત મોકલી જાણી લે છે મૂળ કૃતિમા ગમેતેમ બોલતો ભીમ એક રાજનીતિજ્ઞની માફક દલીલપૂર્વક પરિસ્થિતિ સમજાવે છે. મૂળ કૃતિની માફક ભારવિ અહીં કંઈ કથા કહેતો હોય તેવુ લાગવાને બદલે અહી પ્રસગો સ્વાભાવિક રીતે બનતા હોય અને પાત્રો સાધારણ રીતે બોલતાં હોય તેવું જ જણાય છે

પાત્રાલેખન

ભારવિની કાવ્યકલાનું બીજુ લક્ષણ તેનુ પાત્ર-નિરૂપણ છે. આ કાવ્ય વીરરસપ્રધાન હોઈ રાજકીયહેતુ મુખ્ય બને છે અને તેથીતેનાં પાત્રો પણ તે જ ભાવ દાખવે છે પોતાનાં પાત્રનુ દેહસૌંદર્ય ભારવિ વર્ણવતો નથી. માત્ર તે વેદવ્યાસ અને અર્જુનનુ વર્ણન કરે છે પણ તે બહુ લાંબુ નહિ તેનાં પાત્રોની ઉકિતઓ દ્વારા અને કાર્ય દ્વારા જ પાત્રોનું અને તેમના સ્વભાવનું તથા માનસનુ નિરૂપણ થઈ જાય છે ત્રીજા સર્ગમાં તો તે ફક્ત

એકએક શ્લોકમાં જ ભીષ્મ દ્રોણ ધૃતરાષ્ટ્ર વગેરેનાં પાત્રો ઉપસાવે છે. દુર્યોધનનું આખું પાત્ર દૂતની ઉક્તિ દ્વારા નિરૂપાઈ જાય છે.

વર્ણન

તેના આ કાવ્યમાં શૃંગારને તથા પ્રકૃતિ અને સ્ત્રીઓના વર્ણનને ઓછો અવકાશ છે છતાં આ બાબતમાં પણ ભારવિ બહુ ઊતરે એવો નથી. ત્રીજા સર્ગમાં દ્રૌપદી અને અર્જુનનું સુંદર ભાવમય ચિત્ર તે ઉપસાવે છે. હિમાલય, શિશિર, સૂર્યોદય, ચંદ્રોદય અને ગંધર્વો તથા અપ્સરાઓની ક્રીડા વગેરે સુંદર વર્ણનો તે ખાસ આપે છે. આ આખા પ્રકૃતિના દશ્યમાં તેની પ્રકૃતિ તરફની લાગણી જણાઈ આવે છે. પરંતુ આવાં હળવાં વર્ણનો કરતાં તેની ચર્ચાઓમાં અને યુદ્ધના વર્ણનમાં તેની શૈલી વધારે અસરકારક અને આકર્ષક બને છે. તેને ભાષા ઉપર સારૂં પ્રભુત્વ છે તે અહીં જણાય છે. ગંભીર રાજકીય બાબતો અને દલીલો રજૂ કરવાનું તથા ચર્ચા ગોઠવવાનું તેને વધારે ફાવે છે. પ્રકૃતિના વર્ણનમાં તેનો પ્રકૃતિ પ્રત્યેનો સાચો ભાવ વ્યક્ત થાય છે એટલું જ. પણ તેનું યુદ્ધનું વર્ણન વધારે રસમય બને છે. કલ્પનામાં આવે એ દરેક અસ્ત્ર તે યુદ્ધમાં ગણાવે છે.

ભારવિના કાવ્યની ઉક્તિ

ભીમ, યુધિષ્ઠિર અને દ્રૌપદીની ઉક્તિઓમાં તેની શૈલી વધારે અસરકારક બને છે. તેનાં પાત્રોની ઉક્તિ ટૂંકી છે છતાં તે દરેક ઉક્તિમાં એક પ્રકારનો જુસ્સો વ્યક્ત થાય છે એ આપણે આગળ જોયું. એક પાત્ર પોતાની દલીલો એટલી સચોટ રીતે રજૂ કરી દે છે કે તેને બીજી વખત ભાષણ કરવાની જરૂર જ રહેતી નથી. પહેલા સર્ગની પહેલી જ લીટીમાં કવિનો રાજકીય ઉદ્દેશ જણાઈ આવે છે. દૂતની પહેલી જ ઉક્તિમાં દુર્યોધનની નીતિનો ચિતાર આપ્યો છે. યુધિષ્ઠિરની દલીલો એટલી સ્પષ્ટ અને જોરદાર છે કે કોઈ તેની સામે માથું ઊંચકી શકતું નથી.

આ ગંભીર રાજકીય બાબતો પણ ભારવિને હાથે શુષ્ક ન બનતાં

રસમય બને છે. એ ચર્ચાઓ અને ઉક્તિઓ ટૂંકી છે છતાં તેમાં ભાષાની મધુરતા અને અર્થની ગંભીરતા તથા ભાવની વિષદના અને જુસ્સો હોવાથી તે ઉક્તિઓ નાની છતાં પેલી સખન દવાની થોડી માત્રાની માફક વધારે અસરકારક બને છે.

अतिवीर्यवतीव भेषजे बहुरल्पीयसि दृश्यते गुणः । કોઈપણ ઉક્તિ કેવી હોવી જોઈએ તે વિશે ભારવિ પોતે જ કહે છે અને સાથે સૂચવી પણ દે છે કે પોતાની રાજકીય ચર્ચા અને ઉક્તિઓમાં પણ નીચેના ગુણ વત્તેઓછે અંશે છે જ—(૧) શબ્દોની વિશદતા, (૨) અર્થની ગહનતા (૩) સુસ્પષ્ટતા (૪) પરસ્પર સંબંધ (૫) શાસ્ત્ર સાથે અવિરુદ્ધ (૬) બુદ્ધિબળપૂર્વકની જોરદાર દલીલો. उपपत्तिमत् (૭) જુસ્સો—ऊर्जिता अर्थ (૮) ભાષાની મધુરતા અને અર્થની ગહનતા (૯) गरीयसि અને તેથી फलःक्रिया—આ બધા ગુણ ભારવિની ઉક્તિઓમાં ક્યાં ક્યાં કેવી રીતે છે તે આપણે આગળ જોયું છે તેથી અહીં ફરી કહેવું યોગ્ય નથી.

રસ

આમ ભારવિનું આ કાવ્ય વીરરસપ્રધાન બને છે કારણ ઐતિહાસિક વસ્તુને તે યોગ્ય છે. દૂતની ઉક્તિમાં સુયોધનની રાજ્યનીતિ સ્પષ્ટ થાય છે. આમ વીરરસથી કાવ્યની શરૂઆત થાય છે. એ દૂતની ભાષા પણ એને અનુરૂપ છે. એ પછી દ્રૌપદીની ઉક્તિ આવે છે. તેમાં પણ એક ક્ષત્રિયાણીનો જુસ્સો દેખાય છે તથા તેનું માનસ પણ વ્યક્ત થાય છે આમ અહીં પણ વીરરસ પ્રધાન છે. બીજા સર્ગમાં ભીમની ઉક્તિમાં પણ તેવો જ જુસ્સો હોવાથી એ પણ વીરરસ પ્રધાન છે. જ્યારે યુધિષ્ઠિરની જોરદાર દલીલોમાં વીરરસનો જ જુસ્સો છે જ્યાં તેના વિવેક, ક્રોધ અને ક્ષમા ઉપરના સંભાષણમાં તથા આખી ઉક્તિમાં તેના શાન્ત સ્વભાવ પ્રમાણે એક જાતની શાંતિનો અનુભવ થાય છે. આમ તેમાં શાંત રસ વ્યાપી રહે છે. વેદવ્યાસને સતકારતાં સુધી આ શાંતરસ

દેખાય છે. પણ વેદવ્યાસની સલાહમાં પાછો વીરનો જુસ્સો આવી જાય છે. આ પછી ત્રીજા સર્ગમાં દ્રૌપદી અને અર્જુનની મૂક વાતચીતમાં શૃંગારનો આનંદ અનુભવાય છે. દ્રૌપદીના શબ્દો સ્નેહાળ છે. અને છેલ્લે તો તે અર્જુનની વિદાય વખતે તેને આલિંગવા તત્પર બને છે એ ભાવયુક્ત દૃશ્ય કમનીય બને છે. છતાં આ આખો પ્રસંગ અર્જુનનો ઉત્સાહ વધારવા માટે સરજાયો હોઈ તે વીરરસને પોષે છે. આમ પહેલા ત્રણ સર્ગમાં વીરરસ પ્રધાન બને છે. પ્રકૃતિ વર્ણનોમાં શાંતરસ દેખાય છે. જલક્રીડા અને ક્રીડા વર્ણનોમાં શૃંગાર છે. છેલ્લે યુદ્ધના વર્ણનમાં વીરરસ છે.

ભાવ અને શૈલી

તેની ભાષા પણ યુદ્ધને અનુરૂપ છે અને તેવાંચનાંની સાથે યુદ્ધનો અનુભવ થતો હોય તેમ લાગે જ. દૂતનું વચન સાચે જ હિતંમનોહારિ અને દુર્લભં બની રહે છે. દ્રૌપદીના અર્થઘન અને કટાક્ષમય શબ્દોમાં તેના ભાવ સ્પષ્ટ રીતે વ્યક્ત થાય છે. અર્થાત્ ભારવિએ ભાવરસનું તાદાત્મ્ય સાધ્યું છે.

તાદાત્મ્યં ભાવરસયોઃ ભારવિઃ સ્પષ્ટમુચિવાન્ । શ્રી આર. સી. દત્ત કહે છે તેમ તેની ઉક્તિ અને સંવાદ પ્રશસ્તિને અનુરૂપ વિષય બને છે. ભારવિની વાણી પ્રકૃતિમધુર છે.

प्रकृतिमधुरा भारविगिरः ।)

છંદ

એના મીઠા અનુપ્રાસમાં, એના સુંદર અર્થાલંકારોમાં અને એની પંક્તિઓના લયમાં આ સ્પષ્ટ વરતાય છે. રસ અને વિષયને અનુરૂપ અને મધુર છંદ તે વાપરે છે. બહુ જ અટપટી રચનાવાળા અને લાંબા છંદ તે ભાગ્યે જ પસંદ કરે છે. પાંચમા અને ૧૮મા સર્ગમાં લગભગ સોળ જેટલા જુદાજુદા છંદ તે વાપરે છે. મોટા છંદ તે સાવ નથી વાપરતો એમ નથી પણ તેવા છંદના ફક્ત એક એક જ શ્લોક

વચ્ચે આવે છે. જેમકે જલોદ્ધતગતિ, જલધરમાલા, ચંદ્રિકા, મત્તમયૂર, કુટિલ, અને વંશપત્રપતિતા જેવા છંદોના માત્ર એક એક શ્લોક તે આપે છે. વૈતાલીય (સર્ગ–૨) પ્રમિતાક્ષરા (સર્ગ ૪) પ્રહર્ષિણી (સર્ગ ૭) સ્વાગતા (સર્ગ ૯) પુષ્પિતાગ્રા (સર્ગ ૧૦) ઉદ્‌ગતા (સર્ગ ૧૨) અને ઔપચ્છન્દસિક (સર્ગ ૧૩)–આમ આવા છંદ પણ તે આપે છે. આમ છતાં શુદ્ધ અને સુંદર તથા ભાવને અને વસ્તુને અનુરૂપ છંદની તે વરણી કરે છે. તે ખાલી છંદનું જ્ઞાન પ્રદર્શિત કરવા ખાસ છંદોના પ્રયોગ કરતો નથી. છતાં તે પોતાના આ કાવ્યમાં લગભગ ચોવીસ જેટલા છંદ વાપરે છે.

વ્યાકરણના પ્રયોગ

પ્રો. કીથ કહે છે તેમ વ્યાકરણની દક્ષતા બતાવવા જતાં ભારવિ ખરાબ દાખલો બેસાડે છે. આ બાબતમાં તે જાણે એક પ્રકારની રૂઢિ ઘડે છે. तन् ધાતુનો વારંવાર ખાસ પ્રયોગ તેનાથી શરૂ થાય છે. પરોક્ષ કર્મણિ રૂપોનો તેને શોખ છે. તેને સમાસની અવ્યયીભાવની રચનાનો ખાસ શોખ છે. તે પાણિનિના ઘણા નિયમોના જાણે દષ્ટાન્ત આપે છે. દા. ત એ કર્મ સાથે शास् નો પ્રયોગ, दर्शयते अनुजीविशातक्रता, स्तनोपपीडम्, બે નકારનો હકાર બતાવતો પ્રયોગ, અને न સાથેનો સમાસ–निर्गृहम्–આ તેના ખાસ પ્રયોગો કીથ નોંધે છે.

તે સાદા ક્રિયાપદનો ઉપસર્ગ સાથેના ક્રિયાપદ જેવો ઉપયોગ કરે છે. દા. ત. अयुयुक्त પ્રયોગ न्ययुयुक्त નો અર્થ બતાવે છે. (૧–૧) તેવી રીતે हता = प्रतिहता (૨–૨૨) અને शास्ति = अनुशास्ति (૧–૫). ધાતુઓનો અનેક અર્થ થાય—धातुनामनेकार्थता એનો ભારવિ ઘણી વખત પ્રયોગ કરે છે. જેમકે—इहितुम् (कर्तुम्) वाञ्छन्ति (૧–૧૯)

किरात०—૧–૩૮માં તે વર્તમાનકાળનો पुरा સાથે ઉપયોગ કરી ભૂતકાળનો અર્થ બતાવે છે. अधिष्ठाय અને अधि + इङ् ને દ્વિતીયા સાથે તથા अधि + शी નું अधिशय्य રૂપ પણ તે વાપરે છે. विद् અને इन् એ

રૂપ માયાવિન્ અને માયિન્ આપે છે એ પ્રયોગ પણ તે કરે છે સાધારણ પ્રયોગ ઉપરાંત મા સાથે પ્રશ્નાર્થમાં પણ આજ્ઞાર્થ અને અદ્યતન ભૂતકાળ વપરાય છે

ભૂતકાળ વાપરવામાં ભારવિ ખાસ કાળજી લે છે કીથ નોંધે છે તેમ હ્યસ્તન અને અદ્યતન ભૂતકાળને તે કથા કહેવામાં વાપરતો નથી. એનનારે જે અનુભવ કર્યો હોય તે વ્યક્ત કરવા જ તે કાળ તે વાપરે છે (અપરોક્ષે) જે દૂરના ભૂતકાળમાં બન્યું હોય તે હ્યસ્તન ભૂતકાળ દ્વારા બનાવે છે (અનદ્યતને) જે નજીકના ભૂતકાળમાં બન્યું હોય તે અદ્યતન દ્વારા તે બતાવે છે કથા કહેવામા પરોક્ષ ભૂતકાળ વાપરે છે. કોઈક વખતે કોઈ અપવાદ પણ હોય છે. પરસ્મૈપદ અને આત્મને પદના ઉપયોગમાં પણ તે કાળજી લે છે વર્તમાનકાળનાં રૂપ સ્મ સાથે વાપરીને પણ ભૂતકાળ બતાવે છે લ્યા કર્મણિમા વાપરે છે

અલંકાર

સ્વગજો ગજો અથવા અજિવે જિવાયુતે જેવી સુંદર રચના એમાં ખોટો વિરોધ અને યમક વાપરવાનો તેને શોખ છે. અર્થાલંકારોનો તેને ખાસ શોખ છે અર્થાનકારોમાં તે અમુક જ પ્રકારના અલંકારો આપનો નથી પણ તે વિધવિધ અલંકારો યોગ્ય સ્થળે યોગ્ય રીતે વાપરી પોતાની કૃતિને રસમય બનાવે છે એ આપણે આગળ ત્રીજા પ્રકરણમાં જોયું અને ટિપ્પણમા પણ તે વિસ્તૃત રીતે મે આપ્યુ છે અતિશયોક્તિ, એકાવ્યી ઉત્પ્રેક્ષા, કારણમાલા, મ ચલિંગ, દૃષ્ટાન્ત, નિદર્શના વિષમ પરિકર, પરિવૃત્તિ, સમાસોક્તિ સહોક્તિ વગેરે અલંકારોથી તે નીતિની શુષ્ક બાબતોને પણ રસમય બનાવે છે એના અર્થાન્તરન્યાસો એતી જોરદાર દલીલોને આબેહૂબ રીતે અસરકારક બનાવે છે એટલું જ નહિ પણ એના અર્થાન્તરન્યાસમા ક્યારેક નીતિના ખાસ નિયમો પણ તે સમજાવી દે છે જેમકે ૧-૫ सदानुकूलेषु हि कुर्वते रतिं नृपेष्वमात्येषु च सर्वसंपदः । ૧-૨૫મા દૂતો કેવળ સમાચાર ઉપર અવ

---

૧-જુઓ કીથનો સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ

સંભળતી વાણી જ બોલે છે એ સત્ય કહ્યું છે. परप्रणीतानि वचांसि चिन्वतां प्रवृत्तिसाराः खलु मादृशां गिरः । ૧–૪૫માં પણ તેમ જ છે– अरिषु हि विजयार्थिनः क्षितीशा विदधति सोपधि संधिदूषणानि । ૨–૧૫ માં પણ રાજાએ વિષાદ ન સેવવો જોઈએ એ નીતિની વાત બતાવી છે–निवसन्ति पराक्रमाश्रया न विषादेन समं समृद्धयः । ૨–૧૮મામાં પણ રાજાએ કોઈનું આપેલું લેવું નહિ તે ઉપર ખાસ ભાર મૂક્યો છે.

लघयन् खलु तेजसा जगन्नमहानिच्छति भूतिमन्यतः । રાજાએ પ્રાણ ત્યજવા પણ માન નહિ એ વાત ૨–૨૦ના અર્થાન્તરન્યાસમાં કહી છે—

अभिभूतिभयादसूनतः सुखमुज्झन्ति न धाममानिनः । ૨–૨૧માં પણ તે જ સત્ય સમજાયું છે—

प्रकृतिः खलु सा महीयसः सहते नान्यसमुन्नतिं यया ॥ તેના કેટલાક અર્થાન્તરન્યાસો ટૂંકા છે છતાં કહેવત જેવા રોજ વપરાતા થઈ પડ્યા છે—જેમકે–हितं मनोहारि च दुर्लभं वचः ।; वरं विरोधोऽपि समं महात्मभिः । अहो दुरन्ता बलवद्विरोधिता; ननु वक्तृविशेषनिःस्पृहाः गुणगृह्या वचने विपश्चितः ।

બીજી નોંધવા જેવી બાબત તેની ઉપમા છે. પહેલા બે સર્ગમાં તે ઉપમા છૂટથી વાપરે છે તેની ઘણી ઉપમા સાધારણ હોય છે. જેમકે ૧–૨૦, ૨૧, ૩૨, (૨) ૬, ૧૨, ૨૩, ૩૧, ૪૬, પણ તેની કેટલીક ઉપમા શ્લેષયુક્ત હોય છે અને સૂચક બને છે. જેમકે ૧–૨૪માંની શ્લેષયુક્ત ઉપમા સુયોધનનું સરસ ચિત્ર ખડું કરે છે. तवाभिधानाद्व्यथते नताननः सुदुःसहान्मन्त्रपदादिवोरगः ॥ ૨–૫૭માં પણ ઉપમા સુંદર ચિત્ર ખડું કરે છે.

તેની ઘણી ઉપમા સૂચક હોય છે. જેમકે ૧–૨૯માં ઉપમા દ્વારા દ્રૌપદી ખાસ કટાક્ષ કરે છે કે તમે પણ હાથે કરીને જ રાજ્યલક્ષ્મી ફગાવી દીધી છે. त्वयात्महस्तेन मही मदच्युता मतङ्गजेन स्रगिवापवर्जिता ॥ તેની

એક બીજી ઉપમા પણ સૂચક અને અર્થગંભીર છે ૧-૩૧માં મનોરમા મારમવધૂમિવ શ્રિય માં પણ યુધિષ્ઠિરને સૂચક કટાક્ષ કરે છે અગ્ગૌ ગમો દવમાં પણ તે નકુળ સહદેવના જન્મ વિશે સૂચન કરે છે ૨-૩ની શ્લેષયુક્ત ઉપમા દ્વારા પણ તે નીતિની બાબત સમજાવે છે ૨-૪માં પણ ભારવિ સૂચવે છે કે કોઈપણ કાવ્યાન્તર્ગત ઉક્તિ કેવી હોવી જોઈએ તથા પોતાની ઉક્તિ પણ તેવી છે એ બાબત ભારવિ સૂચવે છે ૨-૨૧ આમાં પણ તેવી રીતે ભીમની ઉક્તિ કેવી છે તે કહ્યું છે તેની કેટલીક ઉપમા યથાર્થ હોય છે જેમકે—प्रगमत्यनपायमुत्थितम् प्रतिपच्चन्द्रमिव प्रजा नृपम् ॥—૨-૨૫માં પણ કોપાયમાન થયેલા ભીમને દુષ્ટ હાથી સાથે સરખાવ્યો છે उपसान्त्वयितु महीपतिर्द्विरद दुष्टमिवोपचक्रमे ॥ ૨-૩૩ની ઉપમા પણ યથાર્થ છે આગમની દીપ સાથે સરખામણી થઈ છે ૨-૩૮માં પણ રાજાને સૂર્ય સાથે સરખાવ્યો છે ૨-૫૩મા પણ યથાર્થ ઉપમા છે જેમકે આતંકલહથી ધીમે ધીમે નષ્ટ થતા રાજાને નદીના વેગથી ધીમે ધીમે ઘસાતા અને નષ્ટ થતા કિનારા સાથ સરખાવ્યો છે ૨-૫૮મા પણ યોગ્ય ઉપમા છે

અર્થગૌરવ

ભારવિ વ્યગ્યાર્થ ઉપર ખાસ ભાર મૂકે છે એક નાની દેખાતી ઉક્તિ પાછળ કેટલાયે વિચાર બતાવાયા હોય આવી સાદી દેખાતી રચનામાં પણ જ્યારે કોઈ સુંદર સૂચન થયુ હોય ત્યારે એને અર્થગૌરવ કહેવાય સુયોધન શબ્દ જ કેટલું સૂચવી દે છે એ એના પાત્રાલેખનમાં જોયું ભારવિના પાત્રોની ઉક્તિ વિશે ક્યારેક ભારવિ પોતે મત આપે છે તો ક્યારેક એનાં બીજા પાત્રો તે માટે મત આપે છે આમ દૂતની ઉક્તિ વિશે ભારવિ કહે છે स सौष्ठवौदार्यविशेष०—આમાં કાવ્યાન્તર્ગત કોઈ પણ ઉક્તિ કેવી હોવી જોઈએ એનું પણ સૂચન છે તથા પોતાની ઉક્તિ પણ આવી છે અને શૈલી પણ શબ્દસંપત્તિ અને અર્થસંપત્તિવાળી છે તે સૂચન થઈ જાય છે દ્રૌપદીની ઉક્તિ વિશે પણ ભીમસેન ખાસ મત રજૂ કરે છે मनःप्रिया गरीयसी बहुरत्पपीयसी

दृश्यते गुणः । ભીમસેનની ઉક્તિ વિશે પણ ભારવિ કહે છે–उपपत्तिम-दूर्जिताश्रयम् । ઉપરાંત યુધિષ્ઠિર પણ ૨–૨૬–૨૭માં ભીમસેનની ઉક્તિના ૭ ગુણ ગણાવે છે. (એ ટિપ્પણમાં જોઈ લેવું) આ પણ ઉપરોક્ત સૂચન જ કરે છે કે ભારવિની કાવ્યાન્તર્ગત ઉક્તિ પણ તે તે ગુણ ધરાવે છે. જે આગળ બતાવી દીધુ છે.

કેટલીક રચનાઓ પણ સૂક્ષ્મ સૂચન કરે છે કે જે સમજીએ ત્યારે તેમાં રહેલી સાચી મુદ્રા માણી શકાય. દા. ત. ૧–૨૮માં भवादृशेषु શબ્દ કેટલો સૂચક છે ! આ એક જ શબ્દ દ્વારા દ્રૌપદી યુધિષ્ઠિરના કેટકેટલા ગુણ ગણાવે છે કે તમે તો ભણેલા છો, શાસ્ત્રમાં પારંગત છો અને નીતિનિપુણ છો. આવા આપશ્રીને કોઈ સ્ત્રી શિખામણ આપે એ કેવું કહેવાય ! તમારે તો એ વેળા જ આવવા દેવી ન જોઈએ. આ કટાક્ષ પણ એ જ શબ્દ પ્રયોગમાં સમાઇ જાય છે. આ ભારવિનું અર્થ ગૌરવ બતાવે છે.

બીજો સુંદર દાખલો ૨–૩૧માં છે અહીં પણ કેવળ એક ઉપમા દ્વારા ભારવિ પુરાણી મહાભારતની કથા કહી દે છે. આ ઉપમા દ્વારા દ્રૌપદી યુધિષ્ઠિરને સખત કટાક્ષ કરે છે કે તમે પણ પરણેલા રાજ્યલક્ષ્મીને અને પત્નીને–તે બને મનોરમા कुलजा અને गुणानुरक्ता હોવા છતાં જવા દીધી એટલું જ નહિ પણ તમે कुलाभिमानी અને अनुरक्तसाधन હતા. છતાં તમે તેને પાછી મેળવવા યત્ન ન કર્યો. હજી પણ તમે તેવા જ છો. તમને બધા અનુકૂળ મિત્રોની ઓથ છે. છતાં હજી પત્ની અને રાજ્યલક્ષ્મીના એ અપમાનનો તે બદલો વાળતા નથી ? આમ આ શબ્દપ્રયોગો દ્વારા કટાક્ષ કરી, પુરાણી વાત યાદ દેવડાવી દ્રૌપદી યુધિષ્ઠિરને યુદ્ધ માટે ઉશ્કેરવા પ્રયત્ન કરે છે ભારવિનું અર્થગૌરવ તે આ. मतानुजेन॰.. ઈ. દ્વારા પણ તે કટાક્ષ કરે છે કે તમે રાજ્ય હાથે કરીને ગુમાવ્યુ છે.

૧–૩૪માં वृकोदर અને सत्यधनस्य શબ્દો પણ અર્થઘન છે. ઘણાં

હારે તે બાર વર્ષ વનવાસ અને તેનમુ વર્ષ છૂપુ ગાળે એ શરત તથા તે પાળવા માટેનો યુધિષ્ઠિરનો ખાસ આગ્રહ વગેરે બધુ सत्यधनस्य વિશેષણ દ્વારા સૂચવી દીધુ वृकोदर એ ખાસ શબ્દપ્રયોગ જ ભીમની પહેલાંની અને અત્યારની સ્થિતિનો તફાવત સૂચવી દે છે ૧-૩૫નો ધનજય શબ્દ પણ સૂચક છે જે ધનજયે પહેલાં ઉત્તર કૌરવ જીતીને ધન લાવી આપ્યુ હતુ તે જ ધનજય તમને આજે વલ્કલ આણી આપે એ કેટલી કરૂણ પરિસ્થિતિ ! આમ આ શબ્દ દ્વારા પણ ધનજયની સુખી અને દુખી દશા સૂચવી દીધી તથા કટાક્ષ કર્યો કે ધનજયની શક્તિ ખોટી વેડફાઈ રહી છે

૧-૩૬મા अगजौगजौમાં નકુળ સહદેવ પર્વત ઉપર જન્મ્યા હતા એ પ્રસગ સૂચવી દીધો ૧-૪૦માં मृगद्विजालूनशिखेषु એ પણ સૂચક ઉક્તિ છે તે દ્વારા દ્રૌપદી યુધિષ્ઠિરની આજની સ્થિતિ બતાવે છે કે આજે યુધિષ્ઠિરના પગ આવા મૃગોએ અને બ્રાહ્મણોએ તોડેલા ઘાસ ઉપર રહે છે અને તેની અણીથી કપાવાથી તેમાથી લોહી નીકળે છે અને તેથી તે લાલ થાય છે

૧-૪૧મા શ્લોકમાં પણ સૂક્ષ્મ કટાક્ષ છે કે જ્યારે માનહાનિ ન થઈ હોય ત્યારે પરાજય પણ માનીઓને મન ઉત્સવ બની રહે છે પણ તમે તો માન પણ ખોયુ છે ૧-૪૩મા પણ मत्तदशा શબ્દ એવો સૂચક બને છે એ દ્રૌપદીની ઉક્તિ ઉપરની ચર્ચામા જોયુ બીજા સર્ગમાં પણ ભીમ દુર્યોધનના કપટી સ્વભાવનુ સૂચન કરે છે धृतराष्ट्रसुतेन सुदुर्जाविरमास्वाय नरेन्द्रपदः ।

ભારવિના વિચારની ઉચ્ચતા સમજવા કેટલાક નીતિશાસ્ત્રના શબ્દો પણ સમજવાની જરૂર રહે છે એ સમજ્યા સિવાય પહેલા સર્ગોનુ ઉચ્ચ રાજકીય દૃષ્ટિબિંદુ સમજાતુ નથી આમ શબ્દ અને વિચાર બને દ્વારા ભારવિનુ અર્થગૌરવ વ્યક્ત થાય છે તેના અર્થગૌરવને પડિતો કાલિદાસની ઉપમાની પ્રશસ્તિ સાથે ગણાવે છે उपमा कालिदासस्य भारवेरर्थगौरवम् ॥

પોતાની આ કલા વિશે ભારવિ પોતે જ કહે છે. स्फुटता न पदैरपाकृता, न च न स्वीकृतमर्थगौरवम् પોતાની જ શૈલીમાં શબ્દસંપત્તિ અને અર્થસંપત્તિ હોવાનું તે પોતે જ જણાવે છે. सौष्ठवौदार्यविशेषशालिनी । અર્થગૌરવને લીધે જ પોતાની શૈલી गरीयसि અને मनः प्रिया છે એમ તે સૂચવે છે.

શબ્દાલંકાર–ભારવિના દોષ

શબ્દાલંકારનો ભારવિને ખાસ શોખ છે. અનુપ્રાસ કયારેક મીઠા લાગે છે અને આમ એની શૈલી શબ્દસંગીતવાળી બને છે. પહેલા જ શ્લોકમાં કેટલો મીઠો અનુપ્રાસ છે!

स वर्णिलिङ्गीविदितः समाययौ युधिष्ठिरं द्वैतवने वनेचरः ॥

अगजौगजौ, अशिवै.शिवाहतैः वने वनेचरः જેવી રચના ખરેખર સુંદર લાગે છે.

પરંતુ આ શોખ તેના કાવ્યનો એક મહાન દોષ બની રહે છે. કિરાતના પંદરમા સર્ગમાં આવાં શબ્દાલંકારવાળાં ચિત્રકાવ્યો કેવળ રસહીન કૃત્રિમતાનું જ દૃષ્ટાંત પૂરું પાડે છે આવાં ચિત્રકાવ્યોમાં કયા રેક કેટલીક પંક્તિ એક સરખી હોય કે કયારેક અમુક જ અક્ષર ખાસ વાપર્યા હોય કે કયારેક ડાબેથી જમણી બાજુ વાંચતાં અને જમણી બાજુથી ડાબી તરફ વાંચતાં પંક્તિ એકની એક જ રહે! અથવા તો તે બધી પંક્તિઓમાં આડાઅવળા કે ઊભા અક્ષરો એક હોય આ દોષ માટે ડૉ. કીથના શબ્દો ટાંકીશ. "કોઈ શ્લોકમાં પહેલી અને ત્રીજી તથા બીજી અને ચોથી પંક્તિ સરખી હોય, તો બીજામાં ચારે સરખી હોય એક શ્લોકમાં च અને र અક્ષરો હોય તો બીજામાં स, च, य અને ल હોય. કોઈ શ્લોકમાં એવી ગોઠવણી હોય કે દરેક લીટી ઊંધી વાંચતા પછીની પંક્તિ બની રહે. કોઈ શ્લોકના ત્રણ અર્થ થતા હોય કોઈ શ્લોકમાં ઓષ્ઠ્ય શબ્દો જ ન હોય. કયા તો દરેક શ્લોક સવળો અને અવળો વાંચતાં એક જ સરખો લાગે."

ભારવિના આવા દોષ ગણાવતાં ડૉ. ડે પણ લખે છે કે પંદરમા સર્ગમાં યુદ્ધના વર્ણનમાં શબ્દાલંકાર વાપરી ભારવિ નીરસ કૃત્રિમતાનું દૃષ્ટાંત પૂરું પાડે છે. પણ કદાચ એ એના યુગનો જ દોષ હશે કે જે યુગમાં લોકોને આવા શ્લોકો વાંચવા ગમતા કે જેમાં સવળેથી અવળી કે અવળેથી સવળી રીતે વાંચતાં એક સરખું જ વંચાય, જેમાં બધી કે થોડી પંક્તિ સરખી હોય કે જેમાં ખાસ કેટલાક જ અક્ષર વપરાયા હોય અથવા જે વાંકીચૂંકી કે સળંગઆગળી વાંચતાં એક સરખું જ વંચાય. કાલિદાસમાં આવો અતિરેક દેખાતો નથી. ભારવિમાં જ આ પહેલી વખત દેખાય છે. વચલા ગાળામાં લોકોની એવી રુચિ વધી હોવાથી કદાચ ભારવિએ જ આ શરૂ કર્યું હોય! પણ આપણે એટલું તો કહી જ શકીએ કે શબ્દાલંકારોના પ્રદર્શન માટેની તેના યુગની રુચિથી ભારવિ લલચાયો. તેના વ્યાકરણના પ્રયોગો, તેનું ભાષાજ્ઞાનનું પ્રદર્શન, તેનો વિવિધ છંદનો પ્રયોગ વગેરે બધું એ ઉપજાવેલી કૃત્રિમતાનો જ પાસો છે. તેનો વિષય એનો મૌલિક નથી. એમાં પૌરાણિક તત્ત્વ હોવા ઉપરાંત તે ભારવિની કલાદૃષ્ટિથી પણ મર્યાદિત બન્યો છે.

તેની કૃતિમાંથી માત્ર બે દૃષ્ટાંતો જોતાં જ આપણને ખાતરી થશે કે ઉપરના મંતવ્યોમાં જરાકે અતિશયોક્તિ નથી. નીચેના શ્લોકો તેની શબ્દ રમતનો ખ્યાલ આપશે—

स सासिः साशु सः सासो येयायेयाययाययः ।
ललौ लीलां ललोऽलोलः शशीशशिशुशीः शशन् ॥
न नोननुन्नो नुन्नोनो नाना नानानना ननु ।
नुन्नोऽनुन्नो ननुन्नेनो नानेना नुन्ननुन्ननुत् ॥
स्यन्दना नो चतुरगाः सुरेभा वाविपत्तयः ।
स्यन्दना नो च तुरगाः सुरेभावा विपत्तयः ॥

देवाकानिनिकावादे
वाहिकास्वस्वकाहिवा
काकारेममरेकाका
निस्त्रमव्यव्यमस्त्रनि

[ ઉપરના શ્લોકમાં દરેક પંક્તિ સવળી અને અવળી રીતે વાંચવાથી એક જ સરખી રહે છે।]

નીચેના શ્લોકમા ચાર પક્તિ એક જ સરખી છે

विकाशमीयुर्जगतीशमार्गणा
विकाशमीयुर्जगतीशमार्गणा ।
विकाशमीयुर्जगतीशमार्गणा
विकाशमीयुर्जगतीशमार्गणाः ॥

આ શબ્દરમત તેનુ અસાધારણ ભાષાપ્રભુત્વ બતાવે છે. ભારવિમાં આમ શબ્દથી પણ અર્થની ઘનતા સભવે છે સાચે જ મલ્લિનાથ કહે છે તેમ ભારવિની શૈલી નાળિયેળ જેવી છે નાળિયેરનું ઉપરનું કઠણ પડ ભેદીએ ત્યાર પછી જ મીઠું કોપરું ખાવાની મિજબ્બત આવે છે. તેવું જ ભારવિમાં છે. ભારવિમા આવતાં કેટલાંક સૂક્ષ્મ સૂચનો તેમાં આવતા કેટલાક નીતિશાસ્ત્રના ખાસ શબ્દો અને શબ્દ-મતનાં કઠણ પડો ભેદીને તેનો અર્થ સમજીએ ત્યારે જ તેમાં રહેલો અર્થ આપણને આનદ આપે છે

नारिकेलफलसम्मित वचो भारवे सपदि तद्विभज्यते ।
स्वादयन्तु रसगर्भनिर्भरं सारमस्य रसिका यथेप्सितम् ॥

" નારિયેળીના ફળ જેવી ભારવિની વાણી હવે છૂટી પાડવામાં આવે છે તેમની ઇચ્છા પ્રમાણે રસિકો રસથી ભરેલા કોપરાનો ભલે આસ્વાદ કરે "

ગુણ

તેની વધારે પડતી શબ્દગ્મન બાદ કરતા આગળ આપણે અનેક વખત જોયુ છે તેમ તેની શૈની એ પોતે જ કહે છે તેમ સૌહ્રદ્રી-દાર્થવિશેષશાલિની હોઈ તે જ કહે છે તેમ ગર્વિત અને મન પ્રિય બની રહે છે. ઉપરાંત તે પોતે કહે છે તેમ એની શૈલી સુસ્પષ્ટ, વ્યવસ્થિત અને જુસ્સા તથા વેગવાળી છે પ્રથમ ત્રણ સર્ગોમાં આ સ્પષ્ટ થાય છે

એ પોતે કહે છે તેમ એની શૈલીમા અર્થ સ્પષ્ટ છે સ્ફુટતા ન પદૈરપાકૃતા છતા અર્થગૌરવ નથી એમ નથી. ન ચ ન સ્વીકૃતમર્થગૌરવમ્ દરેક વાકયનો જુદો અર્થ છે. છતાં પરસ્પર સબંધવાળી અને વ્યવસ્થિત છે વિદ્દિતા પૃથગર્થતા ગિરાં ન ચ સામર્થ્યમપોહિત ક્વચિત્ । તે સ્થીરપ્રધાન ઉપપત્તિમત્ અને જુસ્સાવાળી ઊર્જિતાશ્રય છે.

સમાલોચના

તેની શૈનીની સમાલોચના કરતાં ડો ડે કહે છે કે તેના યુગના અક્ષમ્ય દેષો ભારવિમાં છે છતા તેના કવિ તરીકેના ગુણ તે સાવ ઝાંખા પાડતા નથી કવિ તરીકે ભારવિ પહેલી કક્ષામાં ભલે ન આવે છતાં તે સાવ બીજા વર્ગનો પણ નથી. તે ભાગ્યે જ કાલિદાસના કાવ્યનાદને પહોંચી શકે છે. કાલિદાસનો પ્રસાદ, વેગ અને શબ્દ અને અર્થનો સમન્વય તેનામાં જણાતો નથી. ક્યારેક આછેરો કાવ્યનાદ ભોભરાય છે પણ ભારવિમાં અમુક મર્યાદા સાથે કૃત્રિમ રચના ઉપર પ્રભુત્વ દેખાય છે તે કાલિદાસના યુગ પછી થયો એ જ એનો દેષ. તેના કાવ્યમા વિદ્વત્તા અને ખાસ રચના સાથે ગાંભીર્ય અને અર્થઘનતા છે છતા આ કૃત્રિમતાને બાદ કરીએ તો પણ તે ભાગ્યે જ સાવ શુષ્ક છે

"ભારવિનો વિષય જેવી તેવી હલકી રચના માગી લેતો નથી. તેની કૃત્રિમ અને ઉદાત્ત રચના ઉપરના પ્રભુત્વથી તે ગંભીર બાબતો સુંદર રીતે રજૂ કરે છે એટલુ જ નહિ પણ તેણે ખાસ ઉપજાવેલા

શૃંગાર ભાવમાં તેની હળવી શૈલી પણ દેખાય છે. પ્રકૃતિ અને સ્ત્રીઓના વર્ણનનો સંસ્કૃત કવિઓને ખાસ શોખ હોય છે તેમાં પણ ભારવિની સાધના ઊતરે એવી ન ગણાય......પણ આવી ઊર્મિઓ કરતાં ભારવિની શૈલી વર્ણનાત્મક અને દલીલયુક્ત વિષયમાં વધારે અસરકારક બને છે. તેના ભાષાપ્રભુત્વથી તે આ સાધે છે તેની ઉત્પ્રેક્ષા પણ અવારનવાર આવે છે અને તે સુંદર હોય છે. પણ તેની શૈલીમાં હમેશ એક પ્રકારની ગંભીર ભાવના અને ઉદાત્તતા છે. ભારે સમાસનો તેને શોખ નથી. તેનાં વાક્યો સાધારણ લંબાઈનાં હોય છે. સ્પષ્ટ હોય છે અને તેની શૈલીમાં એક પ્રકારનો વેગ અને જુસ્સો છે. ખાસ શ્લેષ અને કૃત્રિમ વિશેષણો કે ઉપમાની ઝડીઓનો તેને બિલકુલ લોભ નથી. એકમેકમાંથી એની મેળે ઉદ્ભવતી કેટલીક સુંદર રેખાઓથી તે એક પ્રકારની કાવ્યમય દલીલ કે ચિત્ર ઉપજાવે છે. એમાં વિવિધતા અને વેગ છે. તેમાં શુષ્કતા ભાગ્યે જ જોવા મળે છે. તેની રચના ગમી જાય તેવું આશ્ચર્ય ઉપજાવે છે. અસાધારણ ટૂંકાણમાં અને વેગ સાથે તે સરજાયું છે. એના ઉપર કોઈ સુધારો થઈ શકે જ નહિ. અને સુધારીને વધારે સારું ઉપજાવવા જતાં એ આખો ભાવ જ બદલાઈ જાય ! !

"આમ ભારવિની કવિતા ભાગ્યે જ વધુ પડતી કૃત્રિમ બને છે તે વ્યવસ્થિત અને સ્પષ્ટ છે. એની આ રચનાની દક્ષતાને લીધે ભારવિમાં સંસ્કૃત ટીકાકારો કહે છે તેમ અર્થગૌરવ જણાય છે. પણ તે જ એના ગુણ અને દોષનુ કારણ છે સુંદર શબ્દો અને ભાવની ઉદાત્તતાને લીધે એની રચના ખુશ કરે તેવી હોય છે છતાં તેનામાં કાવ્યની અમુક પ્રકારની ઉચ્ચતા નથી. [ભારવિમા આપણને ઘણુ ગમે તેવુ, સુંદર રીતે રજૂ થયેલુ મળે, ટૂંકાણમા મળે, શબ્દ રમત મળે, વિવિધતા અને ઉદાત્તતા મળે છતાં તેની પાછળ કોઈ ખાસ સમજાવટ નથી મળતી કારણ આખા કાવ્યનુ સ્વરૂપ અમુક જ પ્રકારનુ અને કૃત્રિમ હોય છે. ભારવિ તેની રચનાને શુષ્ક થતા રોકવા સિવાય સુંદર

રીતે ગોઠવી શકે છે તેના વિચારને કલ્પનાશીન થવા દીધા સિવાય તે ઉદાત્ત બનાવી શકે છે તેનુ શબ્દ સગીત ગમી તો જાય છે જ તેનાં ચિત્રો પણ ઠીક ગમે તેવાં હોય જ જો તે સૂના માર્ગે એકલો જાય છે તો તે તેની કેડી જાણે છે અને ભાગ્યે જ ખોટા પગ મૂકે છે સસ્કૃત સાહિત્યનુ સ્થાન નક્કી કરીએ તો કહેવુ પડે કે ભારવિએ બહુ મહાન વસ્તુ આપી નથી છતાં તે જે આપે છે તે એ ભૂલ વગર આપે છે તે પોતાની કલાનો સ્વામી છે એ ચોકસ '_7

[ ૫ ] કિરાતાર્જુનીયની આધારકથા અને ભારવિએ કરેલા ફેરફાર : ભારવિનું નવનિર્માણ

આધારકથા

૧કિરાતાર્જુનીયની કથા મહાભારત વનપર્વ ૨૭–૪૧માંથી લેવામાં આવી છે લગભગ ૨૭–૩૬ પ્રકરણો ઉપરથી આપણા કાવ્યના પ્રથમ બે સર્ગોની કથા લેવામાં આવી છે મહાભારતની કથા નીચે પ્રમાણે છે–

દ્વૈતવનમાં રહેતા પાંડવો એક વખત સાંજે દ્રૌપદી સાથે બેઠા અને પોતાની સ્થિતિ ઉપર ચર્ચા કરવા લાગ્યા દ્રૌપદીએ બોલવાની શરૂઆત કરી પહેલાં દ્રૌપદી પાંડવોની ખરાબ સ્થિતિનુ વર્ણન કરી યુધિષ્ઠિરને શાંતિ ત્યજી દેવા અને શત્રુની સામે થવા સલાહ આપે છે

नून च तव नैवास्ति मन्युर्भरतसत्तम ।
यत् ते भ्रातृश्च मां चैव दृष्ट्वा न व्यथते मन ॥
तदद्य त्वयि पश्यामि क्षत्रिये विपरीतवत् ।
यो न दर्शयते तेज क्षत्रिय काल आगते ।
तत् त्वया न क्षमा कार्या शत्रून् प्रति कथचन ।
तेजसैव हि ते शक्या निहन्तु नात्र सशय ।

આ પછી દ્રૌપદી બલિ અને પ્રહ્લાદનો ક્ષમા ક્યારે રાખવી તે ઉપરનો સવાદ રજૂ કરે છે તે ઉપરથી નિર્ણય ઉપર આવે છે કે યુધિષ્ઠિરે પણ તે સમયે ક્ષમા રાખવી ઘટતી નથી

યુધિષ્ઠિર તેને શાંત કરે છે અને ક્રોધ જીતીને શાંતિ રાખવા સલાહ આપે છે. યુધિષ્ઠિરની આ દલીલોથી સંતોષ ન થવાથી આ પછી દ્રૌપદી એક લાંબું ભાષણ કરે છે. યુધિષ્ઠિર તેને ફરી સમજાવે છે. તે પછી દ્રૌપદી પુરવાર કરે છે કે દુર્યોધનની ચઢતી થયે જ જાય છે તેથી તેની સામે તાત્કાલિક પગલાં લેવાં જરૂરી છે અને છેલ્લે પુરવાર કરે છે કે પોતે કહ્યું તે બ્રુહસ્પતિની નીતિ વિરુદ્ધ નથી.

ત્યાર પછી ભીમ દ્રૌપદીના મતને ટેકો આપતાં દુર્યોધનનાં અનેક કપટ ગણાવે છે. પછી યુધિષ્ઠિર ભીમને જવાબ આપે છે. તે પોતાની ભૂલ કબૂલ કરે છે પણ વચન તોડીને વિગ્રહ આદરવા તે તૈયાર નથી. તે સત્યમાંથી ચળવા સાફ ના પાડે છે.

मम प्रतिज्ञां च निबोध सत्यां वृणे धर्मममृताज्जीविताच्च ।
राज्यं च पुत्राश्च यशो धनं च सर्वं न सत्यस्य कलामुपैति ॥

ભીમને સંતોષ ન થવાથી તે ફરીથી બોલવા માંડે છે. તે ક્ષત્રિયની અનેક ફરજો ગણાવે છે અને કહે છે કે સત્યને વળગી રહેવામાં યુધિષ્ઠિર એક બ્રાહ્મણ જેવું આચરણ કરે છે. તે પછી યુધિષ્ઠિર સમજાવે છે કે કોઈ પણ કામ ઉતાવળથી કર્યું હોય તો વિનાશ થાય છે. પૂર્ણ વિવેકથી કામ કર્યું હોય તો સિદ્ધિ મળે છે આથી દુર્યોધન સાથે લડાઈ કરતાં પહેલાં ખાસ વિચારવું જોઈએ. કૌરવો બળવાન છે. કેટલાયે રાજાઓ તેમને પડખે છે. ભીષ્મ દ્રોણ જેવાનો તેને ટેકો છે. તેથી દુર્યોધનને સહેલાઈથી હરાવી શકાય તેમ નથી.

આ બાબત માટે બધા વિચારમાં પડી ગયા ત્યારે ત્યાં વ્યાસ આવ્યા. તેમની સલાહથી તેઓ કામયક વનમાં જાય છે. અર્જુન દિવ્ય શસ્ત્રો લેવા તપ કરવા જાય છે. ઈન્દ્ર અર્જુનનું તપ તોડાવવા ઘણા પ્રયત્ન કરે છે. પણ અર્જુનનો દૃઢ નિશ્ચય જોઈ તે ખુશ થાય છે. અને તેને વરદાન આપે છે. અર્જુનના તપથી દેવો ડરી જાય છે. તેઓ શિવને જણાવે છે અને તેના ઉપર પ્રસન્ન થવા વિનવે છે. અર્જુનની

પરીક્ષા કરવા શિવ કિરાતના વેશમાં આવે છે. અર્જુનની તપશ્ચર્યામાં વિઘ્ન નાખવા એક રાક્ષસ ભૂંડના રૂપે ત્યાંથી પસાર થાય છે. અર્જુન તેને પોતાના બાણથી વીંધી નાખે છે. બીજી બાજુ પેલો કિરાત પણ તેને તે જ સમયે તીર તાકે છે. કિરાત અર્જુન પાસે જવાબ માગે છે કે પોતાના શિકાર ઉપર તેણે કેમ તીર ચલાવ્યું ? આ બાબત ઉપર બંને વચ્ચે યુદ્ધ જાગે છે. અર્જુન ઉતરે હારે છે અને શિવ છેલ્લે પ્રગટ થઈ તેના શૌર્યની પ્રશંસા કરે છે તથા તેને હથિયાર આપે છે. અર્જુન શિવનાં વખાણ કરે છે. અહીં મહાભારતની કથા સમાપ્ત થાય છે

૨૪ હવે જોઈએ કે ભારવિએ કયાં કયાં કયા ફેરફાર શા માટે કર્યા હશે ?

(૧) પ્રસંગની શરૂઆતમાં ફેર

મહાભારતની કથામાં આ પ્રસંગની બહુ જ જૂની અને સીધી રીતે જાણે કોઈ કથા કહેવામાં આવતી હોય તેમ શરૂઆત થાય છે. મહાભારતની રીતમાં કથા કહેવાતી હોય તેવો ભાવ દેખાય છે જેમકે—

> ततो वनगताः पार्थाः सायाह्ने सह कृष्णया ।
> उपविष्टाः कथाश्चक्रुर्दुःखशोकपरायणाः
> प्रिया च दर्शनीया च पण्डिता च पतिव्रता ।
> अथ कृष्णा धर्मराजमिदं वचनमब्रवीत्

પણ ભારવિના હાથમાં તો આખો પ્રસંગ જ પલટાઈ જાય છે. ભારવિ તેને એક સર્જક કવિની દૃષ્ટિએ જ રજૂ કરે છે. ભારવિએ પોતાનુ કાવ્ય અસરકારક અને કલાત્મક બનાવવા પ્રયત્ન કર્યો છે ભારવિના પ્રસંગની શરૂઆત દ્વૈતવનમાં થાય છે. હારેલા યુધિષ્ઠિર દ્વૈત વનમાં બેઠા છે અને ત્યાં તેમનો મોકલેલો દૂત દુર્યોધનના રાજ્યની બાતમી મેળવી તેમની પાસે આવે છે. અને એકાંતમાં પોતે જોયેલી સઘળી હકીકત કહે છે.

श्रियः कुरूणामधिपस्य पालनीं प्रजासु वृत्तिं यमयुङ्क्त वेदितुम् ।
स वर्णिलिङ्गी विदितः समाययौ युधिष्ठिरं द्वैतवने वनेचरः ।

કાવ્યની શરૂઆત મીઠા અનુપ્રાસથી થાય છે. આ આરંભ આ રાજકીય કાર્યથી જ થાય છે. આ પ્રસંગથી પછીની ચર્ચા માટે ભૂમિકા રચાય છે. તથા આ દૂતનો પ્રસંગ બતાવે છે કે હવે તો દુર્યોધન અજેય બન્યો છે. અને તેર વર્ષ પછી પણ તેને હરાવી શકાશે નહિ આથી ભીમની અને દ્રૌપદીની દલીલોને ટેકો મળે છે કે દુશ્મન જ્યારે ઉદય પામતો હોય ત્યારે તો તેને જરૂર નમાવવો જ જોઈએ.

(૨) મહાભારતમાં અને કિરાતમાં બંનેમાં દ્રૌપદીની ઉક્તિ આવે છે. પણ મહાભારતમાં દ્રૌપદી પોતે બોલવાની શરૂઆત કરે છે જ્યારે અહીં દૂતની ઉક્તિ પછી યુધિષ્ઠિર તે વાત બધા સમક્ષ કરે છે ત્યારે દ્રૌપદી પહેલી બોલવાની શરૂઆત કરે છે કારણ તે સ્ત્રી હોવાથી પોતાનો ગુસ્સો કાબૂમાં રાખી શકતી નથી આમ દ્રૌપદીની ઉક્તિ બહુ સહજ બને છે.

બીજુ બને કૃતિઓમા દ્રૌપદી પાંડવોની કરુણ દશા વર્ણવે છે. પણ મહાભારતના પ્રસંગમાં માત્ર કટાક્ષયુક્ત સાદી વાણી છે જ્યારે ભારવિની કૃતિમાં તે જ પ્રસગ વધારે કાવ્યમય બને છે. દા. ત. મહાભારતમાં ભીમની સ્થિતિ તે નીચે મુજબ વર્ણવે છે—

भीमसेनमिमं चापि दुःखितं वनवासिनम् ।
ध्यायन् किं न मन्युस्ते प्राप्ते काले विवर्धते ॥
भीमसेनं हि कर्माणि स्वयं कुर्वाणमच्युतम् ।
सुखार्हं दुःखितं दृष्ट्वा कस्माद्राजन्नुपेक्षसे ॥
अयं कुरून् रणे सर्वान् हन्तुमुत्सहते प्रभुः ।
त्वत्प्रतिज्ञां प्रतीक्षस्तु सहतेऽयं वृकोदरः ॥

જ્યારે ભારવિની દ્રૌપદીનો તો કેવળ વૃકોદર શબ્દપ્રયોગ જ તેના ઉપયોગ માટે કાયમ યાદ રહી જાય તેવો બની રહે છે.

યુધિષ્ઠિર, અર્જુન અને નકુળ સહદેવની દુઃખી પરિસ્થિતિ વર્ણવવામાં પણ એટલો જ તફાવત છે.

यस्य क्षात्रप्रतापेन प्रणता: सर्वपार्थिवाः ।
यज्ञे तव महाराज ब्राह्मणानुपतस्थिरे
तमिमं पुरुषव्याघ्रं पूजितं देवदानवैः ।
ध्यायन्तमर्जुनं दृष्ट्वा कस्माद्राजन्न कुप्यसि ॥
..नकुलं ते वने दृष्ट्वा कस्मान्मन्युर्न वर्धते ।
..सहदेवं वने दृष्ट्वा कस्मात् क्षमसि पार्थिव ॥

મહાભારતમાં દ્રૌપદી પોતાની દુઃખી સ્થિતિ વિશે પણ કહે છે,
(मां वै वनगतां दृष्ट्वा कस्मात् क्षमसि पार्थिव ।
જ્યારે અહીં કિરાતમાં દ્રૌપદી પોતાની દુઃખી સ્થિતિ વિશે કશું જ કહેતી નથી.

મહાભારતમાં દ્રૌપદી બલિ અને પ્રહલાદનો સંવાદ ટાંકે છે જ્યારે ભારવિએ એ નથી રાખ્યો. આમ ભારવિએ દ્રૌપદીની ઉક્તિ વધારે ભાવમય દર્શાવી છે.

(૩) મહાભારતમાં ભીમની ઉક્તિ છે. પણ તેના કરતાં કિરાતમાં ભીમની ઉક્તિ વધારે માર્ગદર્શક અને જોરદાર દલીલોવાળી છે. મહાભારતનો ભીમ જરા કઠોર વાણી બોલે છે જ્યારે આ ભીમ નીતિ નિપુણ લાગે છે અને નીતિના જ્ઞાતાઓની માફક દલીલ રજૂ કરે છે.

(૪) યુધિષ્ઠિરના છેલ્લા નિર્ણયમાં બહુ ફેર પડી જાય છે. મહાભારતમાં યુધિષ્ઠિરની બહુ સારી છાપ પડતી નથી તેમના બોલ્યા પછી દ્રૌપદી અને ભીમસેન વળતી દલીલો કરે છે જ્યારે અહીં યુધિષ્ઠિરનો મત દરેકના મનમાં ઠસી જાય છે અને ત્યાર પછી ફક્ત વેદવ્યાસ સિવાય કોઈ બોલતું નથી. મહાભારતમાં યુધિષ્ઠિર કહે છે કે દુર્યોધનને પક્ષે ભીષ્મ અને દ્રોણ જેવા યોદ્ધાઓ છે તેથી વિજયની સંભાવના ઓછી છે. જ્યારે કિરાતમાં તો યુધિષ્ઠિર પુરવાર કરે છે કે માત્ર થોડો સમય

ધીરજ ધરવાથી દુર્યોધન એની મેળે નિર્બળ થશે કારણ તેના પોતાના જ મિત્રો તેનાથી વિમુખ બનશે. આમ અહીં યુધિષ્ઠિર ખાતરી આપે છે કે થોડો સમય શાંતિ રાખવાથી વિજય આપણો છે. અહીંના યુધિષ્ઠિરની એકેએક દલીલ એવી જોરદાર છે કે સામેની દરેક વ્યક્તિને સંતોષપૂર્વક તે સ્વીકારવી પડે.

(૫) મહાભારતમાં યુધિષ્ઠિર દ્રૌપદીને જુદો જવાબ પણ આપે છે જ્યારે અહીં તે માત્ર ભીમના જવાબમાં જ દ્રૌપદીનો જવાબ વાળી લે છે

(૬) મહાભારત અને કિરાત બંનેમાં વ્યાસ આવે છે પણ કિરાતમાં વ્યાસનુ કાવ્યમય વર્ણન છે જ્યારે મૂળમાં તે નથી.

(૭) મહાભારતમા વ્યાસ પહેલાં યુધિષ્ઠિરને મંત્રનું જ્ઞાન આપે છે અને પછી તે અર્જુનને શીખવે છે જ્યારે અહી તે સીધું અર્જુનને જ તે જ્ઞાન આપે છે કે જેથી તે ઈન્દ્રને આરાધે

મહાભારતમાં અર્જુન ઊડીને ઈન્દ્રકિલ પર્વત ઉપર જાય છે જ્યારે અહીં અર્જુન વ્યાસે સાથે આપેલા યક્ષ સાથે તે પર્વત ઉપર જાય છે આમ આ કૃતિમાં અમાનવી તત્ત્વ કાઢી નાખ્યુ છે

(૮) મહાભારતમાં અર્જુનનો તપ ભંગ કરવા ઇન્દ્ર જાતે સાધુને વેશે જાય છે અને માત્ર જરા પ્રયત્ન કરી પ્રસન્ન થઇ શિવને આરાધવાનું કહે છે. જ્યારે અહી ઇન્દ્ર અપ્સરાઓને મોકલે છે અને પછી ઇન્દ્ર ઘરડા સાધુને વેશે જાતે આવે છે. બહુ લાંબી પરીક્ષાને અંતે તે પ્રસન્ન થઈ શિવને આરાધવાનુ કહે છે

(૯) મહાભારતમાં શિવ કિરાતને વેશે ઉમા અને બીજા કિરાત વેશે છુપાવેલા ગણો સાથે આવે છે. અહી કેટલાયે શસ્ત્રધારી કિરાતો સાથે શિવ અર્જુનને ઘેરે છે. આથી પહેલાં અર્જુન તેમને વિખેરી નાખે છે અને પછી શિવ અને અર્જુન વચ્ચે યુદ્ધ થાય છે જ્યારે મહાભારતમાં પહેલેથી તે છેલ્લે સુધી શિવ અને અર્જુન વચ્ચે યુદ્ધ થાય છે.

(૧૦) બને કૃતિઓમાં શિવ જુદી રીતે પ્રસન્ન થાય છે અને લડાઈનો જુદી રીતે અંત આવે છે મહાભારતમાં શિવ અર્જુનને એ-ભાન કરે છે તે ભાનમાં આવે છે ત્યારે કિરાતના માથા ઉપર એ જ ફૂલની માળા જુએ છે કે જે તેણે પૂજામાં શિવના બિંબને પહેરાવી હતી જ્યારે કિરાતમાં યુદ્ધ દરમિયાન કિરાત શિવ અદ્ધર આકાશમાં જતા હોય છે ત્યારે અર્જુન કૂદીને તેમના પગ પકડે છે. તેમનો ભક્ત આમ પગ પકડે છે તેથી શિવ પ્રસન્ન થઈ વરદાન આપે છે અને આમ શિવ પ્રસન્ન થાય છે અને પોતાનુ જ પાશુપત અસ્ત્ર આપે છે

(૧૧) બને કૃતિમાં ઉક્તિઓ છે પણ મહાભારતમાં તે વધારે લાંબી છે, જ્યારે અહી તે ઉક્તિઓ ટૂંકી અને રસમય બને છે વળી મહાભારતમાં આ ઉક્તિઓ ઉપદેશાત્મક તત્ત્વ જ બતાવે છે જ્યારે અહી તો તે રાજકીય હેતુ બતાવતી હોય છે ભારવિ લાંબા સવાદ કાઢી નાખે છે એક ખાસ નોંધવા જેવી એ બાબત છે કે ભારવિએ પોતાના પાત્રોના મુખમાં એકથી વધારે ઉક્તિ મૂકી નથી જ્યારે મહાભારતમાં એકનું એક પાત્ર ઘણી વખત બોલે છે

## ભારવિનુ નવસર્જન

(૧) દૂતનો આખો પ્રસંગ ભારવિનો પોતાનો છે થોડાંક છૂટાં છવાયાં સૂચનો દ્વારા મહાભારતમાંથી આપણે જાણી શકીએ છીએ કે રાજા તરીકે દુર્યોધન હોવો જોઈએ તેવો હતો

વચ્ચો— यदा दुर्योधनेनेद भुक्त राज्य अकण्टकम् ।
अपि तत्र न वो मन्दो दुर्बुद्धिरपराद्धवान् ॥

સામ્ય નામનો બ્રાહ્મણ પ્રજાની વતી કહે છે,

यथा वदसि राजेन्द्र सर्वं एतत् तथा विभो ।
नात्र मिथ्या वच किंचित् सुहृत्त्व न परस्परम् ॥
न भारतस्य च वशस्य राज्ञां कश्चित् कदाचन ।
राजासीद् य प्रजापाल प्रजानां अप्रियोऽभवत् ॥

...न च दुर्योधनः किंचिद् अयुक्तं, कृतवान् नृपः ॥
पितरीव सुविश्वस्तास्तस्मिन्नपि नराधिपे ।
वयमास्म यथा सम्यग् भवतो विदितं तथा ॥

ભીમને હાથે ઘવાયા પછી દુર્યોધન પોતે કહે છે—

इष्टं भृत्याः भृताः सम्यग्, भूः प्रशास्ता ससागरा ।
मूर्ध्नि स्थितम् अमित्राणां जीवतामेव सञ्जय ॥

दत्ता दाया यथाशक्ति मित्राणाञ्च प्रियं कृतम् ।
अमित्रा बाधिताः सर्वे को नु स्वन्ततरो मया ॥

यातानि परराष्ट्राणि नृपा भुक्ताश्च दासवत् ।
प्रियेभ्यः प्रकृत साधु को नु स्वन्ततरो मया ॥

मानिताः बान्धवाः सर्वे, वश्यः संपूजितो जनः ।
त्रितयं सेवितं सर्वं को नु स्वन्ततरो मया ॥

आज्ञाप्त नृपमुख्येषु मानः प्राप्तः सुदुर्लभः ।
आजानेयैस्तथा यात को नु स्वन्ततरो मया ॥

अधीतं विधिवद्दत्तं प्राप्तं आयु निरामयम् ।
स्वधर्मेण जिता लोकाः को नु स्वन्ततरो मया ॥

અહીં દૂત પ્રસંગને લીધે આદર્શ રાજા કેવો હોવો જોઈએ તે ભારવિ વર્ણવે છે. ઉપરાંત આ દૂતના પ્રસંગ દ્વારા હવે પછી આવતી ચર્ચાની ભૂમિકા રચાય છે.

(૨) હિમાલયના દેખાવનું ભવ્ય વર્ણન, ગંધમાદન, ઇન્દ્રકિલ, ઋતુ, પ્રભાત અને ચંદ્રોદય, વગેરે વર્ણનો કવિના પોતાનાં છે. તપ કરતા અર્જુનનું તથા તેના તપની જડ તથા ચેતન પ્રકૃતિ ઉપર શું અસર થાય છે તેનું પણ સરસ વર્ણન છે. કાવ્યના આ ભાગમાં ભારવિનું કાવ્યતત્ત્વ પરાકાષ્ટાએ પહોંચે છે.

ગાંધર્વો અને અપ્સરાઓની ક્રીડાનું વર્ણન ભારવિનું પોતાનું છે.

આ ઉપરાંત ભારવિએ આખા કાવ્યમાં કેટલાયે અનકારો વાપર્યા છે અને તેથી આ કાવ્ય મૂળ કૃતિ કરતાં વધુ કાવ્યમય થયું છે।

## [૬] કિરાતાર્જુનીય શીર્ષક ભારવિ અને માઘ શીર્ષક

આગળ જોયું તેમ આ કાવ્યની મુખ્ય વાત કિરાત અને અર્જુન ઉપર અવલંબે છે ૧૫-૧૬, ૧૭, અને ૧૮મા સર્ગોમાં કિરાત વેશે રહેલા શિવ અને અર્જુન વચ્ચે યુદ્ધ થાય છે

किरातश्च अर्जुनश्च किरातार्जुनौ (દ્વન્દ્વ) तौ अधिकृत्य कृत काव्यम् इति किरातार्जुनीयम् । (किरातार्जुन + छ = (ईय) પ્રત્યય) "अधिकृत्य कृते ग्रन्थे" (पा ४-३-८७) અને ~~शिशुक्रन्दयमसभद्वन्द्वेन्द्रज~~ ननादिभ्यश्छ (पा ४-३-८८) પ્રમાણે छ પ્રત્યય ઉમેરાયો. आयन् ए य्-इय् इय "फ, द्, ख छ, घां प्रत्यादी नाम् [फ, द्, ख, छ्, घ થીજો પ્રત્યયોની શરૂઆત થાય તો અનુક્રમે आयन् एय्, ईन्, ईय અને इय् થાય છે काव्य નપુંસકલિંગ હોવાથી નામ નપુંસક લિંગમાં છે

### ભારવિ અને માઘ

આ બંને સંસ્કૃત સાહિત્યના મોટા કવિઓ છે તેમણે બંનેએ મહાકાવ્ય લખ્યાં છે ભારવિએ કિરાતાર્જુનીય લખ્યું જ્યારે માઘે શિશુપાલવધ લખ્યું કહે છે કે માઘે શિશુપાલવધમા ભારવિના કિરાતાર્જુનીયની પદ્ધતિનું અનુકરણ કર્યું છે એટલું જ નહિ પણ તે એને ઘણી રીતે ટપી ગયો છે

બંનેએ પોતાનું વસ્તુ મહાભારતમાંથી લીધું છે માઘે સભાપર્વ-માંથી અને ભારવિએ વનપર્વમાંથી કાવ્યની ગોઠવણી અને વર્ણનો બધું લગભગ સરખે જ ક્રમે છે

| किरात | शिशुपालवध |
| --- | --- |
| ૧ (૧-૨૫) ઋતુવર્ણન. | સર્ગ ૧-ઋતુવર્ણન. |
| ૨ ૧-૨-૩-मंत्रवर्णनम् | शिशु०-२-मंत्रवर्णनम् |
| ૩ ૪ અને ૭ પ્રવાસ વર્ણન. | શિશુ૦-૪-પ્રવાસ વર્ણન |
| ૪ ૫-पर्वतसौन्दर्यवर्णनम् | शिशु०-४-पर्वतसौन्दर्यवर्णनम् । |
| ૫ ૮-૧-૨૬-पुष्पावचयवर्णनम् | शिशु०-७-पुष्पावचयवर्णनम् |
| ૬ किरात ७-२७-३७ जलक्रीडावर्णनम् | शिशु०-८ जलक्रीडावर्णनम् |
| ૭ किरात ९-१-५० सायकालवर्णनम् | शिशु०-९ रात्रिवर्णनम् |
| ૮ किरात० ९-५१-७८ सुरतक्रीडावर्णनम् | शिशु०-१० सुरतक्रीडावर्णनम् । |

બંને કાવ્યોની શરૂઆત શ્રિયઃ શબ્દથી થાય છે. શિશુ૦ श्रियः पतिः श्रीमति शासितुं जगज्जगन्निवासो वसुदेवसद्मनि; किरात०-श्रियः कुरुणामधिपस्य पालनीम् કિરાતના દરેક સર્ગને અંતે लक्ष्मी શબ્દ આવે છે, જ્યારે શિશુપાલવધમાં દરેક સર્ગને અંતે श्री શબ્દ આવે છે. ભારવિ પોતાના પાંચમા સર્ગમાં ૧૬ છંદ વાપરે છે. તો માઘ ચોથા સર્ગમાં બાવીસ છંદ વાપરે છે. આમ છંદ બાબતમાં પણ માઘ ભારવિને કોરે મૂકે છે. કિરાતના પંદરમા અને માઘના ઓગણત્રીસમા સર્ગમાં જુદા જુદા કાવ્યબંધો-गोमुत्रिका बंध, सर्वतोभद्रबंध...ઈ. છે. આ ઉપરાંત વ્યાકરણમાં પણ કેટલાક ખાસ રૂપોનો ચાહીને પ્રયોગ કરવામાં આવ્યો છે.

અર્થગૌરવની બાબતમાં પણ ભારવિ કરતાં માઘ ક્યાંય ચડી જાય

આમ માઘ ભારવિને દરેક રીતે ટપી જાય છે. સંસ્કૃત વિદ્વાનોએ પણ આ નોંધ્યું છે કે માઘનું શિશુપાલવધ ભારવિના કિરાતને ઝાંખું પાડવા લખાયું છે. આમ ભારવિની કેટલીક સારી બાબતો શિશુ માં

વધારે ખીલી છે. પણ સાથે સાથે તેની ક્ષતિઓ પણ એટલી જ વિસ્તૃત બનવા પામી છે.

> तावद्भा भारवेर्भाति यावन् माघस्य नोदयः ।
> उदिते तु पुनर्माघे भारवेर्भा रवेरिव ॥
>
> कृत्स्नप्रबोधकृद् वाणी भा रवेरिव भारवेः ।
> माघेनेव च माघेन कम्पः कस्य न जायते ॥
>
> माघेन विघ्नितोत्साहा न सहन्ते पदक्रमम् ।
> स्मरन्ति भारवेरेव कवयः कपयो यथा ॥

માઘ માસમાં સૂર્યની ગરમી અને પ્રકાશ ઓછાં થાય છે તેવી રીતે માઘ કવિએ પોતાનું કાવ્ય લખીને ભારવિના કીર્તિકળશને ઝાંખો પાડચો.

આ વિશે શ્રી રાય એક સુંદર ધારણા કરે છે. ભારવિ પછી ઘણા સૈકાઓ પછી માઘ થયો. માઘ વૈષ્ણવ હતો જ્યારે કિરાતમાં શિવ ઉપર જ વાર્તા અવલંબે છે. ભારવિમાં લોકોને આકર્ષી રહેલાં જે જે તત્ત્વો છે તે માઘે અપનાવ્યાં—વ્યાકરણ, અલંકાર, છંદ અને રચના. કિરાતનાં કેટલાંક પાત્રોનાં પ્રતીક પણ માઘમાં છે—જેમકે—કિરાતમાં કિરાત છે તો માઘમાં શિશુપાલ છે. કિરાતમાં વ્યાસ છે તો માઘમાં નારદ છે. કિરાતમાં ભીમ છે તો માઘમાં બલરામ છે, કિરાતમાં યુધિષ્ઠિર છે તો માઘમાં ઉદ્ધવ છે.

માઘે આવું કેમ કર્યું હશે? તે વખતે કિરાત જેવું બીજું કોઈ પુસ્તક નહોતું. શ્રી રાય ધારે છે તેમ તે વખતે ધાર્મિક ભેદ વધારે હતો. શૈવી અને વૈષ્ણવ સંપ્રદાયમાં ખાસ ચડસ હતો. કિરાત બતાવે છે કે ભારવિ શૈવી હતો. જ્યારે શિશુપાલવધ બતાવે છે કે માઘ વૈષ્ણવ હતો. આમ શિવનો મહિમા ગાતું એક શૈવી સંપ્રદાયના કવિનું કાવ્ય વૈષ્ણવોને પણ હિંદમાં પરાણે વાંચવું પડતું કારણ બીજી તેની કોઈ કૃતિ હતી નહિ. આમ પોતાના સંપ્રદાયનો કવિ પણ આવું જ કાવ્ય લખે એમ તેઓ

ઈચ્છતા. આખરે માઘ ઉદય પામ્યો અને ભારવિનું તેજ વટાવી ગયો. આમ તાવદ્ भा भारवेर्भाति એ ઉક્તિનો હેતુ સમજી શકાય છે.

### [૭] ભારવિ : જીવન સમય અને કૃતિ.

#### કુળ અને જીવન

ભારવિના જીવન વિશે ચોક્કસ માહિતી સાંપડતી નથી. ભારવિ પોતે પણ પોતાના જીવન કે કુળ વિશે કશું કહેતો નથી. પરંતુ દણ્ડિનના અવન્તિસુન્દરીકથા નામના ગ્રંથમાં ભારવિના કુળ વિશે થોડી માહિતી સાંપડે છે. તે હકીકત નીચે મુજબ છે—

ઉત્તર પશ્ચિમ હિંદમાં એક કૌશિક ગોત્રનું બ્રાહ્મણોનું કુળ વસતું હતું. પાછળથી તે હાલના મિહાગ્ના ઇલિચપુરમાં આવીને વસ્યુ. આ કુળમાં નારાયણ સ્વામીનો જન્મ થયો. તેમનો પુત્ર દામોદર હતો. આ ઘણુંખરું ભારવિ નામથી જાણીતો હતો

પહેલાં ભારવિ વિષ્ણુવર્ધન નામના રાજકુંવરનો આશ્રિત હતો. ત્યાર પછી તે દુર્વિનીત નામના રાજાનો મિત્ર થયો. તેણે કિરાતનો અભ્યાસ કર્યો અને તેના અધરામાં અત્તરા પંદરમા સર્ગ ઉપર ટીકા લખી. છેવટે ભારવિ સિંહવિષ્ણુ નામના પલ્લવ કુમારનો દરબારી કવિ થયો. ભારવિને મનોરથ નામનો પુત્ર હતો તેનો ચોથો પુત્ર વીરદત્ત હતો. તે ગૌરીને પરણ્યો. દણ્ડિન્ તેમનો પુત્ર હતો. આમ પ્રખ્યાત કવિ દણ્ડિ ભારવિનો એક દૂરનો વંશજ હતો.

એક પ્રચલિત માન્યતા પ્રમાણે ભારવિ ગરીબ હતો. શ્રી પાંગરકર તેમની આવૃત્તિમાં નીચે પ્રમાણે વિગત આપે છે—

પહેલાં ભારવિ ઘણો જ ગરીબ હતો. તે હંમેશ પોતાની કવિતામાં મસ્ત રહેતો. તેની પત્ની તેને આખો વખત સતત મહેણાં મારતી. આથી ગરીબી ટાળવા ભારવિ ચાલી નીકળ્યો. થોડેક દૂર ગયો ત્યા તેણે સુંદર તળાવ જોયુ તે થાકીને ત્યા થોભ્યો અને सहसा विदधीत न क्रियाम-विवेकः परमापदां पदम्...એ શ્લોક કમળપત્ર ઉપર લખ્યો. ત્યાંનો રાજા

શિકારે નીકળ્યો હતો તે ત્યાં આવ્યો અને આ શ્લોક જોઈ એટલો બધો ખુશ થઈ ગયો કે તેણે ભા વિને પોતાના મહેલમાં અમુક સમયે મળવાનુ નિમંત્રણ આપ્યુ ગરીબ દેખાતા ભારવિને મહેલમાં જવા દેવામાં આવ્યો નહિ આથી તે પાછો ગયો પેલા રાજાએ પેલો શ્લોક પોતાના ખાસ ઓરડામાં સોનાના અક્ષરે કોતરાવ્યો હતો એક વર્ષ વીતી ગયું આ પછી રાજા એક અઠવાડિયા માટે બહાર ગયો બીજે દિવસે તે અચાનક પાછો ફર્યો અને પોતાના ખાસ ઓરડામાં ગયો ત્યાં તેના આશ્ચર્યની વચ્ચે તેની રાણીને તેણે કોઈ પરપુરુષ સાથે પથારીમાં જોઈ તે એકદમ તરવાર ઉગામી બન્નેને મારી નાખવા જતો હતો ત્યાં પેલા સુવર્ણ અક્ષરે કોતરેલા શ્લોક ઉપર તેની નજર પડી તેનો ગુસ્સો શમી ગયો તે બન્નેને જગાડીને ઠપકો આપીને તેમને યોગ્ય સજા કરવાના નિશ્ચય ઉપર આવ્યો પણ પછી એ માણસ પેલા રાજાનો પોતાનો જ પુત્ર નીકળ્યો કે જેને પારણામાંથી કોઈ ધાત્રી ઉપાડી ગઈ હતી એ પુત્ર તે જ સાંજે જડયો હતો આંસુભરી આંખે રાજાએ પરમાત્માની કૃપા માગી ઉતાવળમાં અને ગુસ્સામાં આજ તેણે કદાચ પોતાના પુત્રને અને પત્નીને મારી નાખ્યાં હોત આ પછી તેણે આ શ્લોકના લખનારની તપાસ કરાવી જ હશે એમાં શક નથી

દેશ.

અઢારમા સર્ગમાં ત્રીજા શ્લોકમાં સહ્ય પર્વતની ટેકરીઓ અને તેની સાથે અથડાતા સમુદ્રનો ઉલ્લેખ છે—

> उरसि शूलभृत प्रहिता मुहु प्रतिहतिं ययुरर्जुनमुष्टय ।
> भृशरया इव सह्यमहीभृत पृथुनि सानुनि सिन्धुमहोर्मय ।

શિવના વક્ષ સ્થળ સાથે અથડાતા અર્જુનનો પ્રયત્ન સહ્ય ટેકરીઓ સાથે અથડાતા સમુ જેવો નિષ્ફળ હતો પ્રો ભામવત અને શ્રી રાય ધારે છે કે આવો ખ્યાલ કોઈ સહ્ય ટેકરી પાસે વસનારને જ આવે આથી તે અટકળ કરે છે કે ભારવિ હિંદના પશ્ચિમ કિનારે વસતો હશે.

મહેલા સર્ગના છેલ્લા શ્લોકમાં સમુદ્રમાં ડૂબેલા સૂર્યની કલ્પના છે. शिथिलवसुमगाधे मग्नमापत्पयोधौ કવિએ એમ કલ્પે છે કે સૂર્ય અસ્તાચળ પર્વત પાછળ ગયો પણ આપણો કવિ તો એમ કહે છે કે તે સમુદ્રમાં ડૂબ્યો. પશ્ચિમ કિનારે વસતો મનુષ્ય આથમતા સૂર્ય માટે કહી શકે કે સૂર્ય પશ્ચિમ અરબી સમુદ્રમા ડૂબ્યો આમ ભારવિ ચોક્કસ હિંદના પશ્ચિમ કિનારે વસનો હશે એમ શ્રી રાય ધારે છે.

**ધર્મ**

આગળના જ પ્રકરણમાં જોયું તેમ ભારવિ શિવસપ્રદાયનો હશે. અઢારમા સર્ગને અંતે અર્જુન શવની સ્તુતિ કરે છે તે એવી ભાવમય છે કે તે ભારવિની પોતાની જ આર્તનાદની પ્રાર્થના હોય તેમ લાગે છે.

**સમય**

આ માટે નીચેની વિગતો સાંપડે છે—

(૧) એઈહોલ શિલાલેખોમાં કાલિદાસ સાથે ભારવિનો પણ ઉલ્લેખ છે—

येनायोजिनवेश्म स्थिरमर्थविधौ विवेकिना जिनवेश्म ।
स विजयतां रविकीर्तिः कवितााश्रितकालिदासभारविकीर्तिः ॥

"જે વિવેકીએ સ્થિર અને કીમતી નવા ઘાટનુ જિનમંદિર બંધાવ્યું, જે કવિતા ઉપર આશ્રિત હતો, જેણે કાલિદાસ અને ભારવિ જેવી કીર્તિ પ્રાપ્ત કરી હતી તે આ રવિકીર્તિનો જય થાઓ."

પુલકેશી બીજાનો આ એઈહોલ શિલાલેખ શક ૫૫૦માં એટલે ઈ સ ૬૩૪માં હનો આ સમયે ભારવિએ કાલિદાસ સાથે ગણાવા જેટલી કીર્તિ પ્રાપ્ત કરી જ હશે આથી તેને ઈ. સ. ના ૬ઠ્ઠા સૈકાની શરૂઆતમાં મૂકી શકાય.

(૨) પ્રો કીથના મત પ્રમાણે જયાદિત્ય અને વામને લખેલી કાશિકા વૃત્તિમાં ભારવિનો ઉલ્લેખ છે તે ચીનના યાત્રાળુ ઇત્સિંગની

હિંદની મુલાકાત પહેલાં હતું જયાદિત્ય તેના નિયમોના દાખલા તરીકે કિરાતમાંથી ટાંકે છે. ઇત્સિંગ ઈ. સ ૬૭૭–૭૫માં હિંદમાં આવ્યો. આ પહેલાં ભારવિની કીર્તિ જામી ગઈ હશે.

(૩) બાણ પોતાના હર્ષચરિતમાં (ઈ. સ. સાતમા સૈકામાં) ભારવિનો ઉલ્લેખ કરતો નથી. પણ તેથી કંઈ તે બાણના સમયનો અથવા તેની નજીકના સમયમાં હશે એમ ધારવા સમર્થન મળતું નથી.

(૪) અવન્તિસુંદરીકથાની હકીકત પ્રમાણે પણ શ્રી કાળે કહે છે તેમ દુર્વિનીત અને સિંહવિષ્ણુને ઈ સ ૫૮૦માં મૂકી શકાય ગુમ્મરેડ્ડીપુરના તખતીના શિલાલેખમાં પણ કિરાતના પંદરમા સર્ગ ઉપર ટીકા લખનાર દુર્વિનીતનું નામ છે આ શિલાલેખના સમય માટે જુદા મત છે પણ છેલ્લા મત પ્રમાણે દુર્વિનીતને ઈ સ. ૫૮૦માં મૂકે છે

આમ ભારવિને ઇ. સ. ના છઠ્ઠા સૈકાની શરૂઆતની આસપાસ મૂકી શકાય યાકોબિ પંડિત પણ માઘને લગભગ છઠ્ઠા સૈકાની અધવચ પછી મૂકે છે અને ભારવિને છઠ્ઠા સૈકાની શરૂઆતની આસપાસ મૂકે છે.

અલંકાર સૂત્રવૃત્તિમાં વામન અને સુવૃત્તતિલકમાં ક્ષેમેન્દ્ર તથા રાજશેખર અને ધનપાલ પણ તેની કૃતિમાંથી ટાંકે છે

## કૃતિ

કિરાતાર્જુનીય સિવાય ભારવિની બીજી કોઈ કૃતિ મળી નથી.

## વિદ્વત્તા

આ એક જ કૃતિમાં પણ તેની વિદ્વત્તા જણાઈ આવ્યા સિવાય રહેતી નથી. સંસ્કૃત ભાષા અને શબ્દો ઉપર તેને સારૂ પ્રભુત્વ છે. એ એના અનુપ્રાસમાં અને શબ્દાલંકારોમાં દેખાય છે. તેની ચક્ર રચનાઓ પણ તેનુ સંસ્કૃતનુ જ્ઞાન પ્રદર્શિત કરે છે.

રાજ્યનીતિનો તેને સારો અભ્યાસ છે એ આ પુસ્તકના ટિપ્પ-

ણમા અને આમુખમાં પણ ઘણે ઠેકાણે મતાવ્યુ છે છદ્દશાસ્ત્ર, અલં-કારશાસ્ત્ર અને તેમાંયે ખાસ કરીને શબ્દાલંકારો ઉપર તેને સારૂં પ્રભુત્વ છે તેને લોકોના વ્યવહારનુ પણ ઠીક જ્ઞાન છે ૩-૨૬મા નો તત્ત્વ શબ્દ બતાવે છે કે તેને સાંખ્ય મતનુ પણ ઠીક જ્ઞાન હતું સાંખ્ય મત પ્રમાણે મૂલપ્રકૃતિ વગેરે કેટલાંક તત્ત્વો છે

## [ ૮ ] તત્કાલીન સમાજ અને રાજ્યનીતિના સિદ્ધાંતો

### (અ) સ્ત્રીઓની સ્થિતિ

તે વખતે સ્ત્રીઓ માનાર્હ પદ ભોગવતી હતી એ ચોક્કસ. પરિ-ણીત સ્ત્રીઓ પણ એકંદરે સુખી હતી તેમને વાણીસ્વાતંત્ર્ય હતું પતિના કાર્યમા તે રસપૂર્વક ચર્ચા કરતી અને તેને યોગ્ય સલાહ પણ આપતી જો તે ગણી હોય તો રાજાના રાજકાર્યમાં રસ લઈ યોગ્ય ચર્ચા કરી તેને સલાહ આપતી કેટનીક વખત તે એ બાબતમાં સખત શબ્દો પણ વાપરતી દ્રૌપદી પણ રાજામા જુસ્સો પ્રગટ કરતા સખત શબ્દો વાપરે છે એટલુ જ નહિ પણ તેમને રાજ્યનીતિના સિદ્ધાંતોનુ ઠીક જ્ઞાન હતું પુરુષો પણ આ બાબત સ્ત્રીઓની સલાહ લેતા યુધિષ્ઠિર પોતે પણ દ્રૌપદીને પૂછે છે સ્ત્રીઓને પતિ માટે સ્નેહ હતો પોતાનો પતિ ફરજ ન ચૂકે એ બાબત તે ખાસ ધ્યાન રાખતી પતિને તે બાબત કર્કશ કડવાં વેણ કહેવાં પડે તો તે વિવેકની મર્યાદા ઉલ્લંઘીને પણ મે મોન રહેતી—

तथापि वक्तु व्यवसाययन्ति मां निरस्तनारीसमया दुराधय । છતાં એ કડવા બોલ તે સ્નેહથી કહેતી ( स्नेहमयेन चक्षुषा )

એકંદરે સ્ત્રીઓ વિદ્વાન હતી એમ દ્રૌપદીની મનપ્રિયા અને ગરીયસી વાણી રી ફલિત થાય છે. પતિનુ દુ ખ તે સહી શકતી નહિ

विचिन्तयन्त्या भवदापदं परां रुजन्ति चेत प्रसभ ममाधय

સામાએ આપેલી સલાહ કેવી છે એ જ જોવાતું પછી બોલનાર ભલે ગમે તે હોય કે ગમે તે હોય

ननु वस्तुविशेषनिस्पृहा गुणगृह्या वचने विपश्चित: ।

## (ઘ) ભાઇઓ વચ્ચેની લાગણી: મોટાઓ પ્રત્યે માન

સામાન્ય રીતે ભાઈઓ વચ્ચે વિનય દેખાતો હતો. મોટા ભાઈઓ પ્રત્યે નાના ભાઈઓ વિવેકી જણાતા. તેઓ ઊંચે સાદે બોલતા નહોતા છતાં એકમેકની ભૂલ થતી હોય તો સખત શબ્દો પણ વિવેકથી કહેતા તેમના હૃદયમાં ઉતારતા હતી. મોટાઓ પણ નાનાને વિવેકથી સમજાવતા ભીમ અને યુધિષ્ઠિરની ઉક્તિમાં આ સ્પષ્ટ દેખાય છે બનતા સુધી મોટાની સલાહ માનવામાં આવતી.

એટલું જ નહિ પણ કોઈ માનાર્હ વ્યક્તિને પણ યોગ્ય માન આપવું પડતું અહી યુધિષ્ઠિર વેદવ્યાસને પણ તેવું જ માન આપે છે ક્ષમા, વિવેક કે ઉદારતા મોટા પ્રત્યે આદરભાવ વગેરે ઉપર તત્કાલીન સમાજ ખાસ ભાર મૂકતો પ્રિય વસ્તુ કહેતાં હિતેચ્છુઓ ખચકાતા નહિ

न हि प्रियं प्रवक्तुमिच्छन्ति मृषा हितैषिण: ।
हितं मनोहारि च दुर्लभं वच: ।

ક્ષત્રિયના યશ ઉપર ખાસ ભાર મૂકાતો

परैति कार्श्यं यशसा समं वपु: ।

## રાજ્યનીતિના સિદ્ધાંતો

પહેલા બે સર્ગોમાં કોઈ કહે છે તેમ તત્કાલીન રાજ્યનીતિના સિદ્ધાંતોની અસર સ્પષ્ટ દેખાય છે સુયોધનના અમલમાં તથા યુધિષ્ઠિરની સલાહમાં અને ભીમ તથા દ્રૌપદીની ઉક્તિઓમાં પણ આ વ્યક્ત થાય છે. કયા કયા સિદ્ધાંતો અહી વ્યક્ત થાય છે એ તો ઉક્તિઓ ઉપરની ચર્ચામાં આવી ગયું છે પણ ભારવિએ ગણાવેલા ઘણા સિદ્ધાંતો કૌટિ

સ્યના અર્થશાસ્ત્રના સિદ્ધાંતોને મળતા છે ભારવિ વારવાર નય શબ્દ વાપરે છે એ બતાવે છે કે એ તત્કાલીન નીતિશાસ્ત્રના સિદ્ધાંતો આ ચર્ચામાં આપે છે कृतपद्माङ्गविनिर्णयो नयः स नयापादितसिद्धिभूषण. ; कृततीर्थः नय । ખાસ કરીને શાસ્ત્રના મત ઉપર આધાર રખાતો. अनुमानेन न चागम क्षत ; सुकृत परिशुद्ध आगम' कुरुते दीप इवा-र्थदर्शनम् ।

રાજાનો મુખ્ય આધાર દૂત ઉપર હતો. રાજાઓ चारचक्षुष કહેવાતા. કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં અને કામન્દક વગેરે પણ આ બાબત વિસ્તારથી આપે છે દૂતની ફરજો, રાજાએ દૂતને કેવી રીતે રાખવા જોઈએ. અને કયા કયા વેશે દૂતોએ કેવી રીતે બાતમી મેળવવી એ બધુ વિસ્તારથી ચર્ચ્યુ છે वर्णिलिङ्गी શબ્દ અર્થશાસ્ત્રની જ એક વિગત બતાવે છે કે દૂતોએ કેવી રીતે બાતમી મેળવવી દૂતો વાણીના મીઠા અને કડવુ સત્ય પણ કહી દેનારા હતા તેઓ રાજા પ્રત્યે વિવેક રાખતા.

तवानुभावोऽयमवेदि यन्मया निगूढतत्त्व नयवर्त्म विद्विषाम् ॥

દૂતોએ કદી રાજાઓને ખોટુ કહેવુ ન જોઈએ

क्रियासु युक्तैर्नृप चारचक्षुषो न वञ्चनीया प्रभवोऽनुजीविभि ॥

રાજા અને અમાત્યોનો પરસ્પર અવિરોધ અર્થશાસ્ત્ર ૧–૧૫મા પણ છે ભારવિ પણ તે બતાવે છે—सदानुकूलेषु हि कुर्वते रतिं नृपेष्व-मात्येषु च सर्वसंपद ॥ अरिषड्वर्ग વિશે પણ અર્થશાસ્ત્રમા કહ્યુ છે. રાજાએ કેવી રીતે દિવસ અને રાત્રીના કામના વિભાગ પાડવા તે વિગતથી અર્થશાસ્ત્ર ૧–૧૯માં કહ્યુ છે ભારવિ પણ તે જ બાબત કહેતા કહે છે—विभज्य नक्त दिवमस्ततन्द्रिणा ચાર ઉપાય (साम दान, भेद, दण्ड) અને ત્રિવર્ગ (धर्म अर्थ અને काम)નો ઉલ્લેખ અર્થશાસ્ત્રમાં પણ છે.

लभेत सामदानाभ्यां कृत्यांश्च परभूमिषु ।
अकृत्यान् भेददण्डाभ्यां परदोषांश्च दर्शयेत् ॥

अभ्यन्तरेषु प्रतिजपत्सु सामदाने प्रयुञ्जीत ।। बाह्येषु प्रतिजपत्सु भेददण्डौ प्रयुञ्जीत ।। ઉપાયની વ્યાખ્યાઓ પણ આપી છે સુયોધન આ કેવી રીતે અપનાવે છે તેમાં આ તત્કાલીન માન્યતા વ્યક્ત થાય છે

अर्थसंपद् વિશે અર્થશાસ્ત્રમાં પણ કહ્યુ છે.
વંચો—अर्थ—૬—૧—૧૦—

धर्माधिगत पूर्वैः स्वयं वा हेमरूप्यप्रायश्चित्रस्थूलरत्नहिरण्यो दीर्घामप्यापदमनायतिं सहेतेति कोशसंपत् । ભારવિ પણ ૧—૧૧. ૧૮માં अर्थ संपद् વિશે કહે છે.

લશ્કરની વફાદારી અને प्रलोनमूलम् વિશે અર્થશાસ્ત્ર અને કામન્દક પણ કહે છે ભારવિ યોદ્ધાઓની વફાદારી ઉપર તથા તેમને યોગ્ય વેતનથી સંતોષ આપવા ઉપર ખાસ ભાર મૂકે છે—૧—૧૯ महौजसो मानधना धनार्चिता . ઈ રાજાએ પુરોહિતની દોરવણી નીચે ધર્મ આચરવો જોઈએ એ ઉલ્લેખ અર્થશાસ્ત્રમાં પણ છે અને ભારવિમાં પણ છે ऽनुमता पुरोधसा धियोति हव्येन हिरण्यरेतसम् ) मजन्ति ते मूढधिय पराभवं मवन्ति मायाविषु ये न मायिन , अरिषु हि विजयार्थिन क्षितीशाः . . વગેરે દ્રૌપદીના વિચારો અર્થશાસ્ત્રમાં પણ છે રાજાએ ભણવાની ચાર વિદ્યા ( ૨—૬— चतसृषु विद्यासु)નો ઉલ્લેખ અર્થશાસ્ત્રમાં પણ છે—વાંચો—अर्थ०—૨—૧—૩ आन्वीक्षिकी त्रयी वार्ता दण्डनीतिश्चेति विद्या વગેરે ઉદય અને ક્ષય વિશે પણ અર્થશાસ્ત્રમાં ચર્ચા છે. વાંચો—अर्थ०—

तस्मान्नित्योत्थितो राजा कुर्यादर्थानुशासनम् ।
अर्थस्यमूलमुत्थानमनर्थस्य विपर्ययं ॥

ભારવિ પણ उत्थित स्पम् प्रजा प्रतिपच्चन्द्रमिव प्रणमन्ति એમ કહે છે

રાજાની ત્રણ શક્તિ—( प्रभुशक्ति, मन्त्रशक्ति અને उत्साहशक्ति ) વિશે, षयाड्गु नय, मत्र વગેરે વિશે અર્થશાસ્ત્રમાં પણ કહ્યુ છે. આ વિશે

ટિપ્પણમાં પણ તે તે શબ્દો ઉપર નોંધ ખાસ જોવી. ભારવિ પણ शक्ति सम्पदः માં આ શક્તિનો ઉલ્લેખ કરે છે.

રાજાએ આળસ છોડવી જોઈએ, અનુત્સાહ છોડવો જોઈએ વગેરે સિદ્ધાંતો ભારવિ આપે છે તેમ અર્થશાસ્ત્રમા પણ છે. વાંચો–ભારવિ–

त्वदनुत्साहहताः विपत्तय, तमः प्रमादजम् । વાંચો અર્થ૦–૧, ૧૬, ૧, ૨—

राजानमुत्तिष्ठन्तमनूत्तिष्ठन्ते भृत्याः ॥

प्रमाद्यन्तमनुप्रमाद्यन्ति ..

उत्साह प्रमादयोः उत्साहः एव श्रेयान् ।

विधेयेषु( सन्धिविग्रहादिषु ) विशेषसंपदः विगे અર્થશાસ્ત્રમાં વિગતથી આપ્યુ છે

ભારવિ અને અર્થશાસ્ત્ર બંને सहज અને कृत्रिम મિત્રોનો ઉલ્લેખ કરે છે–વાંચો–किरात–૨—

सुहृदः सहजास्तथेतरा मतमेषां न विलङ्घयन्ति ते ।
વાંચો અર્થ૦—

भूम्येकान्तर प्रकृतिमित्रं मातापितृसंबद्धं सहजम् ॥

धनजीवितहेतोराश्रित कृत्रिममित्ति ॥

अन्त प्रकृति प्रकोप (૨–૫૧)માં ભારવિ જે ઉલ્લેખ કરે છે તે અર્થશાસ્ત્રમાં પણ છે—

मन्त्रिपुरोहितसेनापतियुवराजानामभ्यन्तरकोपोऽभ्यन्तरकोप ॥

किरात०–૨–૪૬–૪૭મા ભારવિ ઉદાસીન રાજાનો ઉલ્લેખ કરે છે તે પણ અર્થશાસ્ત્રમાં છે—યુધિષ્ઠિર પણ રાજાના વિનય ઉપર ખાસ ભાર મૂકે છે અર્થશાસ્ત્રમાં પણ આ બાબત છે. [અર્થશાસ્ત્ર–अधिकरण १]

**સંપાદન સાહિત્ય.**

(૧) મલ્લિનાથની ટીકા સાથેની નિર્ણયસાગર આવૃત્તિ
(૨) પ્રો કે ચટ્ટોપાધ્યાય — કલકત્તા આવૃત્તિ (સર્ગ-૧)
(૩) શરદરંજન રાય — અંગ્રેજી આવૃત્તિ સર્ગ ૧-૨
(૪) એમ આર કાળે — અંગ્રેજી આવૃત્તિ
(૫) સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ — ડૉ કીથ
(૬) સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ — ડો ડે

**સંજ્ઞા.**

| | |
|---|---|
| कुमार॰ — કુમારસંભવ. | मा मा — માલતિમાધવ |
| शिशु॰ — શિશુપાલવધ. | अर्थ॰ — અર્થશાસ્ત્ર. |
| उ च. — ઉત્તરચરિત | शाकु॰ — શાકુન્તલ. |
| रघु॰ — રઘુવંશ. | का प्र — કાવ્યપ્રકાશ |
| किरात॰ — કિરાતાર્જુનીય | |

# महाकविश्रीभारविप्रणीतं किरातार्जुनीयम्

## प्रथमः सर्गः ।

श्रियः कुरूणामधिपस्य पालनीं,
प्रजासु वृत्तिं यमयुङ्क्त वेदितुम् ।
स वर्णिलिङ्गी विदितः समाययौ,
युधिष्ठिरं द्वैतवने वनेचरः ॥१॥

कृतप्रणामस्य महीं महीभुजे,
जितां सपत्नेन निवेदयिष्यतः ।
न विव्यथे तस्य मनो नहि प्रियं,
प्रवक्तुमिच्छन्ति मृषा हितैषिणः ॥२॥

द्विषां विघाताय विधातुमिच्छतो,
रहस्यनुज्ञामधिगम्य भूभृतः ।
स सौष्ठवौदार्यविशेषशालिनीं,
विनिश्चितार्थामिति वाचमाददे ॥३॥

क्रियासु युक्तैर्नृप चारचक्षुषो,
न वञ्चनीयाः प्रभवोऽनुजीविभिः ।
अतोऽर्हसि क्षन्तुमसाधु साधु वा,
हितं मनोहारि च दुर्लभं वचः ॥४॥

स किंसखा साधु न शास्ति योऽधिपं,
हितान्न यः संशृणुते स किंप्रभुः ।
सदानुकूलेषु हि कुर्वते रतिं,
नृपेष्वमात्येषु च सर्वसंपदः ॥५॥

निसर्गदुर्बोधमबोधविक्लवाः,
क्व भूपतीनां चरितं क्व जन्तवः ।

# સર્ગ ૧

કુરુ (દેશ)ના રાજાને, રાજ્યલક્ષ્મીને રક્ષનારો (પોતાની) પ્રજા તરફનો વ્યવહાર જાણવા માટે જેને નીમ્યો હતો તે વનવાસી, બ્રહ્મચારીને વેશે (તે) જાણીને દ્વૈતવનમાં યુધિષ્ઠિર પાસે પાછો આવ્યો. (૧)

જેણે પ્રણામ કર્યા છે તેવા (અને) પૃથ્વી શત્રુથી જીતાઈ (એમ) રાજાને નિવેદન કરતા તેનું મન વ્યથા પામ્યું નહિ, કારણ હિતેચ્છુઓ ખોટું પ્રિય કહેવા ઈચ્છતા નથી (૨)

શત્રુઓના વિનાશ માટે યોજના ઘડવા ઈચ્છતા રાજાની અનુજ્ઞા લઈને, એકાંતમાં તેણે સુંદર શબ્દો અને અર્થગૌરવથી ખાસ શોભતી (અને) ખાતરીપૂર્વક વરણવાળી એવી (इति) વાણી કહી (૩)

ઓ રાજા ! કાર્યમાં નિયુક્ત થયેલા સેવકોએ દૂત જેની આંખ છે તેવા રાજાઓને છેતરવા જોઈએ નહિ તેથી સારું કે ખરાબ (મારું બોલેલું) માફ કરવું (તમને) ઘટે છે હિતકર અને મનહર વચન દુર્લભ છે. (૪)

રાજાને જે બરાબર ઉપદેશ આપતો નથી તે ખરાબ મિત્ર છે. જે હિતેચ્છુ પાસેથી સાંભળતો નથી તે ખરાબ સ્વામી છે કારણ રાજા અને મંત્રીઓ અનુકૂળ હોય ત્યારે હંમેશ સઘળી સંપત્તિ (રાજા ઉપર) પ્રીતિ કરે છે (અર્થાત્ રાજાને સઘળી સંપત્તિ સાંપડે છે (૫)

પ્રકૃતિથી અકળ (ન સમજાય તેવું) રાજાનું ચરિત્ર ક્યાં (અને) અજ્ઞાનને લીધે મંદ (વિહ્વળ) જન્તુઓ (સામાન્ય માણસો) ક્યાં !

तथानुभावोऽयमथेद्धि यन्मया,
निगूढतत्त्वं नयवर्त्म विद्विषाम् ॥६॥

विशङ्कमानो भवतः पराभवं,
नृपासनस्थोऽपि वनाधिवासिनः ।
दुरोदरच्छद्मजितां समीहते,
नयेन जेतुं जगतीं सुयोधनः ॥७॥

तथापि जिह्मः स भवज्जिगीषया,
तनोति शुभ्रं गुणसंपदा यशः ।
समुन्नयन्भूतिमनार्यसंगमा-
द्वरं विरोधोऽपि समं महात्मभिः ॥८॥

कृतारिषड्वर्गजयेन मानवी-
मगम्यरूपां पदवीं प्रपित्सुना ।
विभज्य नक्तंदिवमस्ततन्द्रिणा,
वितन्यते तेन नयेन पौरुषम् ॥९॥

सखीनिव प्रीतियुजोऽनुजीविनः,
समानमानान्सुहृदश्च बन्धुभिः ।
स संततं दर्शयते गतस्मयः,
कृताधिपत्यामिव साधु बन्धुताम् ॥१०॥

असक्तमाराधयतो यथायथं,
विभज्य भक्त्या समपक्षपातया ।
गुणानुरागादिव सख्यमीयिवा-
न्न बाधतेऽस्य त्रिगणः परस्परम् ॥११॥

निरत्ययं साम न दानवर्जितं,
न भूरि दानं विरहय्य सत्क्रियाम् ।
प्रवर्तते तस्य विशेषशालिनी,
गुणानुरोधेन विना न सत्क्रिया ॥१२॥

(છતાં) મે શત્રુઓનો ગૂઢ સ્વરૂપવાળો નીતિમાર્ગ જાણ્યો એ તમારો મહિમા છે (૬)

રાજાના આસન ઉપર બેઠો હોવા છતાં વનમાં વસતા તમારા તરફથી પરાજયની આશંકા રાખતો સુયોધન દ્યુતના કપટથી જીતેલી પૃથ્વીને નીતિથી જીતવા ઇચ્છે છે (૭)

છતાં પણ કપટી તે, તમને જીતવાની ઈચ્છાથી (પોતાના) ગુણની સંપત્તિથી નિષ્કલંક યશ ફેલાવે છે અભ્યુદય કરનારો, મહાત્માઓ સાથેનો વિરોધ પણ દુર્જનની મૈત્રી કરતાં વધારે સારો છે (૮)

જેણે ૭ શત્રુઓના વર્ગ ઉપર વિજય કર્યો છે તેવા, ન સમજાય તેવા સ્વરૂપવાળી મનુએ બતાવેલી પદ્ધતી પામવા ઇચ્છતા, (અને) જેણે આળસ ત્યજી દીધી છે તેવા તેનાથી રાત્રી દિવસના ભાગ પાડીને નીતિથી શૌર્ય વિસ્તારાય છે (૯)

જેનો ગર્વ જતો રહ્યો છે તેવો તે, સારી રીતે સેવકોને પ્રીતિ—યુક્ત મિત્રોની માફક (અને) મિત્રોને બંધુઓ સરખા માનનાર (તથા) સગાંઓને જાણે રાજાઓની સત્તા ભોગવતા હોય તેવા હમેશાં (લોકો આગળ) બતાવે છે (૧૦)

યોગ્ય રીતે વિભાગ કરીને, સરખા પક્ષપાતવાળી ભક્તિથી અનાસક્ત રીતે સેવતા એના એને માટે ત્રિવર્ગ (ધર્મ અર્થ અને કામ) જાણે ગુણના પ્રેમથી મૈત્રી પામ્યા હોય તેમ પરસ્પર વિઘ્ન કરતા નથી (૧૧)

તેની બાધ વગરની (નિરબાધ) સમજાવટ દાન વગરની નથી પ્રવર્તતી ખૂબ દાન સન્માન વગર નથી (પ્રવર્તતું) વિશિષ્ટ પ્રકારનું (ગર્વ લેવા જેવું) સન્માન ગુણની અપેક્ષા વગર (પ્રવર્તતું) નથી (૧૨)

वसूनि वाञ्छन्न वशी न मन्युना,
स्वधर्म इत्येव निवृत्तकारणः।
*गुरूपदिष्टेन रिपौ सुतेऽपि वा,*
निहन्ति दण्डेन स धर्मविप्लवम् ॥ १३ ॥

विधाय रक्षान्परितः परेतरान-
शङ्किताकारमुपैति शङ्कितः।
क्रियापवर्गेष्वनुजीविसात्कृताः,
कृतज्ञतामस्य वदन्ति संपदः ॥ १४ ॥

अनारतं तेन पदेषु लम्भिता,
विभज्य सम्यग्विनियोगसत्क्रियाः।
फलन्त्युपायाः परिबृंहितायती
रुपेत्य संघर्षमिवार्थसंपदः ॥ १५ ॥

अनेकराजन्यरथाश्वसंकुलं,
तदीयमास्थाननिकेतनाजिरम्।
नयत्ययुग्मच्छदगन्धिरार्द्रतां,
भृशं नृपोपायनदन्तिनां मदः ॥ १६ ॥

सुखेन लभ्या दधतः कृषीवलै-
रकृष्टपच्या इव सस्यसंपदः।
वितन्वति क्षेममदेवमातृका
श्चिराय तस्मिन्कुरवश्चकासति ॥ १७ ॥

*उदारकीर्तेरुदयं दयावतः,*
प्रशान्तबाधं दिशतोऽभिरक्षया।
स्वयं प्रदुग्धेऽस्य गुणैरुपस्नुता,
वसूपमानस्य वसूनि मेदिनी ॥ १८ ॥

જિતેન્દ્રિય (અને) જેના હેતુ જતા રહ્યા છે તેવો તે—પૈસા ઇચ્છતાં નહિ, (કે) ક્રોધથી નહિ— (પણ) પોતાની ફરજ છે એટલે જ ધર્મના ઉલ્લંઘન માટે શત્રુને કે પુત્રને પણ ન્યાયાધિકારીએ ઉપદેશેલી શિક્ષાથી સજા કરે છે. (૧૩)

જ્યારે શંકાશીલ હોય ત્યારે આજુબાજુ શત્રુતા ન ધરાવતા, (આત્મીય) રક્ષકો નીમીને (તે) શંકા વગરનો હોય તેવો દેખાવ કરે છે. કાર્ય પતે એટલે સેવકોને આપેલી સંપત્તિ એની કૃતજ્ઞતા (કામની કદર) વ્યક્ત કરે છે. (૧૪)

યોગ્ય સ્થાનોમાં સારી રીતે (બરાબર રીતે) વિભાગ કરીને તેનાથી પ્રયોજાયેલા ઉપયોગ કરવા રૂપી સત્ક્રિયા પામેલા ઉપાયો જાણે અન્યોન્ય સ્પર્ધા પામીને જેનું ભાવિ વિશાળ છે તેવી (હંમેશ વધતી) દ્રવ્યસંપત્તિ હમેશાં (ફળરૂપે) આપે છે. (૧૫)

રાજાઓએ ભેટ આપેલા હાથીઓનો સપ્તચ્છદના (ફૂલ) જેવી સુગંધવાળો મદ, તેનું અનેક રાજાઓના રથ અને અશ્વથી ભીડાભીડ થયેલું સભાગૃહનું આંગણું ખૂબ ભીંજાવે છે (૧૬)

લાંબા સમય સુધી તે સુખ પ્રસગવે છે ત્યારે વરસાદ રૂપી માતા વગરનો (અને) જાણે વગર ખેડેલી જમીન ઉપર થતો હોય તેમ સહેલાઈથી મળતો પુષ્કળ પાક (પાકની સંપત્તિ) ખેડૂતોને આપતો કુરુપ્રદેશ પ્રકાશે છે (શોભી રહ્યો છે) (૧૭)

મહાન યજ્ઞવાળા, દયાવાળા, ચારે બાજુના રક્ષણથી વિઘ્ન વગર ઉદયને બતાવતા, કુબેર સાથે જેની સરખામણી થઈ શકે તેના આના ગુણથી દ્રવેલી પૃથ્વી પોતે ધન દોહી આપે છે. (૧૮)

महौजसो मानधना धनार्चिता,
धनुर्भृतः संयति लब्धकीर्तयः ।
न संहतास्तस्य नभिन्नवृत्तयः
प्रियाणि वाञ्छन्त्यसुभिः समीहितुम् ॥१९॥

महीभृता सच्चरितैश्चरैः क्रियाः,
स वेद निःशेषमशेषितक्रियः ।
महोदयैस्तस्यहितानुबन्धिभिः
प्रतीयते धातुरिवेहितं फलैः ॥ २० ॥

न तेन सज्यं क्वचिदुद्यतं धनुः,
कृतं न वा कोपविजिह्ममाननम् ।
गुणानुरागेणशिरोभिरुह्यते,
नराधिपैर्माल्यमिवास्य शासनम् ॥२१॥

स यौवराज्ये नवयौवनोद्धतं,
निधाय दुःशासनमिद्धशासनः ।
मखेष्वखिन्नोऽनुमतः पुरोधसा,
धिनोति हव्येन हिरण्यरेतसम् ॥२२॥

प्रलीनभूपालमपि स्थिरायति,
प्रशासदावारिधि मण्डलं भुवः ।
स चिन्तयत्येव भियस्त्वदेष्यती-
रहो दुरन्ता बलवद्विरोधिता ॥ २३ ।

कथाप्रसङ्गेन जनैरुदाहृता-
दनुस्मृताखण्डलसूनुविक्रमः ।
तवाभिधानाद्व्यथते नताननः
स दुःसहान्मन्त्रपदादिवोरगः ॥२४॥

પૂર્ણ શક્તિવાળા, માન જેનું ધન છે તેવા, ધનથી સત્કારાયેલા, યુદ્ધમાં જેમને કીર્તિ મળી છે તેવા; ભેગા મળી ગયેલા નહિ તેવા, જુદી વૃત્તિવાળા નહિ તેવા, ધનુર્ધારીઓ જીવ સાટે (પણ) તેનું પ્રિય કરવા ઈચ્છે છે. (૧૯)

જેની ક્રિયા અધૂરી રહી નથી તેવો તે સચ્ચારિત્ર્યવાળા દૂતોથી રાજાઓનાં કાર્યો પૂરેપૂરાં જાણે છે. બ્રહ્માની માફક તેનું ઈચ્છેલું (કાંમ) મોટા ઉદયવાળાં (અને) (સતત) હિત લાવનારાં (કરનારાં) ફળથી ધારી શકાય છે (૨૦)

તેણે કદી સજ્જ ધનુષ્ય ઊંચકયું નથી, કે નથી (પોતાનું) મુખ ક્રોધથી વક્ર કર્યું. ગુણ (તરફ)ની પ્રીતિથી આનું શાસન રાજાઓ વડે માળાની માફક મસ્તક ઉપર ધારણ કરાય છે. (૨૧)

જેનું શાસન જવલંત છે તેવો (અને) પુરોહિતથી અનુજ્ઞા અપાયેલો તે—નવયૌવનથી ઉદ્ધત થયેલા દુઃશાસનને યુવરાજપદ ઉપર મૂકીને, થાક્યા વિના, યજ્ઞોમાં અગ્નિને આહુતિથી ખુશ કરે છે. (૨૨)

જેમાંથી (હરીફ) રાજાઓ જતા રહ્યા છે તેવા (અને) જેનું લાવણ્ય સ્થિર છે તેવા પૃથ્વીમંડળ ઉપર સમુદ્ર સુધી શાસન કરતો હોવા છતાં તે તમારા તરફથી આવનારી બીક વિચારે છે જ. અહો! બળવાન સાથેનો વિરોધ કેવા ખરાબ અંતવાળો હોય છે! (૨૩)

વિષવૈદ્યોમાં શ્રેષ્ઠ માણસોથી બોલાયેલા 'ત' (અને) 'વ' અક્ષરો—વાળા દુઃસહ મંત્રપદથી જેને ઇન્દ્રના નાના ભાઈના પક્ષિનું પરાક્રમ યાદ આવ્યું છે તેવો સાપ નીચે મુખે વ્યથા પામે છે તેમ વાતચીતના પ્રસંગે લોકોથી બોલાયેલા દુઃખદાયક તમારા નામથી જેને ઇન્દ્રના પુત્રનાં પરાક્રમ યાદ આવ્યાં છે તેવો તે નીચે મુખે વ્યથા પામે છે. (૨૪)

तदाशु कर्तुं त्वयि जिह्ममुद्यते,
विधीयतां तत्र विधेयमुत्तरम् ।
परप्रणीतानि वचांसि चिन्वतां,
प्रवृत्तिसाराः खलु मादृशां गिरः ॥ २५ ॥

इतीरयित्वा गिरमात्तसत्क्रिये,
गतेऽथ पत्यौ वनसंनिवासिनाम् ।
प्रविश्य कृष्णासदनं महीभुजा,
तदाचचक्षेऽनुजसंनिधौ वचः ॥ २६ ॥

निशम्य सिद्धिं द्विषतामपाकृती,
स्ततस्ततस्त्या विनियन्तुमक्षमा ।
नृपस्य मन्युव्यवसायदीपिनी
रुदाजहार द्रुपदात्मजा गिरः ॥ २७ ॥

भवादृशेषु प्रमदाजनोदित,
भवत्यधिक्षेप इवानुशासनम् ।
तथापि वक्तु व्यवसाययन्ति,
मा निरस्तनारीसमया दुराधयः ॥ २८ ॥

अखण्डमाखण्डलतुल्यधामभि-
श्चिर धृता भूपतिभिः स्ववंशजैः ।
त्वयात्महस्तेन मही मदच्युता,
मतङ्गजेन स्रगिवापवर्जिता ॥ २९ ॥

व्रजन्ति ते मूढधियः पराभव,
भवन्ति मायाविषु ये न मायिनः
प्रविश्य हि घ्नन्ति शठास्तथाविधा-
नसंवृताङ्गान्निशिता इवेषवः ॥ ३० ॥

તેથી તમારા તરફ કપટ કરવા ઉદ્યત થયેલા તેને આપવા યોગ્ય જ્વાબ જલદી આપો. બીજાથી બોલાયેલાં વચન ભેગાં કરતા મારા જેવાનાં વચનો ખરેખર સમાચાર જેનો સાર છે તેવાં છે. ( ૨૫ )

આમ વચન બોલીને જેને માન મળ્યું છે ( યોગ્ય બદલો મળ્યો છે ) તેવો વનવાસીઓનો સ્વામી ગયો ત્યારે પછી દ્રૌપદીના આવાસમાં પ્રવેશીને રાજાએ નાના ભાઈઓ સમક્ષ તે વચનો કહ્યાં. ( ૨૬ )

શત્રુઓની સિદ્ધિ સાંભળીને પછી તેનાથી ઉદ્‌ભવતા મનોવિકાર રોકી શકવા અશક્ત (એવી) દ્રુપદની પુત્રી રાજાના ક્રોધ ( અને ) પ્રવૃત્તિને ઉત્તેજે તેવા બોલ બોલી. ( ૨૭ )

આપ જેવા પ્રત્યે સ્ત્રી જનોથી અપાયેલી ( શબ્દશઃ બોલાયેલી ) સલાહ અપમાન જેવી થાય છે, છતાં પણ જેમાં સ્ત્રીની મર્યાદા સચવાઈ નથી તેવી દુઃખદાયક મનોવ્યથાઓ મને બોલવા પ્રેરે છે. ( ૨૮ )

જેમ મદઝરતો મતંગ ( હાથી ) માળાને ( પોતાની સૂંઢથી ફેંકી દે ) તેમ તમે, ઇન્દ્ર જેવા બળવાળા, (અને) પોતાના વંશમાં ઉત્પન્ન થયેલા રાજવીઓથી લાંબા સમય સુધી સમગ્ર રીતે ( अखण्ड ) ધારણ કરાયેલી પૃથ્વીને પોતાને હાથે દૂર કરી છે. ( ૨૯ )

જે કુટિલો પ્રત્યે કપટી થતા નથી તે મૂર્ખો પરાજય પામે છે. કારણ જેમનાં અંગ રક્ષિત નથી તેવાઓને જેમ તીક્ષ્ણ બાણ ( અંદર પ્રવેશીને મારી નાખે ) તેમ શઠો તે પ્રકારનામાં (તે પ્રકારના લોકોના ભીતરમાં) પ્રવેશીને મારી નાખે છે ( ૩૦ )

गुणानुरक्तामनुरक्तसाधनः,
कुलाभिमानी कुलजां नराधिपः ।
परैस्त्वदन्यः क इवापहारयेन्
मनोरमामात्मवधूमिव श्रियम् ॥ ३१ ॥

भवन्तमेतर्हि मनस्विगर्हिते,
विवर्तमानं नरदेव वर्त्मनि ।
कथं न मन्युर्ज्वलयत्युदीरितः
शमीतरुं शुष्कमिवाग्निरुच्छिखः ॥ ३२ ॥

अवन्ध्यकोपस्य विहन्तुरापदां,
भवन्ति वश्याः स्वयमेव देहिनः ।
अमर्षशून्येन जनस्य जन्तुना,
न जातहार्देन न विद्विषादरः ॥ ३३ ॥

परिभ्रमंल्लोहितचन्दनोचितः,
पदातिरन्तर्गिरि रेणुरूषितः ।
महारथः सत्यधनस्य मानसं,
दुनोति नो कच्चिदयं वृकोदरः ॥ ३४ ॥

विजित्य यः प्राज्यमयच्छदुत्तरान्
कुरूनकुप्यं वसु वासवोपमः ।
स वल्कवासांसि तवाधुनाहरन्
करोति मन्युं न कथं धनञ्जयः ॥ ३५ ॥

वनान्तशय्याकठिनीकृताकृती,
कचाचितौ विष्वगिवागजौ गजौ ।
कथं त्वमेतौ धृतिसंयमौ यमौ,
विलोकयन्नुत्सहसे न बाधितुम् ॥ ३६ ॥

જેનાં સહાયક સાધનો વફાદાર છે તેવો, કુળનો અભિમાની તારા સિવાય બીજો કોણ રાજા વળી વંશપરંપરાગત આવેલી, ( રાજકીય ) ગુણોને લીધે આસક્ત થયેલી, મનોરમા રાજ્ય લક્ષ્મીને પોતાની સારા કુળમાં ઉત્પન્ન થયેલી, ગુણને અનુરક્ત મનોરમા પત્નીની માફક શત્રુઓથી હરણ કરાવા દે ? ( ૩૧ )

હે નરદેવ ! સુકાયેલા શમીવૃક્ષને જેમ ભડકે બળતો અગ્નિ ( બાળી મૂકે ) તેમ આ સમયે મનસ્વી (શૂરવીર) માણસથી તિરસ્કારાયેલા માર્ગમાં રહેલા ( ઊભેલા ) આપને ઉદ્દીપ્ત થયેલો ક્રોધ કેમ બાળી નથી મૂકતો ? ( ૩૨ )

જેનો કોપ નિષ્ફળ નથી તેવા ( અને તેથી ) આપત્તિઓનો નાશ કરનારાઓને માણસો પોતે જ આધીન થાય છે. કોપ વગરના નિર્માલ્ય ( જન ) માટે સ્નેહી હોય કે શત્રુ હોય તો માણસને આદર થતો નથી. [ અથવા સ્નેહ હોય તો આદર થતો નથી કે શત્રુ હોય તો માણસને તેનો ભય (દરઃ) લાગતો નથી. ] ( ૩૩ )

લાલ ચંદનને યોગ્ય મહારથી ( હોવા છતાં ) ડુંગરા વચ્ચે ધૂળથી છવાયેલો પગપાળો ચાલતો આ વૃકોદર સત્ય (જ) જેનું ધન છે તેવાનું ( તમારૂં ) મન, હું ધારૂં છું, વ્યથિત કરતો નથી ! ( ૩૪ )

જેણે ઉત્તર કુરુ જીતીને ખૂબ સોના ચાંદીનું ધન આપ્યું તે અત્યારે વલ્કલનાં કપડાં લાવતો વાસવ સરખો ધનંજય તમને ગુસ્સે કેમ નથી કરતો ? ( ૩૫ )

વનભૂમિની શય્યાથી જેમનું શરીર કઠણ થયાં છે તેવા, ચારે બાજુ વાળથી છવાયેલા, (અને) પર્વત ઉપર જન્મેલા બે હાથી જેવા આ જોડકાને જોતાં તમે ધૈર્ય અને સંયમનો ત્યાગ કરવા કેમ ઉત્સાહિત થતા નથી ? ( ૩૬ )

इमामहं वेद न तावकीं धियं,
विचित्ररूपाः खलु चित्तवृत्तयः ।
विचिन्तयन्त्या भवदापदं परां,
रुजन्ति चेतः प्रसभं ममाधयः ॥ ३७ ॥

पुराधिरूढः शयनं महाधनं,
विबोध्यसे यः स्तुतिगीतमङ्गलैः ।
अदभ्रदर्भामधिशय्य स स्थलीं,
जहासि निद्रामशिवैः शिवारुतैः ॥ ३८ ॥

पुरोपनीतं नृप रामणीयकं,
द्विजातिशेषेण यदेतदन्धसा ।
तदद्य ते वन्यफलाशिनः परं,
परैति कार्श्यं यशसा समं वपुः ॥ ३९ ॥

अनारतं यौ मणिपीठशायिना
वरञ्जयद्राजशिरःस्रजां रजः ।
निषीदतस्तौ चरणौ वनेषु ते,
मृगद्विजालूनशिखेषु बर्हिषाम् ॥ ४० ॥

द्विषन्निमित्ता यदियं दशा ततः,
समूलमुन्मूलयतीव मे मनः ।
परैरपर्यासितवीर्यसंपदां परा
भवोऽप्युत्सव एव मानिनाम् ॥ ४१ ॥

विहाय शान्तिं नृप धाम तत्पुनः,
प्रसीद संधेहि वधाय विद्विषाम् ।
व्रजन्ति शत्रूनवधूय निःस्पृहाः
शमेन सिद्धिं मुनयो न भूभृतः ॥ ४२ ॥

તમારી આ બુદ્ધિ હું જાણી શકતી નથી. ખરેખર, મનોવૃત્તિઓ વિચિત્ર પ્રકારની હોય છે. તમારી મહાન આપત્તિ વિચારતી (એવી) મારું મન મનોવ્યથાઓ બળપૂર્વક ભાગી નાખે છે. (૩૭)

પહેલાં ખૂબ કીમતી પથારીમાં સૂતેલા જે (તમે) મંગળ ગીતો અને સ્તુતિથી જગાડાતા હતા તે (તમે) (આજ) ખૂબ દર્ભવાળી (વન) ભૂમિ ઉપર સૂઇને અમંગળ શિયાળવીના અવાજથી નિદ્રા ત્યજો છો (૩૮)

ઓ રાજા! બ્રાહ્મણોથી બાકી રહેલા અન્નથી જે આ (શરીર) પહેલાં રમણીય હતું તે, વનનાં ફળ ખાતા તમારૂ શરીર આજે યશ સાથે ખૂબ કૃશતા પામ્યું છે. (૩૯)

હંમેશ મણિજડિત બાજઠ ઉપર રહેલા જે બે (પગ) ને રાજાઓના મસ્તકની માળાની રજ રંગતી તે તમારા (બે) પગ (આજે) મૃગો અને સાધુઓએ જેની ટોચ તોડી નાખી છે તેવા કુશ ઘાસના ઝુંડ (वनेषु) ઉપર રહે છે. (૪૦)

કારણ આ દશા શત્રુઓના નિમિત્તની છે તેથી મારૂ મન જાણે સમૂળું ઉખેડી નાખે છે. જેમની માનરૂપી સંપત્તિ શત્રુઓ વડે હરાઈ નથી તેવા માનવીઓને વિપત્તિ (પરાજય) પણ ઉત્સવ જ છે (૪૧)

હે રાજા! પ્રસન્ન થાઓ શાન્તિ છોડીને શત્રુના વધ માટે પેલુ (પ્રસિદ્ધ) તેજ ફરીથી ધારણ કરો. શત્રુઓને તરછોડીને શમથી (શાંતિથી) નિસ્પૃહ મુનિઓ સિદ્ધિ મેળવે છે, રાજાઓ નહિ (૪૨)

पुरःसरा धामवतां यशोधनाः
सुदुःसहं प्राप्य निकारमीदृशम् ।
भवादृशाश्चेदधिकुर्वते रतिं,
निराश्रया हन्त हता मनस्विता ॥ ४३ ॥

अथ क्षमामेव निरस्तविक्रम
श्चिराय पर्येषि सुखस्य साधनम् ।
विहाय लक्ष्मीपतिलक्ष्मकार्मुकं,
जटाधरः सञ्जुहुधीह पावकम् ॥ ४४ ॥

न समयपरिरक्षणं क्षमं ते,
निकृतिपरेषु परेषु भूरिधाम्नः ।
अरिषु हि विजयार्थिनः क्षितीशा
विदधति सोपधि सन्धिदूषणानि ॥ ४५ ॥

विधिसमयनियोगाद्दीप्तिसंहारजिह्मं,
शिथिलवसुमगाधे मग्नमापत्पयोधौ ।
रिपुतिमिरमुदस्योदीयमानं दिनादौ,
दिनकृतमिव लक्ष्मीस्त्वां समभ्येतु भूयः ॥ ४६ ॥

इति भारविकृतौ महाकाव्ये किरातार्जुनीये प्रथमः सर्गः ।

તેજસ્વીઓમાં અગ્રેસરો ( અને ) યશ જેનું ધન છે તેવા તમારા જેવા જો આવું ખૂબ અસહ્ય અપમાન પામીને સંતોષ રાખે તો હાય! આશ્રય વગરની મનસ્વિતા મરી પરવારી. ( ૪૩ )

જો નિર્વીર્ય થઈને લાંબા વખત સુધી ક્ષમાને જ સુખનું સાધન માનો તો રાજાનું ચિહ્ન એવા ધનુષ્યને છોડીને જટાધારી થઈ અહીં અગ્નિને આહુતિ આપો ( ૪૪ )

દુશ્મનો જ્યારે ( તમારા ) પરાભવ માટે તત્પર છે ત્યારે પુષ્કળ તેજવાળા. તમને શરત પાળવી યોગ્ય નથી. કારણ વિજય ઇચ્છતા રાજાઓ સંધિ તોડવાના દોષોને કપટભરી રીતે શત્રુઓ ઉપર નાખે છે. (૪૫)

વિધિ અને કાળના આદેશથી તેજ જવાને લીધે ફિક્કા બનેલા, જેનાં કિરણો ઓછાં થયાં છે તેવા, દુઃખ જેવા અગાધ સમુદ્રમાં ડૂબેલા, શત્રુ ( રૂપી ) અંધકારને ફેંકી દઈને દિવસના આરંભમાં ઊગતા સૂર્યને જેમ લક્ષ્મી ( ફરીથી પ્રાપ્ત થાય ) તેમ નસીબ અને કાળના આદેશને લીધે તેજ જતું રહેવાથી નિસ્તેજ બનેલા, જેની લક્ષ્મી ઓછી થઈ છે તેવા, ( અને ) અગાધ દુઃખસાગરમાં ડૂબેલા ( પણ ) અંધકાર જેવા શત્રુને ફેંકી દઈને ઉદય પામતા એવા તમે ફરીથી રાજ્યલક્ષ્મી પ્રાપ્ત કરો. ( ૪૬ )

# द्वितीयः सर्गः ।

विहिता प्रियया मन प्रिया
मथ निश्चित्य गिर गरीयसीम् ।
उपपत्तिमदूर्जिताश्रयं
नृपमूचे वचन वृकोदर· ॥ १ ॥

यदवोचत वीक्ष्य मानिनी,
परित स्नेहमयेन चक्षुषा ।
अपि वागधिपस्य दुर्वच,
वचन तद्विदधीत विस्मयम् ॥ २ ॥

विषमोऽपि विगाह्यते नय',
कृततीर्थ पयसामिवाशय· ।
स तु तत्र विशेषदुर्लभ,
सदुपन्यस्यति कृत्यवर्त्म य ॥ ३ ॥

परिणामसुखे गरीयसि,
व्यथकेऽस्मिन्वचसि क्षतौजसाम् ।
अतिवीर्यवतीव भेषजे,
बहुरल्पीयसि दृश्यते गुण ॥ ४ ॥

इयमिष्टगुणाय रोचता,
रुचिरार्था भवतोऽपि भारती ।
ननु वक्तृविशेषनि स्पृहा
गुणगृह्या वचने विपश्चित ॥ ५ ॥

चतसृष्वपि ते विवेकिनी,
नृप विद्यासु निरूढिमागता ।
कथमेत्य मतिर्विपर्यय,
करिणी पङ्कमिवावसीदति ॥ ६ ॥

# સર્ગ—૨

હવે પ્રિયાએ કહેલી મનને પ્રિય વાણી સારવાળી લેખીને ભીમે કારણોવાળા, (દલીલોવાળા) અને વિશાળ અર્થવાળા (અથવા ઉચ્ચ ભાવવાળા–અથવા બળ જેમાં મુખ્ય બાબત છે તેવા) બોલ ગાજતે કહ્યા. (૧)

(બીજાથી) મુશ્કેલીથી બોલાય તેવી જે વાણી માનિની બધી બાજુ તપાસીને સ્નેહમય ચક્ષુથી બોલી તે વાણીના નાથને પણ વિસ્મય ઉપજાવે! (૨)

જેમ (વિષમ હોવા છતાં) ઘાટ કરતા સરોવરમાં (પ્રવેશ થાય છે) તેમ બરાબર (ગુરુની મદદથી) અભ્યાસ કરવામાં આવે તો વિષમ છતાં નીતિશાસ્ત્ર સમજાય છે. પણ તેમ, તે ખાસ દુર્લભ છે કે જે કાર્યનો (સંધિ વિગ્રહ વગેરે કાર્ય અને સ્નાન વગેરે કાર્ય) માર્ગ અગાઉથી બતાવે છે (૩)

જેમ (પરિણામે ફાયદાકારક, સારવાળી અને જેની શારીરિક શક્તિ હણાઈ છે તેવાને પીડા કરનારી) થોડી (માત્રાવાળી) ખૂબ સખત દવામાં (બહુ ગુણ દેખાય છે) તેમ પરિણામે સુખકારક, સારવાળાં (અને) જેમનું મગ નષ્ટ થયું છે તેવાઓને પીડાકારક આ વચનમાં ખૂબ ગુણ દેખાય છે. (૪)

જેમને ગુણ ઇષ્ટ છે તેવા તમને પણ રુચિકારક અર્થવાળી આ વાણી ભલે ગમે. ખરેખર ગુણ સ્વીકારનાર ડાહ્યા માણસો વચનમાં (વચનની બાબતમાં) વ્યક્તિની વિશિષ્ટતા તરફ નિસ્પૃહ હોય છે (૫)

ઓ રાજા! જેમ હાથણી કાદવમાં (જઈને ખૂપે) તેમ ચાર વિદ્યામાં પણ પ્રસિદ્ધિ પામેલી તમારી વિવેકી (સારા નરસાનો ભેદ પારખનારી) બુદ્ધિ વિપરીત થઈને કેવી રીતે નષ્ટ થાય છે? (શબ્દશઃ–ભેદ કર.)(૬)

विधुरं किमतः परं परै-
रवगीतां गमिते दशामिमाम् ।
अवसीदति . यत्सुरैरपि,
त्वयि संभावितवृत्ति पौरुषम् ॥ ७ ॥

द्विषतामुदयः सुमेधसा,
गुरुरस्वन्ततरः सुमर्षणः ।
न महानपि भूतिमिच्छता,
फलसंपत्प्रवणः परिक्षयः ॥ ८ ॥

अचिरेण परस्य भूयसीं,
विपरीतां विगणय्य चात्मनः ।
क्षययुक्तिमुपेक्षते कृती,
कुरुते तत्प्रतिकारमन्यथा ॥ ९ ॥

अनुपालयतामुदेष्यतीं,
प्रभुशक्तिं द्विषतामनीहया ।
अपयान्त्यचिरान्महीभुजां
जननिर्वादभयादिव श्रियः ॥ १० ॥

क्षययुक्तमपि स्वभावजं,
दधतं धाम शिवं समृद्धये ।
प्रणमन्त्यनपायमुत्थितं,
प्रतिपच्चन्द्रमिव प्रजा नृपम् ॥ ११ ॥

प्रभवः खलु कोशदण्डयोः,
कृतपञ्चाङ्गविनिर्णयो नयः ।
स विधेयपदेषु दक्षतां,
नियतिं लोक इवानुरुध्यते ॥ १२ ॥

આથી વધારે દુઃખ શું કે શત્રુઓ વડે જ્યારે તમે આવી અપમાનજનક દશામાં લવાયા છો ત્યારે દેવોથી પણ જેનું વર્તન વખણાયું છે તેવું (તમારૂં) પુરુષાતન નાશ પામે છે! (૭)

સમૃદ્ધિ ઇચ્છતા બુદ્ધિમાન વડે મોટો (છતાં) અતિશય અશુભ પરિણામવાળો શત્રુઓનો ઉદય સહેલાઈથી સહેવાય તેવો હોય છે (પણ) મોટો છતાં ફળની સંપત્તિ લાવનારો વિનાશ નહિ (વિનાશ સહેવાવા યોગ્ય નથી હોતો) (૮)

શત્રુનો હાનિયોગ નજીકનો (નજીકમાં આવનારો) (અને) મોટો તથા પોતાનો (તેથી) ઊલટો ગણીને કુશળ (માણસ) બેસી રહે છે. નહિ તો (જો તેથી ઊલટું હોય તો) તેનો પ્રતીકાર કરે છે. (૯)

શત્રુઓની ઊગતી પ્રભુશક્તિની ઉત્સાહ વગર ઉપેક્ષા કરતા રાજાઓની લક્ષ્મી જાણે જલદીથી લોકનિન્દાના ભયથી જતી રહે છે. (૧૦)

ક્ષયયુક્ત હોવા છતાં સહજ શુભ તેજ ધારતા વૃદ્ધિ માટે ઉદ્યત થયેલા અવિનાશી રાજાને પ્રજા ક્ષયયુક્ત હોવા છતાં સહજ શુભ તેજ ધારતા, વૃદ્ધિ માટે ઊગેલા, (અને) જેનો નાશ નથી તેવા દ્વિતીયાના ચંદ્રની જેમ પૂજે છે. (૧૧)

જેમાં પાંચ બાબતોનો વિશિષ્ટ પ્રકારનો નિર્ણય થયો છે તેવો નય ખરેખર કોષ અને દણ્ડનું ઉદ્‌ભવસ્થાન છે. જેમ લોક દૈવને (અનુસરે) તેમ દર્શનીય વસ્તુઓમાં તે ઉત્સાહને અનુસરે છે. (૧૨)

अभिमानवतोमनस्विन,
प्रियमुच्चै पदमारुरुक्षत ।
विनिपातनिवर्तनक्षम,
मतमालम्बनमात्मपौरुषम् ॥ १३ ॥

विपदोऽभिभवन्त्यविक्रम,
रहयत्यापदुपेतमायति ।
नियता लघुता निरायते
रगरीयान्न पद नृपश्रिय ॥ १४ ॥

तदल प्रतिपक्षमुन्नते
रवलम्ब्य व्यवसायवन्ध्यताम् ।
निवसन्ति पराक्रमाश्रया,
न विषादेन सम समृद्धय ॥ १५ ॥

अथ चेदवधि प्रतीक्ष्यते,
कथमाविष्कृतजिह्मवृत्तिना ।
धृतराष्ट्रसुतेन सुत्यजा
श्चिरमास्वाद्य नरेन्द्रसपद ॥ १६ ॥

द्विषता विहित त्वयाथवा,
यदि लब्धा पुनरात्मन पदम् ।
जननाथ तवानुजन्मना,
कृतमाविष्कृतपौरुषैर्भुजै ॥ १७ ॥

मदसिक्तमुखैर्मृगाधिप,
करिभिर्वर्तयते स्वय हत ।
लघयन्खलु तेजसा जग
न्न महानिच्छति भूतिमन्यत ॥ १८ ॥

ઉચ્ચ ઇષ્ટ સ્થાન પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા સ્વમાની મનસ્વી માટે અનર્થને રોકવા સમર્થ (એવું) પોતાનું પુરુષાતન આધારરૂપ મનાયું છે (૧૩)

પરાક્રમ વગરના (મનુષ્ય) ઉપર આપત્તિઓ ચઢી વાગે છે વિપત્તિથી વેગયેલાને ભાવિ ત્યજી દે છે જેનું ભાવિ નથી હોતું તેને (માટે) હલકાપણું નક્કી છે ગૌરવ વગરનો રાજ્યલક્ષ્મીનું સ્થાન (બનતો) નથી (૧૪)

તેથી ઉન્નતિના નડતરરૂપ ઉદ્યોગશૂન્યતાનું અવલંબન કરવું ત્યજી દો પરાક્રમ જેનો આશ્રય છે તેની સમૃદ્ધિ વિવાદ સાથે નિવાસ કરતી નથી (૧૫)

અથવા જો (સમયના) અવધિની રાહ જોતા હો તો જેણે કપટ વૃત્તિ ધારણ કરી છે તેવા ધૃતરાષ્ટ્રના પુત્ર વડે લાંબા વખત સુધી ભોગવીને રાજ્યસંપત્તિ સહેલાઈથી કેવી રીતે છોડાય? (૧૬)

અથવા જો તમે શત્રુએ દાન કરેલું પોતાનું સ્થાન (રાજ્ય) ફરીથી લેશો તો ઓ લોકોના નાથ! તમારા ભાઈઓના જાહેર પરાક્રમવાળા હાથથી બસ (૧૭)

નવી ભીંજરેના મુખવાળા પોતે મારેલા હાથીઓથી સિંહ જીવે છે ખરેખર પ્રભાવથી જગતને નાનું બનાવનો મહાન (માણસ) બીજા પાસેથી ઐશ્વર્ય ઈચ્છતો નથી (૧૮)

अभिमानधनस्यगत्वरै--
रसुभिः स्थास्नु यशश्चिचीषतः ।
अचिरांशुविलासचञ्चला,
ननु लक्ष्मीः फलमानुषङ्गिकम् ॥ १९ ॥

ज्वलितं न हिरण्यरेतसं,
चयमास्कन्दति भस्मनां जनः ।
अभिभूतिभयादसूनत,
सुखमुज्झन्ति न धाम मानिनः ॥ २० ॥

किमपेक्ष्य फलं पयोधरान्-
ध्वनतः प्रार्थयते मृगाधिपः ।
प्रकृतिः खलु सा महीयसः,
सहते नान्यसमुन्नतिं यया ॥ २१ ॥

कुरु तन्मतिमेव विक्रमे,
नृप निर्धूय तमः प्रमादजम् ।
ध्रुवमेतदवेहि विद्विषां,
त्वदनुत्साहहता विपत्तयः ॥ २२ ॥

द्विरदानिव दिग्विभावितां-
श्चतुरस्तोयनिधीनिवायतः ।
प्रसहेत रणे तवानुजान्
द्विषतां कः शतमन्युतेजसः ॥ २३ ॥

ज्वलतस्तव जातवेदसः,
सततं वैरिकृतस्य चेतसि ।
विदधातु शमं शिवेतरा,
रिपुनारीनयनाम्बुसंततिः ॥ २४ ॥

અસ્થિર જીવનના બદલામાં સ્થિર યશ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા (અને) અભિમાન જેનું ધન છે તેવાને (માટે) વિદ્યુતના ચમકારા જેવી ચંચળ લક્ષ્મી ખરેખર ગૌણ ફળ છે. (૧૯)

લોકો રાખના ઢગલાને હલાવે છે, બળતા અગ્નિને નહિ. તેથી અપમાનના ભયથી માનીઓ સુખેથી પ્રાણ ત્યજે છે, તેજ નહિ. (૨૦)
પ્રસ્તૂત

ફળની અપેક્ષા રાખીને શું સિંહ ગર્જતા મેઘને પડકાર કરે છે? ખરેખર તે મોટાઓની પ્રકૃતિ છે (કે) જેને લીધે (તે) બીજાની ઉન્નતિ સહી શકતા નથી. (૨૧)

તેથી ઓ રાજન્! પ્રમાદથી ઉદ્ભવેલા મોહને દૂર કરીને પરાક્રમ ઉપર જ મતિ કરો. એ નક્કી જાણજો (કે) શત્રુઓની વિપત્તિઓ તમારા અનુત્સાહથી નષ્ટ થઇ છે. (૨૨)

દિશાઓમાં પ્રખ્યાત (ચાર) દિગ્ગજો જેવા, (અને) ચાર સમુદ્ર જેવા ધસતા, (તથા) ઇન્દ્ર જેવા પરાક્રમવાળા તમારા (ચાર) ભાઈઓને સમરાંગણમાં શત્રુઓમાંનો કોણ સહી શકે? (અથવા) [દિશાઓમાં પ્રખ્યાત (ચાર) દિગ્ગજો અને (દિશાઓમાં પ્રખ્યાત) ચાર સમુદ્ર જેવા ધસતા .. ..ર્ઈ ..] (૨૩)

તમારા ચિત્તમાં હમેશ બળતા (અને) વૈરીએ પ્રગટાવેલા અગ્નિનું શત્રુઓની સ્ત્રીઓનાં નયનના આંસુની અમંગળ અવિરત ધારાઓ-શમન કરો. (૨૪)

इति दर्शितविक्रियं सुतं,
मरुतः कोपपरीतमानसम् ।
उपसान्त्वयितुं महीपतिं
द्विरदं दुष्टमिवोपचक्रमे ॥ २५ ॥

अपवर्जितविप्लवे शुचौ,
हृदयग्राहिणि मङ्गलास्पदे ।
विमला तव विस्तरे गिरां,
मतिरादर्श इवाभिदृश्यते ॥ २६ ॥

स्फुटता न पदैरपाकृता,
न च न स्वीकृतमर्थगौरवम् ।
रचिता पृथगर्थता गिरां,
न च सामर्थ्यमपोहितं क्वचित् ॥२७॥

उपपत्तिरुदाहृता बला
दनुमानेन न चागमः क्षतः ।
इदमीदृगनीदृगाशयः,
प्रसभं वक्तुमुपक्रमेत कः ॥ २८ ॥

अविदृप्ततया तथापि मे,
हृदयं निर्णयमेव धावति ।
अवसाययितुं क्षमाः सुखं,
न विधेयेषु विशेषसंपदः ॥ २९ ॥

सहसा विदधीत न क्रियाम्
अविवेकः परमापदां पदम् ।
वृणते हि विमृश्यकारिणं,
गुणलुब्धाः स्वयमेव संपदः ॥ ३० ॥

કોપથી જેનું મન વ્યાપ્ત થયું છે તેવા (અને) આ પ્રમાણે જેણે વિકાર બતાવ્યો છે તેવા પવનના પુત્રને–જેમ જંગલી હાથીને (શાન્ત કરવા પ્રવૃત્ત થાય) તેમ–આશ્વાસન આપવા રાજા પ્રવૃત્ત થયા. (૨૫)

જેમ કચરા વગરના, ચોખ્ખા, મનને ગમે તેવા, મગળી દર્પણમાં (દેહ) (સ્પષ્ટ) (દેખાય) તેમ ખોટા વિચાર વગરના, શુદ્ધ, (અને) હૃદયને અસર કરે તેવા હિતકાન્ત (હિતનું ઉદ્‌ભવસ્થાન એવા) (તારા) વાણીના વિસ્તારમાં તારી શુદ્ધ મતિ દેખાય છે (૨૬)

પદોથી (અર્થની) સ્પષ્ટતા દૂર કરાઈ નથી. છતાં અર્થગૌરવનો સ્વીકાર કરવામાં નથી આવ્યો એમ નથી. વાણીના (વાક્યના) અર્થમાં ભિન્નતા છે છતાં ક્રમિકતાની (અર્થની) શક્તિ દૂર કરવામાં આવી નથી. (૨૭)

બળથી દલીલ રજૂ કરવામાં આવી છે, છતાં અનુમાનથી શાસ્ત્ર ખંડિત થયું નથી. જેનુ મંતવ્ય આવું ન હોય તેવો કોણ આદરપૂર્વક આવું બોલવા પ્રવૃત્ત થાય? (૨૮)

છતાં પણ (સંપૂર્ણ) સંતોષના અભાવે મારું મન નિર્ણય તરફ જ દોડે છે. કરવા યોગ્ય કાર્યમાં ખાસ સામગ્રી (વિગતો) સહેલાઈથી ખાતરી કરાવી દેવા સમર્થ નથી. (૨૯)

કાર્ય એકદમ ન કરવું જોઈએ. અવિવેક પરમ આપત્તિનું સ્થાન છે. કારણ વિચારીને કાર્ય કરનારને ગુણની લોભી સંપત્તિ પોતાની મેળે જ વરે છે. (૩૦)

अभिवर्षति योऽनुपालय-
न्विधिबीजानि विवेकवारिणा ।
स सदा फलशालिनीं क्रियां,
शरदं लोक इवाधितिष्ठति ॥ ३१ ॥

शुचि भूषयति श्रुतं वपुः,
प्रशमस्तस्य भवत्यलंक्रिया ।
प्रशमाभरणं पराक्रमः,
स नयापादितसिद्धिभूषणः ॥ ३२ ॥

मतिभेदतमस्तिरोहिते
गहने कृत्यविधौ विवेकिनाम्
सुकृतः परिशुद्ध आगमः,
कुरुते दीप इवार्थदर्शनम् ॥ ३३ ॥

स्पृहणीयगुणैर्महात्मभि-
श्चरिते वर्त्मनि यच्छतां मनः ।
विधिहेतुरहेतुरागसां,
विनिपातोऽपि समः समुन्नतेः ॥ ३४ ॥

शिवमौपयिकं गरीयसीं
फलनिष्पत्तिमदूषितायतीम् ।
विगणय्य नयन्ति पौरुषं
विजितक्रोधरया जिगीषवः ॥ ३५ ॥

अपनेयमुदेतुमिच्छता
तिमिरं रोषमयं धिया पुरः ।
अविभिद्य निशाकृतं तमः,
प्रभया नांशुमताप्युदीयते ॥ ३६ ॥

જેમ લોકો ( પુષ્કળ પાકવાળી ) શરદઋતુને ( પ્રાપ્ત કરે ) તેમ કાર્યના બીજને વિવેકના પાણીથી સભાળ રાખતો જે સીચે છે તે હમેશાં ફળથી શોભતી ક્રિયા પ્રાપ્ત કરે છે (૩૧)

શુદ્ધ શાસ્ત્રજ્ઞાન શરીરને શોભાવે છે ( આત્મ ) સયમ તેનો શણુગાર થાય છે. પરાક્રમ સયમનુ આભૂષણ છે તે ( પરાક્રમ પણ ) નીતિથી મેળવેલી સિદ્ધિના ભૂષણવાળુ છે (૩૨)

મતફેરના અધકારથી ઢકાયેલી ગહન કાર્યપદ્ધતિમાં વિવેકીઓને જેમ દીવો ( વસ્તુ બતાવે ) તેમ સારી રીતે અભ્યાસ કરેલું, શુદ્ધ શાસ્ત્રજ્ઞાન અર્થનુ ( વસ્તુનુ ) દર્શન કરાવે છે ( ૩૩ )

જેમના ગુણ વખાણવા જેવા છે તેવા મહાત્માઓએ આચરેલા માર્ગ ઉપર મન દેનારાઓને (તેવા લોકોને ) વિધિ જેવુ કારણ છે અને ( પોતાનો ) દોષ જેવુ કારણ નથી તેવી પકની પણ ઉન્નતિ જેવી છે ( ૩૪)

જેમણે ક્રોધના આવેગ ઉપર વિજય મેળવ્યો છે તેવા ( અને ) વિજયની ઇચ્છા રાખનારાઓ જેનું ભાવિ દોષ વગરનુ છે તેવી (અને) ખૂબ મોટી ફળ સિદ્ધિ જોઈને ( ધારીને ) ( પોતાના ) પુરુષાતનને અનુકૂળ ઉપાય પ્રત્યે ફેરે છે ( ૩૫ )[૧]

ઉદયની ઇચ્છાવાળાએ પહેલા બુદ્ધિ વડે ધુંધુથી ઉદ્ભવેલો અધકાર દૂર કરવો જોઈએ રાત્રીએ કરેલા અંધકારને તેજથી નષ્ટ કર્યા વગર સૂર્ય પણ ઊગતો નથી ( ૩૬ )

बलवानपि कोपजन्मन-
स्तमसो नाभिभवं रुणद्धि यः ।
क्षयपक्ष इवेन्दवीः कलाः
सकला हन्ति स शक्तिसंपदः ॥ ३७ ॥

समवृत्तिरुपैति मार्दवं,
समये यश्च तनोति तिग्मताम् ।
अधितिष्ठति लोकमोजसा,
स विवस्वानिव मेदिनीपतिः ॥ ३८ ॥

क चिराय परिग्रह श्रियां
क च दुष्टेन्द्रियवाजिवश्यता ।
शरदभ्रचलाश्चलेन्द्रियै-
रसुरक्षा हि बहुच्छलाः श्रियः ॥ ३९ ॥

किमसामयिकं वितन्वता
मनसः क्षोभमुपात्तरंहसः ।
क्रियते पतिरुच्चकैरपां
भवता धीरतयाऽधरीकृतः ॥ ४० ॥

श्रुतमप्यधिगम्य ये रिपू-
न्विनयन्ते न शरीरजन्मनः ।
जनयन्त्यचिराय संपदा-
मयशस्ते खलु चापलाश्रयम् ॥ ४१ ॥

अतिपातितकालसाधना
स्वशरीरेन्द्रियवर्गतापनी ।
जनवन्न भवन्तमक्षमा
नयसिद्धेरपनेतुमर्हति ॥ ४२ ॥

જે કોપથી ઉદ્‌ભવેલા મોહનો દુર્મનાને રોકતો નથી તે બળવાન હોવા છતાં-જેમ કૃષ્ણપક્ષ ચંદ્રની બધી કળાઓનો નાશ કરે છે) તેમ (પોતાની) (સઘળી) શક્તિઓની સંપત્તિનો નાશ કરે છે (૩૭)

સરખી (મનો) વૃત્તિવાળો જે (યોગ્ય) સમય આવતાં મૃદુતા ધારે છે તથા કઠોરતા વિસ્તારે છે તે રાજા (પોતાના) તેજથી સૂર્યની માફક જગતનું શાસન કરે છે (૩૮)

સંપત્તિનો લગ્ના વખત સુધીનો પરિગ્રહ કયાં? અને ઈન્દ્રિય રૂપી દુષ્ટ અશ્વોની ગુલામી કયાં? ખરેખર શરદના વાદળ જેવી ચંચળ (અને) બહુ છળવાળી લક્ષ્મી અસ્થિર ઈન્દ્રિયોવાળાઓથી સહેલાઈથી નક્કી શકાય તેવી નથી (૩૯)

ઉતાવળ ધારણ કરતા (તારા) મનના, સમયને અનુકૂળ નહિ તેવા ક્ષોભને વિસ્તારના તારાવડે (પડેલા) (તારી પોતાની) ધીરતાથી નીચો પાડી દીધેલો સમુદ્ર કેમ (તારા પોતાનાથી જ) ઊંચો લવાય છે? (૪૦)

શાસ્ત્ર ભણીને પણ શરીરમા જેમનો જન્મ છે તેવા શત્રુઓને જેઓ કાબૂમાં લાવતા નથી તે ખરેખર ચપળતામા જેનો આશ્રય છે એવી સંપત્તિની અપકીર્તિને જલદી પેદા કરે છે (૪૧)

કાળ અને સાધન પ્રત્યે જેણે બેદરકારી બતાવી છે (અને) જે પોતાના શરીર અને ઈન્દ્રિયવર્ગને પીડનારી છે તેવી <u>અસહનશીલતા</u> સાધારણ માણસની માફક તને નયની સિદ્ધિમાંથી અવળે રસ્તે દોરી જવા માટે યોગ્ય નથી (૪૨)

उपकारकमायतेर्भृशं
प्रसवः कर्मफलस्य भूरिणः ।
अनपायि निबर्हणं द्विषां
न तितिक्षासममस्ति साधनम् ॥ ४३ ॥

प्रणतिप्रवणान्विहाय नः
सहजस्नेहनिबद्धचेतसः ।
प्रणमन्ति सदा सुयोधनं
प्रथमे मानभृतां न वृष्णयः ॥ ४४ ॥

सुहृदः सहजास्तथेतरे
मतमेषां न विलङ्घयन्ति ये ।
विनयादिव यापयन्ति ते
धृतराष्ट्रात्मजमात्मसिद्धये ॥ ४५ ॥

अभियोग इमान्महीभुजो
भवता तस्य कृतः कृतावधेः ।
प्रविघाटयिता समुत्पतन्
हरिदश्वः कमलाकरानिव ॥ ४६ ॥

उपजापसहान्विलङ्घयन्
स विधाता नृपतीन्मदोद्धतः ।
सहते न जनोऽप्यधःक्रियां
किमु लोकाधिकधामराजकम् ॥ ४७ ॥

असमापितकृत्यसंपदां
हतवेगं विनयेन तावता ।
प्रभवन्त्यभिमानशालिनां
मदमुत्तम्भयितुं विभूतयः ॥ ४८ ॥

ભાવિ માટે ખૂબ જ ઉપકારક, (પોતાનાં) કાર્યોના બહુ મોટા ફળની ઉત્પત્તિનુ કારણ, શત્રુઓનુ નિષ્ફળ ન થાય તેવું નાશ કરનારું (અથવા) [નિષ્ફળ ન થાય તેવું (છતાં) શત્રુઓનો નાશ કરનારું] સહનશીલતા જેવુ કોઈ સાધન નથી (૪૩)

કુદરતી સ્નેહથી જેમનાં દિલ (આપણી સાથે) બધાયાં છે તેવા, અભિમાનીઓમા અગ્રેસર યાદવો (તેમને) નમવા તત્પર એવા આપણને છોડીને હમેશાં સુયોધનને નમતા નથી (૪૪)

(તેમના) સહજ મિત્રો તથા બીજા કે જે એમનો મત ઉલ્લઘતા નથી તે પોતાની સિદ્ધિ માટે (પોતાના હેતુની સિદ્ધિ માટે) ધૃતરાષ્ટ્રના પુત્રને જાણે વિનયથી મદદ કરી રહ્યા છે (અથવા [ધૃતરાષ્ટ્રના પુત્ર સાથે જાણે વિનયથી સમય કાઢી રહ્યા છે] (૪૫)

જેમ ઊગતો સૂર્ય કમળના વનોમાં (ભેદ પાડે છે) તેમ જેની સાથે શરત થઈ છે તેવા તેના ઉપર તારો કરેલો હમલો આ રાજાઓમા ભેદ પાડશે (૪૬)

અભિમાનથી ઉદ્ધત બનેલા ન દાબ્યા રાજાઓનું અપમાન કરતાં (તેમનો) ભેદ પાડવા માટે યોગ્ય બનાવશે સાધારણ માણસ પણ અપમાન સહન કરતો નથી તો લોકોના કરતાં પણ વિશેષ તેજસ્વી એવા રાજાઓના સમૂહની તો શી વાત કરવી? (૪૭)

જેમણે (પોતાનાં) કાર્યની સામગ્રી પૂરી કરી નથી તેવા અભિમાનીઓની સંપત્તિ–નેટના વિનયથી જેનો આવેગ શાંત થયો છે તેવો તેમનો મદ વધારવા માટે સમર્થ છે (૪૮)

मदमानसमुद्धतं नृपं,
न वियुङ्क्ते नियमेन मूढता ।
अतिमूढ उदस्यते नयान्
नयहीनादपरज्यते जनः ॥ ४९ ॥

अपरागसमीरणेरितः,
क्रमशीर्णाकुलमूलसंततिः ।
सुकरस्तरुवत्सहिष्णुना,
रिपुरुन्मूलयितुं महानपि ॥ ५० ॥

अणुरप्युपहन्ति विग्रहः,
प्रभुमन्तःप्रकृतिप्रकोपजः ।
अखिलं हि हिनस्ति भूधरं,
तरुशाखान्तनिघर्षजोऽनलः ॥ ५१ ॥

मतिमान्विनयप्रमाथिनः,
समुपेक्षेत समुन्नतिं द्विपः ।
सुजयः खलु तादृगन्तरे,
विपदन्ता ह्यविनीतसंपदः ॥ ५२ ॥

लघुवृत्तितया भिदां गतं,
बहिरन्तश्च नृपस्य मण्डलम् ।
अभिभूय हरत्यनन्तरः
शिथिलं कूलमिवापगारयः ॥ ५३ ॥

अनुशासतमित्यनाकुलं
नयवर्त्माकुलमर्जुनाग्रजम् ।
स्वयमर्थ इवाभिवाञ्छितः
स्तमभीयाय पराशरात्मजः ॥ ५४ ॥

મદ અને માનથી ઉદ્ધત થયેલા રાજાને ખાસ કરીને મૂઢતા છોડતી નથી. અતિશય મદ નીતિમાંથી ફેંકી દેવાય છે. નય વગરના (મનુષ્ય) તરફથી માણસ વિરક્ત થાય છે. (૪૯)

અસંતોષના પવનથી હચમચેલો (અને) ધીમે ધીમે જેનાં મૂળનો સમૂહ છિન્નભિન્ન થયો છે તેવો, મોટા હોય છતાં પણ (તે) શત્રુ વૃક્ષની માફક સહનશીલ (રાજા) વડે સમૂળો ઉખેડી ન ખાવો સહેલો છે (૫૦)

અંદરનાં મૂળ તત્ત્વો (અમાત્ય વગેરે)ના પ્રકોપથી ઉત્પન્ન થયેલો વિગ્રહ નાનો હોય છતાં રાજાનો નાશ કરે છે. કારણ વૃક્ષની શાખાઓના છેડા ઘસાતાં પ્રગટેલો અગ્નિ આખા પર્વતનો નાશ કરે છે. (૫૧)

વિનયનો ત્યાગ કરતા શત્રુની ઉન્નતિની સમજુએ ઉપેક્ષા કરવી જોઈએ. તેવો (માણસ) ખરેખર નબળાઈમાં જ સહેલાઈથી જીતાય છે. કારણ અવિનીતોની સંપત્તિ દુઃખના અંતવાળી હોય છે. (૫૨)

જેમ જર્જરિત થયેલા કિનારાને નદીનો વેગ (તોડી પાડી ખેંચી જાય છે) તેમ પડોશી (જોડે જ રહેલો) (રાજા) હલકા સ્વભાવને લીધે બહાર તથા અંદરથી ભેદાયેલા રાજાના મંડળને પરાભવ કરીને હરી લે છે. (૫૩)

આકુળ ભીમને (અર્જુનના મોટા ભાઈને) વ્યાકુળ બન્યા વગર નીતિમાર્ગનો આમ ઉપદેશ આપતા તેમની પાસે–જાણે પોતે ઇચ્છિત વસ્તુ હોય તેવા–પરાશરના પુત્ર આવ્યા. (૫૪)

मधुरैरवशानि रम्भयन्-
नपितिर्यञ्चि शम निरीक्षिते ।
परित॰ पटु बिभ्रदेनसा,
दहन धाम विलोकनक्षमम् ॥ ५५ ॥

सहसोपगत सविस्मय,
तपसा सूतिरसूतिरापदाम् ।
ददृशे जगतीभुजा मुनि,
स वपुष्मानिव पुण्यसञ्चय ॥ ५६ ॥

अथोच्चकैरासनत परार्ध्या-
दुद्यन्स धूतारुणवल्कलाम ।
रराज कीर्णाकपिशाशुजाल
शृङ्गात्सुमेरोरिव तिग्मरश्मि ॥ ५७ ॥

-अवहितहृदयो विधाय सोऽर्हा
मृषिवदृषिप्रवरे गुरूपदिष्टाम् ।
तदनुमतमलचकार पश्चात्
प्रशम इव श्रुतमासन नरेन्द्र ॥ ५८ ॥

व्यक्तोदितस्मितमयूखविभासितोष्ठ
स्तिष्ठ मुनेरभिमुख स विकीर्णधाम्न ।
तन्वन्तमिद्धमभितो गुरुमशुजाल
लक्ष्मीमुवाह सकलस्य शशाङ्कमूर्तेः ॥ ५९ ॥

इति भारविकृतौ महाकाव्ये किरातार्जुनीये द्वितीय सर्ग ।

અવશ્ય એવા પશુપખીને પણ મીઠી નજરથી શાંત કરતા, ચારે તરફ પાપને બાળતું, (તેની સામે) જોઈ શકાય તેવું ઉજ્જવળ તેજ ધારતા, એકદમ આવેલા, તપની ઉન્નતિનું કારણ (અને) આપત્તિઓનું કારણ નહિ તેવા, (અને) જાણે દેહધારી પુણ્યનો સંચય હોય તેવા તે મુનિ, રાજા વડે વિસ્મયપૂર્વક જોવાયા (૫૫) (૫૬)

પછી ઊંચા શ્રેષ્ઠ આસન ઉપરથી ઊઠતા (અને) જેનાં વાસ વલ્કલનો છેડો હાલી રહ્યો છે તેવો તે (રાજા) જેનાં ગતાં કિરણોનો સમૂહ વિખરાયેલો છે તેવા, (અને) સુમેરુ (પર્વત)ના શિખર ઉપરથી ઊગતા સૂર્ય જેવો શોભવા લાગ્યો. (૫૭)

સાવધાન હૃદયવાળા તે રાજાએ ઋષિશ્રેષ્ઠની ગુરુએ ઉપદેશેલી ઋષિને યોગ્ય પૂજા કરીને પછી તેનાથી અનુજ્ઞા અપાયેલા આસનને—જેમ સંગ્રમ, વિદ્યાને (શોભાવે) તેમ-શોભાવ્યું (૫૮)

સ્પષ્ટ રીતે ઊગી—આવતા સ્મિતનાં કિરણોથી જેના હોઠ પ્રકાશિત બન્યા છે તેવા, પ્રકાશ ફેલાવતા મુનિની સન્મુખ ઊભા રહેલા તેણે—(તે રાજાએ) પ્રકાશિત કિરણોનો સમૂહ પ્રસરાવતા ગુરુની સામે રહેલા સંપૂર્ણ ચંદ્રની શોભા ધારણ કરી. (૫૯)

*

# સર્ગ—૧

## કથા સાર

[ હવે યુધિષ્ઠિરના ખરાબ દિવસો આવ્યા છે. દુશ્મનોના કપટનો ભોગ બનીને આવો મોટો રાજવી આજે એક ભિખારી જેવો થઈ ગયો છે. દ્યૂતની રમતમાં આ રાજાએ પોતાની સ્ત્રી અને રાજ્ય બંને હોડમાં મૂક્યું. તેની સ્ત્રીનું ખુલ્લું અપમાન થયું. છતાં તે શાંતિ જાળવી રહ્યા અને થોભો અને જુઓની નીતિ અખત્યાર કરી રહ્યા. પોતાના ભાઈઓ અને પત્ની સાથે તે વનમાં જઈ વસ્યા. થોડો સમય કામયક વનમાં ગાળીને પછી તેઓ દ્વૈતવનમાં રહ્યા.

વનમાં રહ્યા છતાં યુધિષ્ઠિર પોતાની ફરજ ચૂક્યા નથી. શત્રુને નિર્બળ કરવા માટે તેની હીલચાલની રજેરજ માહિતી મેળવવાની તેમને જરૂર જણાઈ. આથી તેમણે એક દૂતને દુર્યોધન કેવી રીતે રાજ્ય કરે છે તે જોવા તપાસવા મોકલ્યો. તે કેવી રીતે રાજ્ય કરે છે, કઈ રીતે પ્રજાનું રક્ષણ કરે છે વગેરે જોવા માટે તેમણે એક દૂત મોકલ્યો. એ દૂત બ્રહ્મચારીને વેશે દુર્યોધનના રાજ્યમાં ફર્યો અને તેનાથી શક્ય એવી બધી બાતમી મેળવી પાછો ફર્યો અને યુધિષ્ઠિર પાસે આવ્યો. યુધિષ્ઠિરની અનુજ્ઞાથી પોતે શું જોયું તે એ કહેવા લાગ્યો.

અહીંથી આપણી કથા શરૂ થાય છે. દુર્યોધનની રાજ્યનીતિ તપાસતાં દૂતને લાગે છે કે ખરેખર એ દુર્યોધન નથી પણ સુયોધન છે. આજ સુધી તેણે કપટથી રાજ્ય મેળવ્યું એ હકીકતથી લોકોની નજરે તે યુધિષ્ઠિરથી ઊતરતો ગણાતો હતો. લોકો યુધિષ્ઠિરને ભૂલી જાય અને પોતે સાચો નીતિવાળો રાજા થાય એ એક ધ્યેય તરફ હવે તેનું લક્ષ ગયું. તેણે ૭ શત્રુ જીત્યા. કુરુ દેશમાં નહેરો ખોદાવી અને ધનધાન્યથી એ દેશ ફૂલ્યોફાલ્યો બનાવી લોકોમાં સંતોષ રેલાવ્યો. હવે તે ગુણની સંપત્તિથી યશ મેળવવા માગે છે. પોતાના માણસોને તે દ્રવ્યથી સંતોષે છે. ધર્મ

અર્થ-અને કામને તે સરખો ન્યાય આપે છે. પોતાનો ધર્મ સમજીને તે ભેદભાવ રાખ્યા સિવાય દણ્ડ વાપરે છે. વિશ્વાસુ દૂત નીમીને તે પોતાના રાજ્યની અને બીજાં રાજ્યોની દેખરેખ રાખે છે. સામ-દાન-દણ્ડ આદિ ઉપાયો તે યોગ્ય સ્થળે વાપરે છે. કેટલાયે રાજાઓ તેને ચરણે નમે છે. પૃથ્વી પોતે એના ગુણથી પીગળીને ધનધાન્ય દોહી રહી! એના સુભટો વીર હતા અને એને માટે પ્રાણ પણ આપી છૂટે તેવા હતા. એ બીજાની નીતિ જાણી લેતો અને પોતાની નીતિ ગુપ્ત રાખતો. કેવળ તેના ગુણથી એનો બોલ ભલભલા ભૂપાળ માથે ચડાવતા. એટલેથી તે અટકતો નથી. અર્થ અને કામ સાધી હવે તે સતત યજ્ઞો કરીને ધર્મ સાધવા મથી રહ્યો છે. આમ તે દુર્યોધન મટી સુયોધન થયો છે. હવે તે અજેય છે. છતાં આ બધું શેને માટે કરે છે? તેને ઊંડે ઊંડે યુધિષ્ઠિરનો ભય છે. વાતવાતમાં યુધિષ્ઠિરનું નામ સાંભળતાં તેને અર્જુનનું પરાક્રમ યાદ આવે છે અને તે નીચે મુખે બેસી રહે છે. તે યુધિષ્ઠિર તરફ કંઈક નવું કપટ કરવા માગે છે. આથી હવે વિલંબ ન કરતાં એને નિર્મૂળ કરવા પગલાં લેવા દૂત યુધિષ્ઠિરને કહે છે.

દૂતના ગયા પછી યુધિષ્ઠિર આ બધુ પોતાની પત્ની અને ભાઈઓને કહે છે. દ્રૌપદી આ સાંભળી ચિડાય છે. તે રાજાને બહુવિધ રીતે યુદ્ધ માટે તૈયાર કરવા ઉત્સાહ આપે છે. શત્રુઓનાં કરેલાં અપમાનોની તે યાદ દેવડાવે છે. પાંચ પાંડવોની કેવી ખરાબ દશા થઈ છે તે એ બતાવે છે અને છતાં પણ યુધિષ્ઠિરને ક્રોધ થતો નથી એમ તે મહેણું મારે છે. ધન લાવનારો અર્જુન આજ વલ્કલ લઈ આવે છે. મહારથી વૃકોદર આજ કંદમૂળ ઉપર જીવે છે અને પગપાળો ફરે છે. નકુળ સહદેવની જંગલી હાથી જેવી દશા થઈ છે યુધિષ્ઠિર પોતે આજે દર્ભ ઉપર સૂઈ રહે છે. બ્રાહ્મણોને આપતાં વધેલું અન્ન ખાઈ તંદુરસ્ત રહેતા યુધિષ્ઠિર આજ વનફળ ખાઈને કૃશ થઈ ગયા છે. રાજાઓના મસ્તકની માળાઓની રજથી રંગાતા તેમના પગ આજ કુશ ઘાસની

શબ્દપ્રયોગથી કાવ્યમાં આવતા વર્ણની કે ગણની શુદ્ધિ ખાસ જરૂરી નથી. देवता वाचकाः शब्दाः ये च भद्रादिवाचकाः । ते सर्वे नैव निन्द्याः स्युर्लिपितो गणतोऽपि वा। कर्तृकर्मणोः कृति ( पा. २–३–६५ ) [ કૃદંત (કૃત પ્રત્યયથી બનાવેલા શબ્દો ) સાથે ષષ્ઠી કર્તા કે કર્મના અર્થમાં વપરાય છે. ] એ નિયમ પ્રમાણે અહીં ષષ્ઠી થઈ.

कुरूणाम्–કુરુદેશના कुरु ક્ષત્રિયવંશનું નામ છે. तस्य निवासः ( पा. ४–२–६९ ) એ નિયમ પ્રમાણે अण् લાગે છે પણ जनपदे लुप् ( पा. ४–२–८१ ) પ્રમાણે તેનો લોપ થાય છે. દેશનું નામ હોવાથી તે બહુ વચનમાં છે. कुरूणां निवासः जनपदः कुरवः ।

अधिपस्य–अधिपातीति अधिपः–રાજા

पालनीम्–पाल्यते अनया इति–पालनी ताम् पालनीम् । જેનાથી રક્ષણ થાય છે તેવી. પાળતી. રક્ષતી

प्रजासु–પ્રજામાં. લોકોમાં. प्रजा એટલે સંતતી અર્થ પણ થાય. प्रजाः प्रजाः स्वा इव तन्त्रयित्वा...ई ( शाकु ) विषयाधिकरणे सप्तमी ।

वृत्तिं–वर्तते अनया इति वृत्ति–વ્યવહાર ताम् । वेदितुम्नुं કર્મ

अयुङ्क्त–युज् ( ૭ મો ગણ ) નું હ્ય. ભૂ. કા. ( लङ् ) ત્રી. પુ. એ વ. યુધિષ્ઠિર પોતે દુર્યોધનની નીતિ જાણવા માગતા હતા તેથી તેમણે વનેચરને નિયુક્ત કર્યો હતો

वेदितुम्–विद्+तुमुन् भावे विद् નું હેત્વર્થ કૃદંત જાણવા. ખરું જાણવાનું યુધિષ્ઠિરને છે પણ તે વનેચર દ્વારા. વનેચર માત્ર કાર્ય કરનાર અને નિમિત્ત રૂપ છે. તેણે પણ જાણવું જોઈએ છતા તે યુધિષ્ઠિરને જણાવવા પૂરતું જ એથી વધારે નહિ આમ ખરા કર્તા યુધિષ્ઠિર છે. આમ યુધિષ્ઠિર अयुङ्क्त અને वेदितुम् બંનેનો કર્તા છે

वर्णिलिङ्गी–બ્રહ્મચારીને વેશે. वर्णः = બ્રહ્મચર્ય. वर्णं अस्य अस्तीति वर्णी. જ્યારે બ્રહ્મચારી અર્થ થતો હોય ત્યારે वर्ण ને इति मत्वर्थीय

આવ્યા ત્યારે તેમણે દુર્યોધનની રાજનીતિ જાણવા એક દૂત મોકલ્યો આની પાછળ તેની કુતૂહલવૃત્તિ અને રાજ્યનીતિની કુનેહ—એમ બન્ને કારણો હતાં આ માણસ બ્રહ્મચારીને વેશે દુર્યોધનના રાજ્યમાં ફર્યો અને બધું જાણીને પાછો દ્વૈતવનમાં યુધિષ્ઠિર પાસે આવ્યો

મહાકાવ્યના નિયમ પ્રમાણે કોઈ પણ મહાકાવ્ય આશીર્વાદ, પ્રાર્થના કે વસ્તુનિર્દેશથી શરૂ થાય એવો અલંકારવેત્તાઓનો મત છે. आशीर्नमस्क्रियावस्तुनिर्देशो वापि तन्मुखम् ॥ અહીં વનવાસી યુધિષ્ઠિર પાસે આવે છે એ શબ્દો દ્વારા વસ્તુનિર્દેશથી કાવ્યનો આરંભ થાય છે આમ સંપ્રદાય જાળવી રાખવા અને પુસ્તકની કથા સાથે અવિચ્છેદ રહે તે માટે વસ્તુનિર્દેશથી જ કવિ કાવ્યની શરૂઆત કરે છે

નોંધ

श्रिय– શ્રી ( સ્ત્રી ) નુ ષ એ વ રાજ્યલક્ષ્મીનુ, આ શબ્દ પ્રયોગ બે વસ્તુ સૂચવે છે એક તો કોઈ પણ કાવ્યના આરંભમાં મંગળ શબ્દ હોય તો તે કાવ્ય નિર્વિઘ્ને સમાપ્ત થાય એમ મનાય છે આથી આ શબ્દ આ કાવ્યની अविघ्नपरिसमाप्ति સૂચવે છે।

સંસ્કૃતમા આઠ ગણ છે– ' ય મ ત ર જ ભ ન સ ' [ ' ય ' ગણ ' મ ' ગણ ઈત્યાદિ ] આ આઠ ગણમાંથી म, न, य, त અને भ મંગળ ગણાય છે જ્યારે ज, स અને र અમંગળ ગણાય છે

मस्तभजमा गणा ह्यष्टौ तेषु मनयतमा शुभा ।
जसतैजस्तभैयुक्त सोत्तरोर शुभप्रद ॥

આથી કોઈ પણ મહાકાવ્ય ज स અને र ગણથી શરૂ થવું ન જોઈએ પણ કિરાતાર્જુનીય ' જ ' ગણ [ श्रिय कु ] થી શરૂ થાય છે ઉપરાંત अ, आ, इ, ई ए ऐ, ओ औ, क, ख, ग, घ, च, छ, ज, ड, द, ध, न, प, य श, स, क्ष, આટલા અક્ષરો મંગળ છે જ્યારે બાકીના અમંગળ છે કિરાત જ ગણથી શરૂ થાય છે છતાં શ્રી શબ્દ પહેલો હોવાથી ગણની અશુદ્ધિ નડતી નથી આમ મલ્લિનાથ સમજાવે છે તેમ આ મંગળ

ઘણુંખરું अलुक् સમાસ થાય છે અને વિભક્તિ તેની તે રહે.] એ નિયમ પ્રમાણે સમાસ થયો. દા. ત., स्तम्बेरमः कर्णेजपः युधिष्ठिरः…૬

આ આખા સર્ગમાં છેલ્લા બે શ્લોક સિવાય વંશસ્થ છંદ છે. અહીં वने वनेचरः માં वने वने ફરી ફરી આવે છે તેથી वृत्त्यनुप्रास અલંકાર છે.

(૨) અન્વય कृतप्रणामस्य सपत्नेन जितां महीं महीभुजे निवेदयिष्यतः तस्य मनः न विव्यथे । हितैषिणः हि मृषा प्रियं प्रवक्तुम् न इच्छन्ति.

સમજૂતી—कृतप्रणामस्य तस्य मनः न विव्यथे —આ મુખ્ય વાક્ય છે. જેણે પ્રણામ કર્યાં છે તેવા તેનું મન વ્યથા પામ્યું નહિ શેમાં વ્યથા પામ્યું નહિ? महीभुजे निवेदयिष्यतः —રાજાને નિવેદન કરવામાં. શું નિવેદન કરવામાં? महीं सपत्नेन जितां निवेदयिष्यतः— શત્રુએ પૃથ્વી જીતી લીધી એમ નિવેદન કરવામાં તેનું મન વ્યથા પામ્યું નહિ. તેની પહેલી ફરજ રાજાને પ્રણામ કરવાની હતી. પ્રણામ કરી રહ્યા પછી તેણે તરત નિવેદન કર્યું કે દુર્યોધને સમગ્ર પૃથ્વી જીતી લીધી. જેણે હજી હમણાં સુધી સમગ્ર પૃથ્વીનું રાજ્ય ભોગવ્યું છે તેવા યુધિષ્ઠિરને આ સાંભળી કેટલું દુઃખ થશે એ વિચારે આ દૂત જરાકે દુઃખી થયો નહિ. તે જાણતો હતો કે આ વાતથી યુધિષ્ઠિરને દુઃખ થશે તો તેની વાત જણાવતાં દૂતને દુઃખ કેમ ન થયું? हितैषिणः मृषा प्रियं प्रवक्तुं न इच्छन्ति हि સાચો હિતેચ્છુ સાચી વાત બેધડક રીતે કહે છે. તે વિચારવા નથી બેસતો કે આથી સામાને ખરાબ લાગશે કે દુઃખ થશે. આથી રાજાને ખુશ કરવા જુઠ્ઠું બોલવાનો વિચાર સરખો આ દૂતને નથી આવતો. માણસને જ્યારે ઇચ્છા વિરુદ્ધ ખોટું બોલવું પડે ત્યારે તેને દુઃખ થાય. અહીં આ દૂતને તો મનમાં પણ એવું ખોટું કહેવાની ઇચ્છા નથી. તો પછી તેને દુઃખી થવાનો પ્રશ્ન જ ક્યાં છે?

લાગે છે. तस्य लिङ्ग=वर्णिलिङ्गम् (ष. तत्) वर्णिलिङ्गमस्यास्तीति वर्णिलिङ्गी। અહી મલ્લિનાથ वर्णिलिङ्गी वनेचर સાથે લે છે वर्णिलिङ्गी स वनेचर विदित समाययौ। પણ ખરેખર આ વેશ લેવાનું કારણ શું? લોકોથી છુપા રહેવા અને બધી ખબર મેળવવા માટે તે આ વેશ લે છે, તેથી स वनेचर वर्णिलिङ्गी भूत्वा विदित– એ 'નાથે' લીધેલી રચના વધારે સારી છે

विदित–विद् નું ક ભૂ કૃ પણ નપુંસક ભાવવાચક નામના અર્થમાં नपुंसके भावे क्त विदितमस्यास्तीति विदित विदित જ્ઞાન સાથે (જાણીને) આમ भावे क्त લેતાં विदित જ્ઞાન થાય. कर्मणि क्त લેતાં विदित = विदितवृत्तान्त થાય ક ભૂ કૃ કર્તરી અર્થમાં (कर्तरि क्त) લેતાં विदित = विदितवान् થાય विदित (कर्मणिक्त) તરીકે લેતાં 'યુધિષ્ઠિરથી ઓળખાયેલો (ज्ञात) એ અર્થ પણ થાય

समाययौ– सम + आ+या નું પરોક્ષ ભૂ કા (लिट्) ની પુ એ વ. પાઠ આવ્યો।

युधिष्ठिरम्–युधि स्थिर युधिष्ठिर (अलुक् स० तत्०) 'गवियुधिभ्यां स्थिर (पा ८–३–९५) પ્રમાણે स् નો ष થયો નો।

द्वैतवने–द्वौ शोकमोहौ इतौ गतौ अस्मात् इति द्वीतम्, द्वीतमेव द्वैतम्। द्वैतम् च तद्वन च (कर्म) (જુઓ નાથ) અથવા द्वे इते गते यस्मात् तद् द्वीतम्, द्वीतमेव द्वैतम्। तच्च तद्वन च (कर्म) જ્યાં શોક મોહ વગેરે દ્વન્દો જતાં રહ્યાં છે તેવું વન।

દ્વૈતવનમાં 3/-43

પહેલાં પાંડવો કામ્યક વનમાં ગયા હતા ત્યાંથી દ્વૈતવનમાં ગયા

वनेचर — वने चरति इति (अलुक् उपपद तत्०) तत्पुरुषे कृति बहुलम् (पा. ६–३–१४) [જ્યારે સપ્તમી વિભક્તિમાં નેહેતુ નામ ક્રિયાપદ ઉપરથી બનેલા શબ્દ સાથે સમાસથી જોડાય ત્યારે

शाकु०– अनुयास्यन् मुनितनयाम् ॥

विव्यथे–व्यथ् "વ્યથા પામવી"નું પરોક્ષ ભૂ. કા. (लिट्) ત્રી. પુ. એ. વ. हि. કારણકે. વાંચો અમરકોષ हिहेतावधारणे ।.

प्रवक्तुम्–प्र+वच्+तुमुन् प्र+वच् નું હેત્વર્થ કૃદંત. બોલવા

इच्छन्ति–इ ्. "ઇચ્છવું"નું વર્ત. કા. (लट्) ત્રી. પુ. બ. વ. मृषा–જુઠ્ઠું.

हितैषिणः–हित–હિત. हितमिच्छन्तीति (ઉપ. તત્૦) હિતેચ્છુઓ.

**મહીં મહીભુજે માં અનુપ્રાસ છે.** તથા 'न विव्यथे तस्य मनो' એ વિશેષ વાક્યનું પછીના नहि प्रियं......ઈ. સામાન્ય વાક્યથી સમર્થન થયુ છે. તેથી **અર્થાન્તરન્યાસ અલંકાર છે.**

(૩) અન્વય–द्विषां विघाताय विधातुम् इच्छतः भूभृतः अनुज्ञाम् अधिगम्य सः रहसि सौष्ठवौदार्यविशेषशालिनीं विनिश्चितार्थाम् इति वाचम् आददे ॥

સમજૂની–स रहसि वाचम् आददे–તેણે એકાન્તમાં કહ્યું.–આ મુખ્ય વાક્ય છે યુધિષ્ઠિરની અનુજ્ઞા સિવાય એકદમ એ કેવી રીતે કહી શકે? પણ એમ નહોતું. भूभृतः अनुज्ञां अधिगम्य स वाचम् आददे–રાજાની અનુજ્ઞા મેળવીને તેણે કહ્યું. પણ આવી રાજકીય બાબત બધાના દેખતાં તેણે કહી? ના. स रहसि वाचम् आददे–તેણે બધું એકાન્તમાં કહ્યું. સાધા રણતઃ રાજાઓ અનુજ્ઞા આપવામાં વિલંબ કરે. પરંતુ યુધિષ્ઠિર તેવા નહોતા. द्विषां विघाताय विधातुमिच्छतः भूभृतः–આ રાજા તો સમાચાર જાણવા પોતે જ ઉત્સુક હતા. કારણ તેમના શત્રુઓને ઉખેડી નાખવા માટે તે સત્વર પગલાં લેવા ઇચ્છતા હતા. આ બધું આ દૂતના સમાચાર ઉપર અવલંબતું હોવાથી યુધિષ્ઠિર પોતે જ ઉત્સુક હતા. દૂત જે કંઈ કહે તેમાં ખૂબ હુંશિયારીની જરૂર હોય. આ દૂતની હકીકત પણ એવી હતી. सौष्ठवौदार्यविशेषशालिनीं वाचम् आददे–આ વાણી પણ સુંદર શબ્દો અને વિચારવાળી હતી. છતાં પણ અહીં ખાસ કરીને તો સમાચાર

સાધારણ રીતે રાજાઓ ખુશામત પ્રિય હોય છે. તેથી દુર્યોધન પ્રજાને આમ કનડે છે અને જુલ્મ ગુજારે છે વગેરે જુઠું બોલી તેણે યુધિષ્ઠિરને ખુશ કર્યા હોત. પણ તે હિતેચ્છુ હોવાથી સત્ય કહે છે.

દૂત બધી તપાસ કરીને યુધિષ્ઠિર પાસે આવ્યો. દુર્યોધને પૃથ્વી છતી લીધી છે એવા સમાચાર આપવાથી યુધિષ્ઠિરને દુઃખ થશે એમ તે જાણે છે. છતાં તે સમાચાર તે આપે છે કારણ તે એનો સાચો હિતેચ્છુ હતો. सुलमाः पुरुषाः राजन् सततं प्रियवादिनः अप्रियस्यापि पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः એક દૂત તરીકેની તેની ફરજ છે કે તેણે આ સમાચાર યુધિષ્ઠિરને કહેવા. કારણ એમ કરવાથી તેને શું પગલાં લેવાં વગેરે યોજના ઘડવાનો સમય રહે. સત્ય કહેવું એ દૂતની ફરજ છે એમ નીતિવાક્યામૃતમાંથી મલ્લિનાથ પણ ટાંકે છે. : अलौल्यम् अमान्द्यम् अमृषाभाषित्वम् अभ्यूहकत्वम् चेति चारगुणाः इति नीतिवाक्यामृते।

નોંધ

कृत०—कृ નું ક. ભૂ. કૃ. कृत। प्र+नम्+घञ् भावे=प्रणामः। कृतः प्रणामः येन सः (बहु०) तस्य જેણે પ્રણામ કર્યાં છે તે.

महीभुजे—महीं भुनक्ति इति (उपपद् तत्०) महीभुज् રાજા. અહીં યુધિષ્ઠિર.

जिताम्—जि+क्त कर्मणि स्त्रियाम्=जिता जि નું ક. ભૂ. કૃ. સ્ત્રીલિંગ जिता), ताम्=જીતેલી·

सपत्नेन—सपत्न—શત્રુ વાંચો અમરસાર ૨૫૭—रिपौ वैरिसपत्नारिद्विषद्द्वेषणदुर्हृदः॥

निवेदयिष्यतः—(હમણાં) નિવેદન કરતા· नि+विद् નું પ્રેરક ભવિષ્ય કૃદંત નું પુ. ષષ્ઠી એ. વ કોઈ વ્યક્તિ અથવા વસ્તુ ધાતુમાં બતાવેલું કામ હમણાં કરશે અથવા તે સ્થિતિમાંથી હમણાં પસાર થશે એવો અર્થ ભવિષ્ય કૃદંત બતાવે છે. વાંચો—रघु० करिष्यमाणः सशरं शरासनम्।

હેત્વર્થ કૃદંતનો અર્થ બતાવવા માટે ચતુર્થી વિભક્તિ વપરાય છે] એ નિયમ પ્રમાણે ચતુર્થી થઈ. મલ્લિનાથ તાદર્થ્યે ચતુર્થી પણ સૂચવે છે. પણ રાય કહે છે કે અહીં तुमर्थाच्च એ ખાસ નિયમ લાગુ પડતો હોવાથી તાદર્થ્યે ચતુર્થીનો સામાન્ય નિયમ ન લેવો જોઈએ.

विधातुम्–યોજના ઘડવા वि+धा નું હેત્વર્થ કૃદંત.

इच्छतः–इष् નું વ. કૃ इच्छत् નું પુ. ષ. એ. વ. ઇચ્છતા.

रहसि–એકાન્તમાં મલ્લિનાથ रहसि ને अनुज्ञाम् अधिगम्य સાથે લે છે. એટલે કે એકાન્તમાં આજ્ઞા મેળવીને પણ એનો શો અર્થ? ખરી રીતે જે વાત કહેવાની છે તે એકાન્તમાં કહેવી જોઈએ તેથી रहसि वाचम् आददे એમ આપણે લઈશું. ઉપરાંત શ્લોક ૨૬માં યુધિષ્ઠિર આ વાત ભીમ અને દ્રૌપદીને કહે છે તે બતાવે છે કે દૂતે આ બધુ યુધિષ્ઠિરને એકાન્તમાં જ કહ્યું હશે.

अनुज्ञा–રજા

अधिगम्य–अधि+गम् નું સં. ભૂ. કૃદંત. મેળવીને.

भूभृतः–सुप् विभक्तीनि–भूभृत्–રાજા तस्य. भूभृत् નું ષ. એ. વ. અથવા રાય સૂચવે છે તેમ अपादाने पंचमी–सः अनुज्ञां भूभृतः अधिगम्य –રાજાની પાસેથી અનુજ્ઞા મેળવીને.

सौष्ठवौ०–सुष्ठु तस्य भावः सौष्ठवम्, उदारस्य भावः औदार्य. सौष्ठव च औदार्यं च सौष्ठवौदार्ये (द्वन्द्व) तयोः विशेषः तेन शालते ताम् સુંદર ભાષા (સૌષ્ઠવ) અને ગૂઢ અર્થથી ઔદાર્ય શોભતી.

विनिश्चितार्थाम्–विशेषेण निश्चितः विनिश्चित (प्रादितत्०) विनिश्चितः अर्थः यस्याः सा (बहु०) ताम्। અર્થ એટલે રજુ કરવાની બાબત. જેમાં વસ્તુ ખાતરીપૂર્વકની છે તેવી જો અર્થ એટલે સાધારણ અર્થ લઈએ તો તે પુનરુક્તિ થાય કારણ ઔદાર્યમાં અર્થસંપત્તિ આવી ગઈ

કેટના સાચા છે તે જ જોવાનું અદી આ દૂતે પણ બને એટલી સત્ય હકીકત રજૂ કરી છે વિનિશ્ચિતાર્થાં સાચમ્ આદદે-પોતાને મળી એટલી હકીકત તેણે કાળજીથી ભેગી કરીને યુધિષ્ઠિર પાસે રજૂ કરી

યુધિષ્ઠિર ક્ષત્રિય હતા. તે દુશ્મનને ક્ષમા કરે એમ નહોતા. આથી જ રાજા યુધિષ્ઠિર પણ દુશ્મનો ઉપર વેર વાળવા બીજા ભાઈઓ જેટલા જ અધીરા થઈ ગયા હતા માત્ર ફેર એટલો હતો કે તે ઉતાવળા નહોતા. પૂરી તપાસ કરીને તે પગલુ ભરતા તેથી તેમને હતુ કે ક્યારે પોતો દૂત સમાચાર આપે, અને એ પોતે દુશ્મનો સામે ક્યાં પગલાં કેમ લેવાં તે નક્કી કરે એ હકીકતમાં સુંદર ભાષા (સૌષ્ઠવ) હતી અને તે શબ્દો ગૂઢ અર્થવાળા (ઔદાર્ય) હતા અને ઉપરાંત એ સમાચાર સત્ય હકીકત ઉપર ( વિનિશ્ચિતાર્થા ) અપાયા હતા

કોઈક કહેશે કે રાજા જેવા રાજાને આવુ દુઃખ થાય તેવુ ન કહેલુ જોઈએ. પણ જો રાજાની અનુમતિ હોય તો કહેવામાં કઇ બાધ નહિ એમ વિચારી તે કહે છે

વાંચો—पृष्ट प्रियहित मूयान्न ब्रूयादहित प्रियम् ।

अप्रिय वा हितो मूयाच्छुण्वतोऽनुमतो मित्र ।

✓ અહી સૌષ્ઠવૌદાર્ય૰. ...મા ભા વિના અર્થગૌરવની ઝાંખી થાય છે કોઇ પણ ઉક્તિ કેવી હોવી જોઈએ તેનુ અહી સૂચન છે સૌષ્ઠવ એટલે શબ્દસંપત્-શબ્દ સંપત્તિવાળી અને ઔદાર્ય એટલે અર્થસંપત્-અર્થ સંપત્તિવાળી પોતાની શૈલી અને ઉક્તિ પણ આવી સુદર ભાષા અને ઉદાત્ત ભાવવાળી છે એમ ભારવિ અહી સૂચવે છે.

નોંધ

द्विषाम्—द्विषन्ति इति द्विष् શત્રુ૰ द्विषनु ષષ્ઠી બ વ. શત્રુઓના

विघाताय—વિનાશ માટે वि+हन्+घञ भावे=विघात—तुमर्थाच्च भाववचनात् [ ધાતુ ઉપરથી બનાવેલા ભાવવાચક નામની તે જ ધાતુના

છતાં તે એક હકીકત હોવાથી તેની ફરજ છે કે તે ન ગમે તો યે તેણે તે કહેવી. આથી તે પહેલેથી જ યુધિષ્ઠિરની ક્ષમા માગી લે છે.

દૂત પોતે છે બહુ હુંશિયાર. તે કોઈ અવિવેકી કે જંગલી નથી. એ પણ સફાઈબંધ માણસ છે અને કુશળ છે. રાજ્યની નીતિ તે જાણે છે. આથી તે પહેલાં રાજાની ક્ષમા માગીને જ આગળ વાત કરે છે. તે એને ગમે કે ન ગમે પણ એમાં જ એનું હિત છે એમ દૂત સમજે છે. ઉત્તમ ગુણકારી દવા ઘણી વખત કડવી હોય છે અથવા ભાવે તેવી ન હોય. છતાં તે ગુણકારી હોવાથી વૈદ્યો તે ઔષધ આપે છે જ. તેવી રીતે કડવું તો યે પોતે હિતકારક જ કહેશે.

सुलभाः पुरुषाः राजन् सततं प्रियवादिनः ।
अप्रियस्यापि पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ॥
यस्तु धर्मपरश्च स्याद्धित्वा भर्तुः प्रियाप्रिये ।
अप्रियाण्याह तथ्यानि तेन राजा सहायवान् ॥

નોંધ

क्रिया—કાર્ય. तासु । आधिकरणे सप्तमी. ।

युक्तः—युज् તુ ક. ભૂ. કૃ. युक्तनुं પુ. તૃ. બ. વ. युक्तैः—નીમાયેલાઓએ. અનુજીવીઓએ.

नृप—हे नृप ! नॄन् पाति इति नृपः ( उप० तत्० )

S.P चारचक्षुषः —चरन्तीति चराः । चराः एव इति चाराः । चाराः चक्षूंसि येषां ते । (बहु०) ચાર (દૂત) જેમની આંખ છે તે. રાજાઓ દૂત મારફત રાજ્યની ખબર રાખે છે. મલ્લિનાથ નીચેનું વાક્ય ટાંકે છે—गावः पश्यन्ति गन्धेन वेदैः पश्यन्ति पण्डिताः । चारैः पश्यन्ति राजानः चक्षुर्भ्यामितरे जनाः ॥

સરખાવો—तर्केङ्गितज्ञः स्मृतिमान् मृदुर्लघुपरिचयः । क्लेशायासहो दक्षश्चरः स्यात्प्रतिपत्तिमान् । तपस्विलिङ्गिनौ धूर्ताः पण्यदिल्पोपजी-

इति–આવી નીચેના શ્લોકમાં કહી છે તેવી. आददे–आ+दानुं પરોક્ષ ભૂ. કાળ (लिट्) ત્રી પુ એ. વ वाचम् आददे–વાણી બોલ્યો. અહીં પણ व નો અનુપ્રાસ છે.

(૪) અન્વય—हे नृप चारचक्षुष प्रभव किशासु युक्ते अनुजीविभिः न वञ्चनीया । अतः साधु असाधु वा क्षन्तुम् अर्हसि । हितं मनोहारि च वचः दुर्लभम् ।

સમજૂતી–हे नृप अनुजीविभिः प्रभवः न वञ्चनीया આ મુખ્ય વાક્ય છે. હે રાજા ! આશ્રિતોએ સ્વામીને છેતરવા જોઈએ નહિ આ તો એક સાધારણ નિયમ થયો પરંતુ અહીં તો સ્વામી કેવા છે ? चारचक्षुष તેઓ પોતે દૂત મારફત પોતાની આજુબાજુ શું બને છે તે જુએ છે આવા દૂત જ તેમને છેતરે તો સ્વામી ખોટી ભ્રમણામાં રહે જ. વળી આ ઉપજીવીઓ કેવા છે ? कियासु युक्तं રાજાએ આ દૂતને ખાસ કામ માટે નિયુક્ત કરેલા હોય છે કે જેથી તેમને સાચી બાતમી મળતી રહે. આવા નિયુક્તોએ તો રાજાને ખાસ ન છેતરવા જોઈએ પણ આ બધું કહેવાનો શો અર્થ ? अतः असाधु साधु वा क्षन्तुमर्हसि । દૂત કહે છે પોતે પણ રાજા વડે ખાસ નિયુક્ત થયો છે કે જેથી દુશ્મનની સાચી હીલચાલ જાણી શકાય અને તે મુજબ પગલાં લઈ શકાય આથી તે પોતે યુધિષ્ઠિરને ખોટું કહીને કદી છેતરી ન શકે આથી ઉપરનો પ્રસ્તાવ કરી દૂત કહે છે તમને ગમે કે ન ગમે પણ હું જે કહું છું તે સત્ય છે અને તેથી આપે તે ક્ષમ્ય ગણવું કારણ ? हितं मनोहारि च वचः दुर्लभम्–કારણ પ્રિય લાગે તેવું સત્ય વચન દુર્લભ છે.

રાજા પોતે જાતે રાજ્યની ખબર રાખી શકે નહિ. તેથી તે દૂત મારફત બધી હકીકત જાણે છે અથવા રાજા અને રાજ્યના હિત ખાતર તેવા નિયુક્ત થયેલા દૂતોએ સત્ય હકીકત જ કહેવી પડે પેલો વનેચર જાણતો હતો કે તે જે કહેવાનો છે તે યુધિષ્ઠિરને નહિ ગમે.

છતાં તે એક હકીકત હોવાથી તેની ફરજ છે કે તે ન ગમે તો પણ તેણે તે કહેવી. આથી તે પહેલેથી જ યુધિષ્ઠિરની ક્ષમા માગી લે છે

દૂત પોતે છે બહુ હુશિયાર તે કોઈ અવિવેકી કે જંગલી નથી. એ પણ સફાઈબંધ માણસ છે અને કુશળ છે રાજ્યની નીતિ તે જાણે છે આથી તે પહેલાં રાજાની ક્ષમા માગીને જ આગળ વાત કરે છે તે એને ગમે કે ન ગમે પણ એમાં જ એનું હિત છે એમ દૂત સમજે છે ઉત્તમ ગુણકારી દવા ઘણી વખત કડવી હોય છે અથવા ભાવે તેવી ન હોય છતાં તે ગુણકારી હોવાથી વૈદ્યો તે ઔષધ આપે છે જ તેવી રીતે કડવું તો યે પોતે હિતકારક જ કહેશે

> सुलभा पुरुषा राजन् सततं प्रियवादिनः ।
> अप्रियस्यापि पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ॥
> यस्तु धर्मपरश्च स्याद्धित्वा भर्तुः प्रियाप्रिये ।
> अप्रियाण्याह तथ्यानि तेन राजा सहायवान् ॥

નોંધ

क्रिया–કાર્ય. तासु । आधकरणे सप्तमी ।

युक्त –युज् નું ક. ભૂ. કૃ. युक्तनुं પું. ત્રૃ. બ. વ. युक्तै–નીમાએ લાએલે અનુજીવીએએ

नृप–हे नृप ! नॄन् पाति इति नृप (उप० तत्०)

चारचक्षुषः –चरन्तीति चराः । चरा एव इति चाराः । चाराः चक्षूंसि येषां ते । (बहु०) ચાર (દૂત) જેમની આંખ છે તે રાજાઓ દૂત મારફત રાજ્યની ખબર રાખે છે મલ્લિનાથ નીચેનું વાક્ય ટાંકે છે–गावः पश्यन्ति गन्धेन वेदैः पश्यन्ति पण्डिताः । चारैः पश्यन्ति राजानः चक्षुर्भ्यामितरे जनाः ॥

સરખાવો—तर्केङ्गितज्ञः स्मृतिमान् मृदुर्लब्धपरिचयः । क्लेशायाससहो दक्षश्चरः स्यात्प्रतिपत्तिमान् । तपस्विलिङ्गिनौ धूर्तौ पण्यशिल्पोपजी-

त्रिका । चराचरेषु परित जानन्तो जगतां मतम् । निर्गच्छेयुर्विशेयुश्च सर्ववार्ताविदोऽन्वहम् । चरा सकाशान्त्पश्चेद्रचक्षुर्दूरहर्दं हि ते ॥ सूक्ष्म सूत्र प्रचारेण पश्येद्विविधचेष्टितम् स्वपन्नपि हि जागर्ति चारचक्षुर्महीपति ।

દૂતો પૃથ્વીના ભૂપાળની આંખો છે તે દ્વારા પોતાના અને બીજાના રાષ્ટ્રમાં શું થાય છે તેની રાજા ખબર રાખે છે હિતોપદેશમાં પણ તેમ કહ્યું છે—

भवेत् स्वपरराष्ट्राणां कार्याकार्यावलोकने ।
चारश्चक्षुर्महीभर्तुर्यस्य नास्त्यन्ध एव सः ॥

રામાયણમાં પણ એવું જ કહ્યું છે,

यस्मात् पश्यन्ति दूरस्था सर्वान् अर्थान् नराधिपाः ।
चारेण तस्माद् उच्यन्ते राजानश्चारचक्षुषः ॥

દૂત જો જરાક પણ ભૂલ કરે તો રાજાની પોતાની આપત્તે જ ઉત્પન્ન થાય છે અને તેથી તે પગલે પગલે પડે તેવો સંભવ છે વાચો વિષ્ણુસ્મૃતિ—

स्वराष्ट्रपरराष्ट्रयोश्च चारचक्षु स्यात् ।

નોંધો-कामन्दकीय नीतिसार-सूक्ष्मसूत्रप्रचारेण पश्यद् वैरिविचेष्टितम् स्वपन्नपि हि जागर्ति चारचक्षुर्महीपतिः । નોંધો-शिशु० २-८२ बुद्धिशस्त्रः प्रकृत्यङ्ग घनसंवृति कञ्चुकः । चारेक्षणोदूतमुख पुरुष कोऽपि पार्थिव ।

न वञ्चनीया – છેતરાવા જોઈએ નહિ

प्रभव –प्रभवन्तीति प्रभव –સ્વામી ગૈ

अनुजीविभि–अनुजीवितु शील एषामिति, अनुजीविन । અનુજીવીઓ.

વડે

अत –તેથી अस्मात् हेतो ।

अर्हसि–अर्ह् नु व काळ (लट्) बी पु એ વ (બમને ધ) છે

क्षन्तुम्-क्षमा કરવી.

असाधु-साधु-गमे तेवुं न साधु असाधु ( नञ् तत्० )

हितम्-हितકારક.

मनोहारि-मनो हर्तुं शीलमस्य इति मनोहारि । મનહર.

दुर्लभम्-दु खेन लभ्यते इति (उप० तत्०)

अतोऽर्हसि ..ઈ વિશેષ વાક્યનું हितमनोहारि...ઈ સામાન્ય વાક્ય દ્વારા સમર્થન થયું હોવાથી અર્થાન્તરન્યાસ અલંકાર છે

(૫) અન્વય—यः अधिपं साधु न शास्ति, स किंसखा, य हितात् न सग्णुते स किंप्रभु । (हि) नृपेषु अमात्येषु च सदानुकूलेषु (सत्सु) सर्वसंपदः रतिं कुर्वते ।

સમજૂતી—यः अधिप साधु न शास्ति, सः किंसखा । જે શેઠને સારુ કહેતો નથી તે ખરાબ સલાહકાર છે. આ મુખ્ય વાક્ય છે. यः हितात् न सग्णुते स किंप्रभुः । પણ કેટલીક વખત શેઠ આવા હિતેચ્છુની વાત લક્ષમાં લેતો નથી. अनुकूलेषु नृपेषु अमात्येषु च सर्व सम्पद' सदा रतिं कुर्वते हि । જ્યાં રાજા અને તેના મંત્રીઓ એક બીજાનું સાંભળીને એક બીજાને અનુકુળ થઈને રહે ત્યાં બધી સંપત્તિ આવે છે. ઘર વચ્ચે ભાગ પાડવાથી તે પડે છે જ.

દૂત કહે છે કે જ્યાં નોકર ગોડથી કઈ છુપાવે અને ગોડ નોકરની સલાહ ન માને ત્યાં પરિણામ સારૂ આવતું નથી. જે રાજ્યમાં રાજા અને તેના અનુજીવીઓ એકમોનુ સાંભળીને સલાહસંપથી રહે છે ત્યાં તે રાજ્યમાં બધી સમૃદ્ધિ દરેક ક્ષેત્રે પ્રર્વતે છે. તેથી વનેચર કહે છે કે તેની નોકર તરીકેની ફરજ છે કે તેણે યુધિષ્ઠિરને સઘળી પરિસ્થિતિથી વાકેફ કરવા અને યુધિષ્ઠિરની શેઠ તરીકેની ફરજ છે કે તેણે તેના જેવા હિતેચ્છુ અનુચરની સલાહ માનવી. સાચો નોકર શેઠના કોપની કે કૃપાની પરવા કરતો નથી. અને સાચી હકીકત જ કહે છે. વળી—

अमात्यानां नरेन्द्राणां अन्योन्यहृदये समे । आयाताः सम्पदः सर्वाः वैपरीत्ये पराङ्मुखाः । हितो०–अप्रियस्य च पथ्यस्य परिणामः सुखावहः । वक्ता श्रोता च यत्रास्ति रमन्ते तत्र सम्पदः ।

किंसखा—कुत्सितः सखा किंसखा, ( कर्म० ) ( नित्य तत्० ) ખરાબ મિત્ર અહીં किं सखा શું મિત્ર છે! किं प्रभु–શું સ્વામી છે! એમ અર્થ પણ મલ્લિનાથ સૂચવે છે. એ રીતે લેતાં બીજી લીટીમાં અર્થાન્તરન્યાસ અલંકાર થાય.

साधु—સારી હિતકર.

शास्ति—शास् ( શિખામણ આપવી ) ( બી. ગણ ) વ. કા. ( लट् ) ત્રી. પુ. એ. વ.

अधिपम्—अधिपातीति अधिपः ।

हितात्—धातुं ક. ભૂ. કૃ. પણ ભાવવાચક નામના અર્થમાં नपुंसके भावे क्तः । हितम् अस्यास्तीति हित–જેની પાસે સારી સલાહ છે તે–અર્થાત્ આપ્તજન.

सम्शृणुते–सं + श्रु ( સાંભળવું )નું વ. કાં. ( लट् ) ત્રી. પુ. એ. વ.

किंप्रभुः–कुत्सितः प्रभु. ( कर्म ) ખરાબ સ્વામી.

अनुकूलेषु—कूलं अनुगताः ( प्रादि० तत्० ) અનુકુળ.

कुर्वते—कृनुं પ. કા. ( लट् ) ત્રી પુ. બ. વ. કરે છે.

रतिम्—હેત–સ્નેહ " रतिः कन्दर्पभार्यायां सुरतोत्सवयोरपि । रागेऽपि परमप्रीतौ "

अमात्येषु— अमा सहभवाः इति अमा + त्यप्=अमात्याः । तेषु । મંત્રીઓ.

नृपेषु अमात्येषु—ઈ. માં અહીં સતિસપ્તમી છે.

सर्वसम्पदः—सर्वाः सम्पदः सर्वसम्पदः સઘળી સંપત્તિ. રાય અહીં સારું 'ભાગ્ય' અર્થ લે છે सम्पद्यन्ते इति सम्पदः

(૬) અન્વય—निसर्गदुर्बोध भूपतिनां चरितं क्व, अबोधविक्लवाः जन्तवः क्व? (तथापि) यद् मया विद्विषाम् निगूढतत्वं नयवर्त्म अवेदि अयं तव अनुभावः ॥ ...

સમજૂતી—अयं तवमनुभावः—આ તમારો જ પ્રતાપ છે—કયો? यत् विद्विषां निगूढतत्व नयवर्त्म मया अवेदि કે મેં શત્રુઓની નીતિ જાણી. કારણ? भूपतिनां चरितं क्व! जन्तवः क्व! ક્યાં મોટા રાજાઓનું ચરિત્ર? અને ક્યાં મારા જેવા ક્ષુદ્રજનો? એમ કેમ વારૂ?

चरितम् निसर्गदुर्बोध, जन्तवः अबोधविक्लवा—રાજાઓનું ચરિત્ર સ્વભાવથી જ અકળ હોય છે જ્યારે મારા જેવા ક્ષુદ્રજન્તુઓ બુદ્ધિ ન હોવાથી અસહાય હોય છે.

થોડા જ માસના તેના રાજ્યના નિવાસથી દૂત હુશિયાર રાજપુરુષ થઈ ગયો છે તે રાજાની કેવી ખુશામત કરે છે!

આગળના શ્લોકમાં દૂત બોલ્યો તેમાં દૂતને અને રાજાને સરખી અગત્ય અપાઈ છે. દૂતને લાગે છે કે એ એનું પોતાનુ અભિમાન વ્યક્ત કરે છે એટલે આ શ્લોકમા તે રાજાની મહત્તા વધારે છે અને કહે છે કે પોતે જે કાર્ય સાધી આવ્યો તે રાજાને જ પ્રતાપે બાકી એ પોતે તો બુદ્ધિહીન છે રાજાની પરરાષ્ટ્રનીતિ જાણવી એ સાધારણ માણસ માટે અશક્ય છે. દૂત બહુ હુશિયાર છે. તે દુર્યોધનની નીતિ જાણી આવ્યો છે પણ તેનો યશ આપે છે યુધિષ્ઠિરને

મલ્લિનાથ આ રસ્સ રીતે સમજાવે છે હજી હમણાં જ દૂતે કહ્યું કે પોતે સાચી હકીકત જાણી આવ્યો છે અને તે યુધિષ્ઠિરે સાંભળવી પડશે નહિ તો તે સારો સ્વામી ન કહેવાય વળી તેને કહેવી પણ પડે નહિ તો તે સારો નોકર ન કહેવાય આમ આ દોષ નિવારવા ધારોકે યુધિષ્ઠિર તેની વાત સાંભળે પણ તે સાચી જ છે એમ શી ખાતરી ? ને ખાલી દેખાવ ઉપરથી છેતરાયો કેમ ન હોય ? આવી શંકા યુધિષ્ઠિરને ન થાય માટે દૂત આ શ્લોકમાં કહે છે કે, હું તો બહુ અલ્પ મનુષ્ય છું મારી સાધારણ બુદ્ધિ સાથે તમારો પોતાનો પ્રતાપ ભળવાથી જ શત્રુની નીતિ હું સગાવર પામી શક્યો છું આમ તમારા પ્રતાપે જોયેલી હકીકત સત્ય હોય જ એ કહેવાનો આ શ્લોકનો આશય છે

दोषपरिहारौ सम्यग् ज्ञात्वैव विज्ञापयामि ।
न तु वृथा कर्णकठोर प्रलपामि इत्यय

નોંધ

निसर्ग०— निसृज्यते इति नि + सृज + घञ् भावे निसर्ग

दु खेन बुध्यते इति दुर्बोधम् ।

निसर्गेन दुर्बोधम ( तृ० तत्० ) સ્વભાવથી અકળ अबोध० बुध + घञ् करणे बोध । न बोध अबोध (नञ तत्०) સમાસમાં નઞ્‌ના પાંચ અર્થ થાય तत् सादृश्यमभावश्च तदन्यत्व तदल्पता । अप्राशस्त्य विरोधश्च नञर्था षट् प्रकीर्तिता तत् सादृश्य સરખાપણું દા. ત. अब्राह्मण, अभाव–અભાવ દા. ત. अशक्ति, तदन्यत्व–એ સિવાય તું એમ બતાવવા દા. ત. अविद्वान । तदल्पता–ઓછપ દા. ત. अदोष अप्राशस्त्य–હલકાપણું દા. ત. अपण्डित, विरोध–विरोध દા. ત. असुर ।

अबोध० विक्लव —विगत क्लव यस्य स विक्लव —( बहु० ) બળ વગરનો अबोधेन विक्लवा ( तृ तत् ) અજ્ઞાનથી બળવગરના

भूपतीनाम्—पातीति पतिः । भुवः पतयः भूपतयः (ष. तत्०) तेषाम् ।—રાજાઓનું

क चरितम् क जन्तवः ? એ क એ ઉક્તિની વિષમતા બતાવે છે. રાજાનું ચરિત્ર અને ક્ષુદ્ર જન્તુઓ બંને સાથે આવી જ ન શકે. नोभयस सङ्घटते इत्यर्थः અહીં વિષમ અલંકાર છે. વાંચો क सूर्यप्रभवो वंशः क चाल्पविषया मतिः ॥

मेघ०—धूमज्योतिःसलिलमरुतां संनिपातः क मेघः ? सदेशार्थाः कपटुकरणैः प्राणिभिः प्रापणीयाः ।

अनुभावः—भू + घञ् भावे = भावः । अनुगतः भावः अनुभावः (प्रादि तत्०) અહીં अनु + भू + घञ् न थई शके कारण श्रि, नी अने भू धातु उपसर्ग न होय त्यारे ज घञ् ले छे.—श्रिणीभुवोऽनुपसर्गे—

अयम्—આ

अवेदि—विद नु कर्मणि अद्यतन भूतकाळ (लुङ्) त्री. पु એ. વ જાણ્યું.

विद्विषाम्—विशेषेण द्विष विद्विष्—शत्रु. નું પુ. ષ બ. વ.

निगूढतत्त्वम्—नि + गुह् नु क. भू. कृ. निगूढ; निगूढं तत्त्वं यस्य तत् (बहु०) निगूढतत्त्वम् જેનુ તત્ત્વ સુરક્ષિત છે તેવું.

नयवर्त्म—नीयते अनेन इति नय । नयस्य वर्त्म नयवर्त्म (ष. तत्०) નીતિના ૭ રસ્તા કહ્યા છે षाड्गुण्यः प्रयोग—संधि, विग्रह, यान, आसन, द्वैधीभाव, आश्रय—

संधि—સંધિ કરવી તે. विग्रह—લડાઈ કરવી. यान.—લડાઈ માટે પ્રયાણ કરવું તે. संश्रय (आश्रय) સંધિ કરવી તે. आसन— (तकनी રાહ જોઈ) બેસી રહેવું. द्वैधीभावः—બેવડી નીતિ અખત્યાર કરવી તે. संधिविग्रहयानानि संस्थाप्यासनमेव च । द्वैधीभावश्च विज्ञेया षड्गुणाः नीतिवेदिनाम् ॥ વાંચો કૌટિલ્યનું અર્થશાસ્ત્ર- षाड्गुण्यस्य प्रकृतिमण्डल

મલ્લિનાથ આ સરસ રીતે સમજાવે છે. હજી હમણાં જ દૂતે કહ્યું કે પોતે સાચી હકીકત જાણી આવ્યો છે. અને તે યુધિષ્ઠિરે સાંભળવી પડશે નહિ તો તે સારો સ્વામી ન કહેવાય વળી તેને કહેવી પણ પડે નહિ તો તે સારો નોકર ન કહેવાય. આમ આ દોષ નિવારવા ધારોકે યુધિષ્ઠિર તેની વાત સાંભળે પણ તે સાચી જ છે એમ શી ખાતરી? તે ખાલી દેખાવ ઉપરથી છેતરાયો કેમ ન હોય? આવી શંકા યુધિષ્ઠિરને ન જાય માટે દૂત આ શ્લોકમાં કહે છે કે, હું તો બહુ અલ્પ મનુષ્ય છુ. મારી સાધારણ બુદ્ધિ સાથે તમારો પોતાનો પ્રતાપ ભળવાથી જ શત્રુની નીતિ હું બરાબર પામી શક્યો છું. આમ તમારા પ્રતાપે જોયેલી હકીકત સત્ય હોય જ એ કહેવાનો આ શ્લોકનો આશય છે

दोषपरिहारौ सम्यग् ज्ञात्वैव विज्ञापयामि ।
न तु वृथा कर्णकठोरं प्रलपामि इत्यर्थः

નોંધ

निसर्ग०– निसृज्यते इति नि + सृज + घञ् भावे निसर्गः

दुःखेन बुध्यते इति दुर्बोधम् ।

निसर्गेन दुर्बोधम ( तृ० तत्० ) સ્વભાવથી અઘરા अबोध० बुध + घञ् करणे बोधः । न बोधः अबोधः (नञ् तत्०) સમાસમાં નઞ્‌ના પાંચ અર્થ થાય तत् सादृश्यमभावश्च तदन्यत्वं तदल्पता । अप्राशस्त्यं विरोधश्च नञर्थाः षट् प्रकीर्तिताः तत् सादृश्य સરખાપણું દા. ત. अब्राह्मण; अभाव–અભાવ દા. ત. अशक्ति; तदन्यत्व–એ સિવાયનું. એમ બતાવના દા. ત. अविद्वान । तदल्पता–ઓછપ દા. ત. अदोष अप्राशस्त्य–હલકાપણું દા. ત. अपण्डित, विरोध–વિરોધ દા. ત. असुर ।

अबोध० विक्लव–विगत कलवः यस्य सः विक्लवः–( बहु० ) બળ વગરનો. अबोधेन विक्लवा ( तृ. तत्. ) અજ્ઞાનથી બળવગરના.

भूपतीनाम्—पातीति पतिः । भुवः पतयः भूपतयः (ष. तत्०) तेषाम् ।—રાજાઓનું

क्व चरितम् क्व जन्तवः ? એ क्व એ ઉક્તિની વિષમતા બતાવે છે. રાજાનું ચરિત્ર અને ક્ષુદ્ર જન્તુઓ બંને સાથે આવી જ ન શકે. नोभयस सङ्घटते इत्यर्थः અહીં વિષમ અલંકાર છે. વાંચો क्व सूर्यप्रभवो वंशः क्व चाल्पविषया मतिः ॥

मेघ०—धूमज्योतिः-सलिलमरुतां सन्निपातः क्व मेघः ? सदेशार्थाः कपटुकरणैः प्राणिभिः प्रापणीयाः ।

अनुभाव—भू + घञ् भावे = भावः । अनुगतः भावः अनुभावः (प्रादि तत्०) અહીં अनु + भू + घञ् ન થઈ શકે કારણ શ્રિ, ની અને भू ધાતુ ઉપસર્ગ ન હોય ત્યારે જ घञ् લે છે.–श्रिणीभुवोऽनुपसर्गे–

अयम्—આ

अवेदि—विद् ૨ કર્મણિ અદ્યતન ભૂતકાળ (लुङ्) ત્રી. પુ. એ. વ. જાણ્યું.

विद्विषाम्—विशेषेण द्विष विद्विष्-शत्रु. ૬ પુ. ષ બ. વ.

निगूढतत्त्वम्—नि + गुह् ૬ કે. ભૂ. કૃ. निगूढ; निगूढ तत्त्व यस्य तत् (बहु०) निगूढतत्त्वम् જેનું તત્ત્વ સુરક્ષિત છે તેવું.

नयवर्त्म—नीयते अनेन इति नयः । नयस्य वर्त्म नयवर्त्म (ष. तत्०) નીતિના છ રસ્તા કહ્યા છે षाड्गुण्यः प्रयोगः–संधि, विग्रह, यान, आसन, द्वैधीभाव, आश्रय–

संधि—સંધિ કરવી ને विग्रह-લડાઈ કરવી. यान.–લડાઈ માટે પ્રયાણ કરવું તે. संश्रय (आश्रय) સંધિ કરવી તે. आसन– (તકની રાહ જોઈ) બેસી રહેવું. द्वैधीभावः–બેવડી નીતિ અખત્યાર કરવી તે. संधिविग्रहयानानि संस्थाप्यासनमेव च । द्वैधीभावश्च विज्ञेया षड्गुणाः नीतिवेदिनाम् ॥ વાંચો કૌટિલ્યનું અર્થશાસ્ત્ર– षाड्गुण्यस्य प्रकृतिमण्डल

योनि ॥ संधिविग्रहासन यानसंश्रयद्वैधीभावा षाड्गुण्यमित्याचार्याः ॥ तत्र पणबन्धः संधो अपकारो विग्रह ॥ उपेक्षणमासनम् । अभ्युच्चयो यानम् ॥ परार्पण संश्रय संधिविग्रहोपादान द्वैधीभाव इति षड्गुणा ॥ આનો આ જ ભાવ કાલિદાસ શાકુન્તલમા કેટલી સરસ રીતે રજૂ કરે છે?

સરખાવો–शाकु०–७ सिध्यन्ति कर्मसु महत्स्वपि यन्नियोज्या. ।

सम्भावनागुणमवेहि तमीश्वराणाम् ॥ किंवाभविष्यदरुणस्तमसां विभेत्ता तं चेन् सहस्रकिरणो धुरि नाकरिष्यत् ॥

विक्रमो०–६ ननु वज्रिण एव वीर्यमेतद्विजयन्ते द्विषतो यदस्य पक्ष्या ॥

(७) અન્વય—सुयोधन नृपासनस्थ अपि वनाधिवासिन भवत पराभव विशङ्कमान जगती नयेन जेतु समीहते ॥

સમજૂતી–सुयोधन जगती नयेन जेतु समीहते—સુયોધન જગતને નીતિથી જીતવા ઈચ્છે છે એમ કેમ વારૂ? दुरोदरच्छद्मजिता नयेन जेतु समीहते—એક વખત તો તેણે દ્યૂતમા કપટ રમી પૃથ્વી જીતી લીધી હતી તો શા માટે ફરી જીતવી છે? नृपासनस्थ अपि वनाधिवासिन भवत पराभव इच्छता–તે રાજાના આસને બેઠો છે, છતા વનમા રહેલા એવા આપના તરફથી એને પરાજયનો ભય છે કારણ પોતે તો કપટથી જ પૃથ્વી જીતી એમ જ કહેવાય ને! લોકો પણ એમ જ માને કે આ તો કપટથી જીતી ગયો. એનામાં કંઈ યુધિષ્ઠિર જેવા ગુણ નથી આથી તે હવે લોકોને ખરા મનથી જીતવા માગે છે કે જેથી લોકો યુધિષ્ઠિરને મનમાથી પણ ભૂલી જાય

દૂત કહે છે, ' દુર્યોધન બહુ પાકો છે એક તો તે કપટથી પૃથ્વી જીતી ગયો આમ આજ સુધી તેની છાપ દુર્યોધન તરીકે રહી છે, લોકો પણ તેને હજી દુર્યોધન તરીકે ઓળખે છે મનમા તો તેઓ યુધિષ્ઠિરને

જ ઇચ્છે આમ કોઈક વખત પણ જો યુધિષ્ઠિર ગાદી લેવા પ્રયત્ન કરે તો લોકો તેનો જ પક્ષ કરે અને પોતાનો પરાજય થાય. આ બધું જોઈને તે દુર્યોધન મટીને સુયોધન થવા ઇચ્છે છે. પોતે પણ યુધિષ્ઠિરને ભુલાવે એવા નયથી પૃથ્વી જીતી શકે છે એ બધું તે બતાવવા માગે છે. આમ સુયોધન તરીકે નામના મેળવી તે કપટથી જીતેલા જગતને નીતિથી જીતવા ઇચ્છે છે કે જેથી તેને યુધિષ્ઠિર તરફનો ભય રહે નહિ.'

આમ આ શ્લોકમાં દૂત શું જાણી આવ્યો તે હકીકત રજૂ કરે છે.

નોંધ

विशङ्कमानः—वि + शङ्क નું વર્ત. કૃદંત. નું પુ પ્ર. એ વ. શંકા રાખતો

भवतः તમારી પાસેથી पराभवम्=पराभवः-પરાજય विशङ्कमानः નુ કર્મ.

नृपा०—आस्यते अस्मिन् इति आसनम् नृपस्य आसनम् नृपासनम् (ष. तत्०). तस्मिन् तिष्ठति इति (उप०-तत्०) રાજાના આસન ઉપર બેઠો હોવા છતાં (अपि). દુર્યોધન પોતે રાજાના આસને બેઠો છે જ્યારે યુધિષ્ઠિર તો વનમા છે છતા દુર્યોધન યુધિષ્ઠિરનો ભય રાખે છે તે તેને પોતાને લાંછનરૂપ છ.

वनावि०—वनम् अधिवसतीति (उप० तत्०) तस्मात्—વનમાં નિવાસ કરતા પાસેથી.

दुरोदर०—दुष्टम् उदरम् यस्य तत् । અહીં दुः + उदरम्=दुरुदरम् રૂપ થવું જોઈએ. પણ पृषोदरादि વર્ગનો હોવાથી આ સમાસ અનિયમિત રીતે दुरोदरम् થાય છે पृषत् उदरमस्य इति पृषत् + उदरम् = पृषोदरम् થાય છે, पृषदुदरम् નહિ.

ક્ષીરસ્વામી નીચે પ્રમાણે સમજાવે છે दुष्टम् आ (समन्तात्) उदर यस्य तद् (बहु०) तस्य छद्म', तेन जिताम् (तृ तत्.) અથવા નીચે પ્રમાણે પણ વિગ્રહ થાય-दुरोदरमेव छद्म (कर्म०) અથવા दुरोदरे (यत्)

छद्म (तत्) तेन जिताम् दुरोदरच्छद्मजिताम्। (तृ तत्०) दुरोदरम् –દ્યૂત દ્યૂતના કપટથી (छद्म्) જીતાયેલી

વાંચો રઘુ૦ ૬ न मृगयाभिरतिन दुरोदरम्।

समीहते–सम्+ईह् નુ વર્ત. કાળ (लट्) ત્રી પુ એ વ. ઇચ્છે છે

नयेन–નીતિથી

जेतुम्–जि નુ હેત્વર્થ કૃદંત જીતવા

जगतीम्–પૃથ્વી. વાંચો भव०–अरामां निचीर घसजद्वारभीक्ष्ण जगतीम्। વાંચો અમરકોષ ૧૨૬

भूर्भूमि पृथिवी क्षोणी रसा विश्वंभरा क्षिति।
धरा धरित्री धरणि क्ष्माऽवनिर्मेदिनी मही॥
वसुधरोर्वी वसुधा जगती सागराम्बरा ॥ १२५ ॥

सुयोधन – सुखेन युध्यत इति (उप० तत्०)

અહીં ચતુર્થપાદમાં રહેલી नयेन जेतु सुयोधन समीहते ક્રિયાનું કારણ दुरोदरच्छद्मजिता એ પદાર્થમાં કાવ્યમય રીતે આપેલું હોવાથી કાવ્યલિંગ અલંકાર છે

(૮) અન્વય–तथा जिह्मोऽपि स भवज्जिगीषया गुणसपदा शुभ्र यश तनोति भूति समुन्नयन् महात्मभि सम विरोधोऽपि अनायसमात् वरम् ॥

સમજૂતી—स तथापि यश तनोति–તે પૃથ્વીને નયથી જીતવા ઇચ્છે છે જો કે પણ એટલેથી તેને સંતોષ નથી, તે કીર્તિ મેળવવા ઉત્સુક છે કેવી કીર્તિ ? गुणसपदा शुभ्र यश जिह्म स भवज्जिगीषया तनोति નિષ્કલંક કીર્તિ મેળવવા તે ઇચ્છે છે આજ સુધી તો તેની એવી જ છાપ હતી કે તેણે પાંડવોને અન્યાય કર્યો અને તે કપટથી જીતી ગયો આથી એ બધી ખરાબ છાપ તે હવે મારી નાખવા માગે છે અને ગુણથી લોકોને એમ ઠસાવવા માગે છે કે તે યુધિષ્ઠિર કરતાં પણ ચઢી

જાય તેવો છે. પણ તે મૂર્ખ છે એમ દૂત કહે છે. अनार्यसंगमात् महात्मभिः सम विरोध. अपि वरम्–યુધિષ્ઠિર આવા મોટા માણસ છે. તો તેની સાથે આમ વિરોધ પણ સારો. કોઈ ખરાબ માણસનો સંગમ સાધવો તે કરતાં આવા મોટા માણસનો વિરોધ પણ સારો. કારણ તેથી દુર્યોધનને પણ થયું કે તેણે હવે લોકોને પોતાના ગુણની ખાતરી કરાવવી પડશે. એમ કેમ વારૂ ? मति समुन्नयन्–આવા વિરોધથી દુર્યોધનને પણ ગુણ વધારવાનું મન થયું. અને તે આખરે તો તેને અને જગતને કંઈ સારૂ જ આપે છે. ખરાબ માણસનો સંપર્ક સાધી જગતને અને પોતાને નુકસાન કરવું તેના કરતાં મોટા સાથે વિરોધ કરી પોતે જાતે ઉત્કર્ષ સાધવો અને બીજાને પણ કઈક સારૂં આપવુ વધારે સારૂ છે

દૂત કહેવા માગે છે કે દુર્યોધન છે તો ખરેખર ખનજન. તેણે તો હવે રંગ જ બદલી નાખ્યો છે. તે તમારૂં જ શસ્ત્ર તમને પાછુ મારે છે. તમે બધા ગુણના ભંડાર છો. તે પણ એમ બતાવવા માગે છે કે તેની પાસે પણ આ બધા ગુણ વધારે પ્રમાણમાં છે. તે તમારી નિષ્કલંક કીર્તિ ઝાંખી પાડવા માગે છે. કારણ યુધિષ્ઠિરે પૃથ્વીને ગુણથી આકર્ષી છે તે તેને ખમાતું નથી. પોતે પણ ગુણથી પૃથ્વીને જીતવા માગે છે. પણ સારા માણસ જોડે વિરોધ તો ગુણવાન માણસને અપકીર્તિ લાવનારો છે ! કવિ કહે છે અરે ! સારા માણસનો તો પ્રભાવ જ એવો છે કે એના સંસર્ગમાં એનો વિરોધ પણ અનાર્યના સંપર્ક કરતાં વધારે સારો છે. કારણ તે અભિવૃદ્ધિ કરનારો છે. હલકાની મૈત્રી માણસનું અધઃપતન કરે છે, જ્યારે મોટા માણસોની સાથે વેર પણ ઉત્કર્ષ લાવનારૂં થઈ પડે છે

નોંધ

तथापि–તેમ છતાં પણ જો કે તે પૃથ્વીને નયથી જીતવા માંડયો છે છતાં તેને તમારા તરફનો એવો મોટો ભય છે કે તે પૃથ્વીને પોતાના ગુણથી પણ જીતવા માગે છે જો તેને તમારા તરફનો ભય ન હોત

તો તે આવો યશ મેળવવા આટલો ઉત્સુક ન હોત. તથા सदवस्यः नयेन जगतीं जेतुं समीहमानः अपि ।

जिह्म —जहाति सरलमार्गमिति जिह्म અ૫. 'जिह्मस्तु कुटिले मन्दे' इति हैमः । દૂત કહે છે દુર્યોધન કેવળ ગુણનો દેખાવ જ કરે છે. તે ખરેખર એવા યુધિષ્ઠિર જેવા ગુણ ધરાવનો નથી. ખાલી લોકોને ભરમાવવા જ તે આ ઢોંગ કરે છે.

भवज्जि०—भवतः जिगीषा भवज्जिगीषा (ष. तत्.) जेतुमिच्छा इति । जिना ઈચ્છાદર્શક રૂપ ઉપરથી નામ भवतः તમને जिगीषया જીતવાની ઈચ્છાથી.

तनोति—વધારે છે. तन् વર્ત. કા. (लट्) ત્રી. પુ એ. વ.

शुभ्रम् —शोभते इति–शुभ्र— નિષ્કલંક.

गुणसंपदा—गुणानां संपत् गुणसंपत् (ष. तत्) ગુણની સંપત્તિથી આ तनोति સાથે પણ લેવાય. તે કરતાં गुणसंपदा भवज्जिगीषया–લેવું વધારે સારું લાગે છે.

समुन्नयन्—વધારતો. सम्+उद्+नी નું વર્ત. કૃદંત પુ પ્ર. એ. વ. भूतिं समुन्नयन्–विरोध ના વિશેષણ તરીકે લેવાનું છે.

भूतिम्–ઉત્કર્ષ. भूति એટલે ભસ્મ પણ અર્થ થાય. વાંચો शिशु० भूतिमितेन शम्भुना । भूति એટલે હાથીના શરીર ઉપર કરવામાં આવતી શણગારની રેખા એમ અર્થ પણ થાય વાંચો मेघ०–पत्रच्छेदैरिव विरचितां भूतिमङ्गे गजस्य ।

अनार्यसंगमात्—अर्यन्ते गम्यन्ते आचारपूतत्वादाश्रीयन्ते इति आर्याः । न आर्याः अनार्याः (नञ् तत्०) तेषां संगमः । तस्मात् । અનાર્યની મૈત્રી કરતાં.

वरम्–વધારે સારો. मनाक् प्रियं ।

विरोधः —विरुध्यते इति । वि+रुध्+घञ् भावे = विरोधः

अपि—પણ સાગ સાથેની મૈત્રી તો સારી જ છે પણ તેમની સાથેના વિરોધ અનાર્યની મૈત્રી કરતાં વધારે સારો गर्हा समुच्चयप्रश्नशङ्का सम्भावनास्वपि इत्यमरः ।

महात्मभिः —महान् आत्मा येषा ते (बहु०) અહી आन्महत समानाधिकरणजातीययो [ કર્મધારય અને બહુવ્રીહિ સમાસમાં અને જ્યારે પછી જાતીય આવે ત્યારે महत् નુ महा થાય ] એ નિયમ પ્રમાણે महत् નુ महा થયુ

અહી પહેલી બે લીટીની વિશેષ ઉક્તિનું દ્વિતીયાર્ધના સામાન્ય વાકય દ્વારા સમર્થન થયુ કે તેથી અર્થાન્તરન્યાસ અલંકાર છે. પણ વિરોધ વધારે સારો છે એનુ કારણ मूर्ति समुन्नयन् ના અર્થમા આપ્યુ છે તેથી તેમા રહેલા કાવ્યલિંગ અલંકારથી અર્થાન્તરન્યાસ પુષ્ટ થયો છે વાંચો દ્વિતો૦—वर पण्डितशत्रुश्च न मूर्खो हितकारकः । वानरेण हतो राजा विप्राश्चौरेण रक्षिताः ।

( ૯ ) અન્વય—कृतारिषड्वर्गजयेन मानवीम् अगम्य रूपा पदवीं प्रपित्सुना, अस्ततन्द्रिणा तेन नक्तदिवं विभज्य नयेन पौरुषं वितन्यते ।

સમન્વૂતી—પૃથ્વી જીતવામા તેણે શુ પ્રગતિ કરી છે?

कृतारिषड्० तेन नयेन पौरुषं वितन्यते-તે નયથી (નીતિથી) પૌરુષ વાપરે છે-આ મુખ્ય વાકય છે સાથે સાથે તણે અદરના છ શત્રુઓને જીત્યા છે શા માટે તે આમ કરે છે? अगम्यरूपा मानवीं पदवीं प्रपित्सुना तेन वितन्यते-અપ્રાપ્ય એવુ મનુનુ પદ પામવાની તેની ઈચ્છા છે અને તેથી તે આ આચરણ કરે છે આ માટે તે શુ કરે છે? नक्तदिवं अस्ततन्द्रिणा तेन विभज्य पौरुषं नयेन वितन्यते-તેણે પોતાના કામનુ રાત્રી અને દિવસ માટેનુ સમય પત્રક બનાવ્યુ છે તે પ્રમાણે તે નીતિથી બળ વાપરે છે તેને યોગ્ય લાગે ત્યાં બળ ન વાપરે, તેને યોગ્ય લાગે ત્યાં તે મગ વાપરે અને યોગ્ય લાગે તો નયથી બળ વાપરે

આમ પૃથ્વીની સર્વોપરી સત્તા મેળવવા અને ટકાવી રાખવા સહુ પહેલાં તો કામ, ક્રોધ, લોભ ઈ અંદરના શત્રુઓને રાજાએ જીતવા પડે છે જે કોઈ પોતાની જાતને જીતે છે તે દુનિયાને જીતે છે. स्वय असिद्ध कथ अन्यान् साधयेत्। आत्मान प्रथम राजा विनयेनोपपादयेत्। ततोऽमात्यास्ततो भृत्यांस्तत. पुत्रांस्तत प्रजा. ॥ દુર્યોધને આ જીત મેળવી લીધી છે. હવે બહારના શત્રુઓને જીતવા નયથી બળ વાપરે છે તે પોતાની મરજી પ્રમાણે રાજ્ય નથી કરતો પણ મનુના કાયદા પ્રમાણે રાજ્ય કરે છે જો કે તે મનુનું પદ પ્રાપ્ત કરવા શક્તિમાન થશે કે કેમ ને સશય છે છતાં મનુના જે આદર્શ પ્રમાણે તે ચાલે છે તે નિર્બંધ રીતે એક રાજવીને શોભે એવી રીતે તેની નીતિ આચરી રહ્યો છે. તે બળ અને કાયદો સાથે રાખે છે એકલુ બળ કે એકલો કાયદો ક્યારેક નથી ચાલતો.

વાંચો રઘુ૦—૧૭–૪૫–૪૭–૪૯— अनित्या शत्रवो बाह्या विप्रकृष्टाश्च ते यत । अत सोऽभ्यन्तरान् नित्यान् षट्पूर्वमजयद्रिपुन् । कातर्यं केवला नीति शौर्यं श्वापदचेष्टितम् अत सिद्धि समेताभ्यामुभाभ्या- मन्वियेष स । रात्रिंदिवविभागेषु यदादिष्ट महीक्षिताम् । तत्सिषेवे नियो- गेन स विकल्पपराङ्मुख ।

વાંચો— કૌટિલ્યનુ અર્થશાસ્ત્ર—तस्मादरिषड्वर्गत्यागेनेन्द्रियजय कुर्वीत । विद्याविनयहेतुरिन्द्रियजय । कामक्रोधलोभमानमदहर्षत्यागात् कार्य- कृत्स्न हि शास्त्र इन्द्रियजय ।

નોંધ

कृतारि०—अरिषड्वर्ग = મનુષ્યની અંદર રહેલા દુશ્મનો—એટલે કે કામ, ક્રોધ, લોભ, માન, મદ અને હર્ષ. વાંચો—काम क्रोधस्तथा लोभ हर्षो मानो मदस्तथा षड्वर्गमुत्सृजेदेन तस्मिंस्त्यक्ते सुखी नृप । અર્થાત્ કોઈપણ રાજાએ મોટુ પદ પ્રાપ્ત કરવા માટે આ ષડ્વર્ગને જીતીને ઈન્દ્રિય ઉપર સંયમ મેળવવો પડે છે षण्णा वर्ग षड्वर्ग (ष

तत् ०) अरीणां षड्वर्गः अरिषड्वर्गः (ष. तत् ०) अरिषड्वर्गस्य जयः (ष. तत् ०) कृतः अरिषड्वर्गजयः येन सः (बहु०) तेन । જેણે ૭ શત્રુઓના વર્ગ ઉપર વિજય મેળવ્યો છે. વાંચો—मल्लि—न्यजेष्ट षड्वर्ग-मरंस्त नीतौ समूलघातं न्यवधीदरींश्च ।

વાંચો—किरात०-११-३२ जीयन्तां दुर्जया देहे रिपवश्चक्षुरादयः जितेषु ननु लोकोऽयं तेषु कृत्स्नस्त्वया जितः ।

मानवीं—मनु = સ્વાયંભુવ મનુ, પૃથ્વીનો પહેલો મોટો રાજા. તે સમગ્ર જ્ઞાનનો ભંડાર ગણાતો તેથી તે મનુ કહેવાયો. "सकल वेदार्थ-मननात् मनुः વાંચો तस्य इयमिति मानवी। ताम्। મનુએ નિર્દેશેલી.

अगम्यरूपाम्—गन्तु शक्यमिति गम्यम्। न गम्यम् अगम्यम् (नञ् तत०) अगम्यं रूपं यस्याः सा (बहु०) ताम् न મેળવાય તેવી.

पदवीं—સ્થિતિ.

प्रपित्सुना—प्र + पद् નું ઇચ્છાદર્શક નામ પ્રપિત્સુઃ નું પુ. તૃતીયા એ. વ. प्राप्तुमिच्छता-મેળવવા ઇચ્છતા.

विभज्य--वि + भज् નું સંબંધક ભૂ. કૃદંત. ભાગ પાડીને, સમયપત્ર તૈયાર કરીને. અથવા नय અને पौरुष દાખવવાનાં ક્ષેત્ર નક્કી કરીને. રાજાએ પોતાના કામ માટે રાત્રિદિવસના ભાગ પાડી તે પ્રમાણે કામ કરવાનું હોય છે. કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં राजप्रणिधि પ્રકરણમાં આ વિગતથી આપ્યું છે. અહીં ભારવિએ नक्तंदिव विभज्य માં રાજાના સમગ્ર કાર્યનો સમય સૂચવી દીધો.

नक्तंदिवं—नक्तं (रात्रौ) રાત્રિએ दिवं-દિવસે (दिवसे) બંને અવ્યય છે. અને સપ્તમીનો અર્થ બતાવે છે. नक्तं च दिवा च, नक्तन्दिवम् (-द्वन्द्व) રાત દિવસ "अचतुर विचतुर सुचतुर स्त्रीपुंस धेन्वनडुह ऋक्सामवाङ्मनस अक्षिभ्रुवदारगवऊर्वष्ठीवपदष्ठीव नक्तंन्दिव-रात्रिन्दिव-अहर्दिव सरजस-निःश्रेयस-पुरुषायुष द्व्यायुष-त्र्यायुष-ऋग्यजुष-जातोक्ष उपशून

गाण्डवा—આ ૨૫ શબ્દો અનિયમિત રીતે સમાસાન્ત अच् પ્રત્યય લે છે

अस्तनन्द्रिणा—अस् ‌गु ४ प ‌ ६ अस्त अस्ता तन्द्रि येन स (बहु॰) तेन । જેણે આળસ ટાળી દીધી છે તેવા

वितन्यते—वि +तन् गु कर्मणि वर्त माग (लट्) नी पु ए व વધારાય છે

नयेन—નયથી નીતિથી અથવા બીજો અર્થ नयेन समम् નય સાથે.

पौरुषम्—पुरुषस्य कर्म इति पौरुषम् પૌરુષ બળ

અહી नयेन पौरुषम्ના બે અર્થ થાય છે (૧) નીતિથી (રાજ્ય નીતિથી) (૨) નય (નીતિ) અને પૌરુષ (બળ) અપનાવ્યા (नयेन सम पौरुषम्) વાંચો બીજી ટીકા—नक्तं दिवम् रात्रौ च दिवसे च अस्त तन्द्रिना आलस्यरहितेन तेन अनुक्षणमनलसन सता 'विभज्य' पौरुषप्रयोग स्थान नयप्रयोगस्थानश्च सम्यक् विचिन्त्य "नयेन सममिति यावत् पौरुष स्वतेज वितन्यते प्रयुज्यते इति । कातर्यं केवला नीति शौर्यं श्वापदचेष्टितम्' इति मत्वा नयपौरुषयो उभयो प्रयोगस्थान विविच्य स नयेन सह पौरुषमपि आश्रितवान्, नहि केवलेन नयन जेतुं जगतीं समीहते इति भाव ।

અર્થાત્, દુર્યોધન કેવળ નીતિ અખત્યાર કરતો નથી પણ રાત દિવસ આળસ વગર તે ક્યાં નય વાપરવો અને ક્યાં બળ વાપરવું તેના વિભાગ પાડી તે તે પ્રયંક્ષેત્ર નક્કી કરી નાખે છે તે પ્રમાણે જ્યાં નીતિથી કામ પતે એવું હોય ત્યાં નીતિ વાપરે છે જ્યાં બળની જરૂર હોય ત્યાં બળ વાપરે છે અને જ્યાં બન્નેની જરૂર જણાય ત્યાં બન્ને વાપરે છે

(૧૦) અન્વય—गतस्मय स अनुजीविन प्रीतियुज सखीन् इव, सुहृद बन्धुभि समानमानान्, बन्धुता कुलाधिपत्याम् इव साधु सतत दर्शयते ।

સમજૂતી—स प्रीतियुज सखीनिव अनुजीविन दर्शयते—તે તેના અનુજીવીઓને પોતાના મિત્રો હોય તેવા બતાવે છે આમ તેણે અનુજીવીઓને એકદમ ચઢાવ્યા ત્યારે મિત્રોનું શું? મિત્રોને કેટલાક ચઢાવ્યા

—सुहृदश्च बन्धुभि समानमानान् दर्शयत्ते ।–મિત્રો તેના મધુએ હોય તેમ તેણે ચઢાવ્યા ત્યારે બંધુઓનુ શુ ? તેમને કયા સુધી ચઢાવ્યા ? वन्धुता कृताधिपत्यामिव दर्शयते–પોતાના મધુએ જાણે પોતાના અધિપતિ હોય તેમ તેણે બતાવ્યા પરન્તુ આ કામ તે કેમ કરી શક્યો ? साधु गतस्मय स–હવે તેને ગર્વ લો નથી આથી તેણે બધાને ચઢાવ્યા અને આમ પોતે બધાનો માનીતો થયો છ.

દૂત કહે છે હવે દુર્યોધન સાચે જ સુયોધન થયો છ અભિમાન તેનામાં રહ્યુ નથી આથી તેણે પોતાના હાથ નીચેનાઓને મિત્રોને અને સબધીઓને એવા ભોગ બતાવ્યા છે કે હવે તો તે બધાનો માનીનો થઈ ગયો છે કેવળ મિત્રોને ચડાવીને તે પોતાના ભાઈઓને અને સબંધીઓને નારાજ કરવા નથી માગતો તે બધા બબડે નહિ માટે એ પોતાના ભાઈઓ અને સબધીઓને પણ સારી જ યા આપે છે તે બધાને ખુશ રાખે છે વાંચો शुक्रनीति–पृथग्भावो विनाशाय राज्यस्य च कुलस्य च । अत स्वसमोगसदृशान् दयादान्कारयेन्नृप ॥ सोदरेषु च सर्वेषु स्वस्याधिक्य च दर्शयेत् । भागार्हभ्रातृणा नष्टो ह्यवमानात् सुयोधन ॥ વાંચો કામન્દક नीतिसार–गुणैरुदारै सयुक्ताद् प्रोज्जयेन्मध्यमाधमान् । महत्व प्राप्नुवन्तस्ते वर्धयन्ति नरेश्वरम् ॥

નોંધ

सखीन्–सखि ( मित्र ) द्वि બ. વચન.

प्रीतियुज–प्रीत्या युज्यन्ते य ते प्रीतियुज प्रीतियुक्त

अनुजीविन –अनुजीवन्ति इति–સેવકો.

समानमानान्–समान मान येषा ते ( बहु० ) तान् સમાન માનવાળા

सुहृद –सु शोभन हृदय येषां त मित्रो सुहृद्दुर्हृदौ मित्रामित्रयो '– એ નિયમ પ્રમાણે सुहृद् અને दुर्हृद् મિત્ર અને अमित्र ના અર્થમાં અનિયમિત રીતે થાય છે

बन्धुभि –બંધુઓ।

सततं–હંમેશ सम् + तन् नु क. भू. कृदंत सततम् 'समो वा तनहितयो' [ જ્યારે तत કે हित પછીથી આવે ત્યારે सम् ના म् નો વિકલ્પે લોપ થાય છે. ] —એ વાર્તિક પ્રમાણે બીજું રૂપ सततम् પણ થાય

दर्शयते–બતાવે છે. दृश् નુ પ્રેરક વર્ત. કાળ ( लट् ) ત્રી. પુ એ વ.

गतस्मय –गत स्मयः यस्य स ( बहु० ) જેનો ગર્વ જતો રહ્યો છે તે स्मय = ગર્વ. વધિ અમરસાર ૫૨–दर्पोऽवलेपोऽवष्टम्भश्चित्तोद्रेकः स्मयो मदः ॥ ...गर्वोऽभिमानोऽहङ्कारो. . ॥

कृता०–अधिपातीति अधिपति । तस्य भाव अधिपत्यम् । कृतम् अधिपत्यम् यस्या सा ( बहु० ) ताम् । રાજાની સત્તા ભોગવતા હોય તેવા

साधु–સારી રીતે

बन्धुताम्–बन्धुना समूह बन्धुता, ताम् । સગાઓના સમૂહને

( ११ ) અન્વય–यथायथ विभज्य समपक्षपातया भक्त्या असक्तमाराधयत अस्य त्रिगण गुणानुरागात् सख्यम् ईयिवान् इव परस्पर न बाधते ॥

સમન્વતી–अस्य त्रिगण परस्पर न बाधते–એનામાં ધર્મ-અર્થ અને કામનો ત્રિવર્ગ પરસ્પર સરખો જ રહેતો હતો શા માટે? सख्यम् ईयिवान् त्रिगण તેનામાં ત્રણ વર્ગ ત્રણ મિત્રોની માફક વિરોધ વગર રહ્યા હતા એમ કેમ વારૂ?

गुणानुरागादिव–જાણે કે ગુણના અનુરાગથી તે મિત્રતાથી રહ્યા હતા. સુયોધનના ગુણથી તે ત્રણે જાણે ત્રણ મિત્રોની માફક તેનામાં વસ્યા હતા. હા, પણ તે કેમ બને? કોઈક વખત કોઈકને વધુ પડતી અગત્ય અપાય પણ ખરી પણ ના. સુયોધન પાસે તેમ નથી यथायथ विभज्य आराधयत यस्य त्रिगण સુયોધન બરાબર તપાસતો કે આ

ત્રણમાંથી કોણ ક્યાં લાગુ પડે છે. તે પછી જ તે એકને લેતો. આથી કોઈને અન્યાય થવા સંભવ રહેતો જ નહિ. તે એકેયને વધુ અગત્ય આપતો નહતો એટલે ત્રિગણને પરસ્પર અથડામણનો વખત આવતો જ ન હતો—समपक्षपातया भक्त्या ( अत एव ) असक्तम् आराधयतः ।

માનવજીવનની મુખ્ય વસ્તુ શું ! કેટલાક કહે છે ધન, કેટલાક કહે છે ધર્મ, કેટલાક કહે છે આનંદ ( काम ) કેટલાક કહે છે મોક્ષ. બધા માણસોને મોક્ષ ગમતો નથી. તેથી ખાસ કરીને ધર્મ, અર્થ અને કામને મુખ્ય પુરુષાર્થ કહ્યા છે. એ સંભવિત છે કે મનુષ્યો એક કરતાં બીજાને પોતાની રુચિ પ્રમાણે વધારે અગત્ય આપે. કારણ भिन्नरुचिर्हि लोकः । સાચો મનુષ્ય તો એ જ કે જે ત્રણેને સરખી રીતે સેવે. सेवेतैमांस्तु विषयान् मुक्त्वा तत्परतां बुधो ॥ સુયોધન બરાબર આવો હતો.

ધર્મ અર્થ અને કામ એ ત્રણે પુરુષાર્થમાંથી દરેકને યોગ્ય સ્થળે યોગ્ય પ્રમાણમાં જ તે ગણતો. આથી એક સાધારણ રાજા પાસે બને છે તેમ એકેય વધી ન જતાં ત્રણે એક સરખા રહેતા. કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં પણ તેમ જ કહ્યું છે—सम वा त्रिवर्गम् अन्योन्यानुबन्ध- ( सेवेत ) । एको हि आसेवितो धर्मार्थकामानाम् आत्मानमितरौ च पीडयति । વળી રઘુ૦–૧૭–૫૭–न धर्ममर्थकामाभ्यां बबाधे न च तेन तौ । नार्थं कामेन कामं वा सोऽर्थेन सदृशस्त्रिषु ॥ मनु०–धर्मार्थावुच्यते श्रेयः कामार्थौ धर्म एव वा । अर्थ एवेह वा श्रेयस्त्रिवर्ग इति तु स्थितिः ॥

મલ્લિનાથ પણ તેમની ટીકામાં ટાંકે છે કે ધર્મ અર્થ અને કામ સરખી રીતે સેવવા જોઈએ જે કોઈ મનુષ્ય એકને જ આસક્ત રહે છે તેને ધિક્કાર છે. 'उक्तञ्च धर्मार्थकामाः सममेव सेव्या योह्येकसक्तः स जनो जघन्यः ।' इति । असक्तम् न सक्तं यथा तथा । પક્ષપાત વગર आराधयतः–आ + राध् નું પ્રેરક વર્ત. કૃદંત પુ. ષ. એ. વ. સેવતા.

यथायथम्–યોગ્ય રીતે. [ यथास्वम् ના અર્થમાં તે અનિયમિત

રીતે મેળવાય છે અને નપુંસકલિંગ થાય છે યથાત્વે યથાયથમ્ । નપું સકલિંગમાં પ્રાતિપદિકનો છેલ્લો સ્વર 'ह्रस्वो नपुं॰' એ નિયમ પ્રમાણે હ્રસ્વ થાય છે તેનાથી યથાયથમ્ રૂપ થયું.] વચ્ચે ગયું

त्रिभज्य—ભાગ કરીને આ ધર્મ છે આ કામ છે અને આ અર્થ છે એમ ભાગ પાડીને

राग॰—पक्षे पात पक्षपात सम पक्षपात यस्याम् (बहु॰) तया એક સરખા પક્ષપાતથી

गुणानुरा॰—अनु + रञ्ज् + घञ् भावे = अनुराग અનુરાગ गुणेषु अनुराग । तस्मात् । ગુણના અનુરાગથી 'विभाषा गुणेऽस्त्रियाम्' [गुण वचनान्त શબ્દો સ્ત્રીલિંગમાં ન હોય ત્યારે વિકલ્પે હેતુ પંચમી આવે છે] એ નિયમ પ્રમાણે પંચમી થઈ

सख्यम्—મૈત્રી सखि—મિત્ર तस्य भाव इति सख्यम् 'सख्युर्य' એ નિયમ પ્રમાણે य આવ્યો

इयिवान्—इ (બીજો ગણ)નું પરોક્ષભૂત કૃદંત પું પ્રથમા એ વ સાધ્યો

बाधते बाध (વિઘ્ન કરવો)નું વ ભ (लट्) ની પું એ વ.

त्रिगण—त्रयाणां (धर्मार्थकामानां) गण (ष तत्)

त्रिवर्ग—त्रिवर्गो धर्मकामार्थैश्चतुर्वर्गश्च समोक्षकैः ।

હિંદુધર્મ પ્રમાણે મનુષ્ય જીવનના ત્રણ ઉદ્દેશ છે ધાર્મિક ક્રિયાથી ઉદ્ભવે તે ધર્મ આ પહેલો ઉદ્દેશ છે અર્થ એટલે પૈસા પૈસા મેળવવા એ બીજો ઉદ્દેશ છે काम = આનંદ સુખ ભોગવવું તે ત્રીજો ઉદ્દેશ ચોથો ઉદ્દેશ મોક્ષ છે પણ તે બધાને પ્રિય હોતો નથી મુખ્યત્વે ધર્મ અર્થ અને કામ એ ત્રણ હેતુ ગણાવ્યા છે કોઈ ધર્મ મેળવે— કોઈ સંપત્તિ મેળવે તો કોઈ વિષય સુખ ભોગવે રાજા આ

નણ ઉદ્દેશ સયમી મનુષ્ય સરખી રીતે સેવે છે વધારે નોંધ માટે આ જ શ્લોકની સમજૂતી જુઓ.

परस्परम्—પરસ્પર ( कर्मव्यतिहारे सर्वनाम्नो द्वे वाच्चे समासवच्चबहुलम्—પરસ્પર ક્રિયા બતાવવા સર્વનામ હમેશ બેવડાય છે અને ઘણી વખત સમાસ થાય છે. परम् परम्માં ક્રિયાની અદલાબદલી છે अन्यपरयो न समासवत् પ્રમાણે अन्य અને 'पर'નો સમાસ થતો નથી असमासवद्भावे पूर्वपदस्थस्य सुप सुर्वक्तव्य । જ્યારે સમાસ ન થાય ત્યારે પહેલા શબ્દનો ગમે તે પ્રત્યય હોય તો તેનો सु (પ્રથમા એ. વ) થાય છે આથી परः परम् થયું. कस्कादिषु च-એ નિયમ પ્રમાણે कस्कादि વર્ગના વિસર્ગનો પછીથી क આવે તો स् થાય છે દા ત क कः = कस्क. । તેની રીતે पर परम् = परस्परम्

(૧૨) અન્વય— तस्य निरत्ययं साम दानवर्जितं न प्रवर्तते सत्क्रियां विरहय्य भूरि दान न (प्रवर्तते), गुणानुरोधेन विना विशेष शालिनी सत्क्रिया न प्रवर्तते ।

સમજૂતી— तस्य साम निरत्यय प्रवर्तते— આ મુખ્ય વાક્ય છે તેના મધુર વચન ( साम કોઈ પણ બાધ વગર પ્રવર્તે છે બીજાને સમજાવવામાં તે ખરેખર મધુર વચનો ઉચ્ચારે છે. પરતુ એકલા મીઠા શબ્દોથી શુ ? तस्य साम दानवर्जित न प्रवर्तते તેની સમજાવટ દાન અને ભેટ વગરની નથી હોતી અને દાન પણ કેવુ ? दान भूरिते પુષ્કળ દાન આપતો પણ ધિક્કારપૂર્વક દાન આપ્યુ હોય તો તે નકામુ જાય છે સુયોધન નો સત્ક્રિયા સાથે દાન આપતો. तस्य दान सत्क्रियां विरहय्य न प्रवर्तते—ને આવનારાઓનો પહેલાં સત્કાર કરે છે અને પછી દાન આપે છે તે પછી સમજાવટનાં મધુર વચન બોલે છે तस्य सत्क्रिया विशेषशालिनी—તે ખાસ સ્વીકારવા જેવુ સન્માન કરતો પણ આ બધુ માન જો યોગ્ય માનને લાયક ગુણવાન માણસને

આપ્યુ હોય તો જ તેનુ સારૂ પરિણામ આવે, નહિ તો તેનુ પરિણામ ખરાબ આવે પણ સુયોધનની સત્ક્રિયા કેવી હતી ? तस्य सत्क्रिया गुणानुरोधेन विना न प्रवर्तते । તેની સત્ક્રિયા ગુણ જોયા વગરની હોતી નથી અર્થાત્ તે કેવળ ગુણવાન માણસોને જ સન્માન આપે છે, અયોગ્યને નહિ

સુયોધન હવે તો લોકોનાં હૃદય સુદર રીતે જીતી રહ્યો છે. साम दान (ભેટ દાન) दण्ड (શિક્ષા) અને ભેદ, આ ચાર ઉપાયો તે કેવી રીતે અપનાવતો તે હવે બતાવે છે આ શ્લોકમાં તે साम અને दान શી રીતે પ્રયોજે છે તે બતાવ્યુ છે તે લોકોને સમજાવતો પણ મધુર વચનથી પણ એકલાં મીઠાં વચનથી કઈ વળતુ નથી સાથે સત્ક્રિયાપૂર્વકનુ ખૂબ દાન તે આપતો. પણ વિવેકપૂર્વક સામાનો ગુણ તપાસીને જ તે તેને દાન આપતો આમ કોઈને અસંતોષનું કારણ રહેતું ન હોવાથી લોકો તેના ઉપર સંતુષ્ઠ થાય જ તેણે હવે પોતાના પ્રજાજનોને અને મિત્રોને વિશ્વાસમાં લેવા માંડ્યા છે એટલા માટે તે એમને સારી ભેટ આપે છે પણ એકલા દાનથી જ તે લોકોને વિશ્વાસમાં લે છે એવુ નથી એકલા દાનથી લોકો કાયમ વિશ્વાસમાં રહેતા નથી તે એમને મીઠા શબ્દોથી આવકારે છે અને સત્કારે છે ઉપરાંત તે ખાસ જુએ છે કે પોતે જે માણસને દાન આપે છે અને આવકારે છે તે એને લાયક છે કે નહિ કારણ જો તે નાલાયક મનુષ્યને સત્કારે અને ભેટ આપે તો પણ એના માણસોનો વિશ્વાસ તે ગુમાવે. આથી તે ગુણ જોઈને એવા જ માણસોને મધુર વચનોથી સત્કારી દાન આપી કાયમ માટે વશ કરી લે છે

નોંધ

<u>निरत्यय</u>—निर्गत अत्यय यस्मात् तद् (बहु०) જેમાંથી વિઘ્ન જતુ રહ્યુ છે તે વાંચો किरात०—१२–६१— स्वयमद्य श्रम कारयति या निरत्ययम् ।

साम–સમજાવટ બીજાને જીતવા માટે साम दान दण्ड અને भेद એમ ચાર ઉપાયો યોજવાના કહ્યા છે मधुरपदसदर्भं प्रियार्थयुक्त परोपच्छन्दनात्मक वचन साम । चित्र० सामना પાંચ પ્રકાર કહે છે तद् विषयादिभेदात् प्रभेदेन पञ्चविध वर्तते भवतीत्यर्थ । प्रयोजनार्थिषु स्वसमेषु परस्परोपकार प्रकाशन, निःस्पृहेषु सूरिषु समुचितगुणसङ्कीर्तन, समप्रशक्तिषु सुहृत्प्रभृतिषु पूर्वसबधसमाख्यान, भृत्यादिन् तदात्वायतिप्रदर्शन, परमेश्वरमुनिगुर्वादिषु तवाहमित्यात्मार्पण चेति विषयभेदात् पञ्चविध साम तत्तदवस्था देशकालादि भेदात् पृथक्पृथगनेकप्रकारम् ।

વાચો कामदक नीतिसार यागनुदेशजननो सामेति परिकीत्यते । सामाण्या सुनते सान्त्वे प्रिये स्तोत्रे च कीर्त्यते ।

दानवर्जितम्–दानेन वर्जितम् (तृ तत्०) દાન વગર

भूरि–ખૂબ. વાચો અમરકોષ–प्रभूत प्रचुर प्राज्यम् अदभ्र बहुल बहु पुरुह पुरु भूयिष्ठ स्फार भूयश्चभूरि च ॥

विरहय्य– સિવાય वि + रह् નુ પ્રેરક સ બધક ભૂત કૃદંત

सत्क्रियाम्–સન્માન સત્ક્રિયા

प्रवर्तते– प्र + वृत् નુ વ મા (लट्) ની પુ એ વ

विशेषशालिनी– वि + शिष् + घञ् भावे = विशेष तेन शालते शोभते इति । ખૂબ પ્રકાશતી અર્થાત્ અતિશય તે જેને તેને માન આપતો નહોતો પણ તે જેને માન આપતો તેને ગર્વ લેવા જેવુ તે થઈ રહેતુ

गुणा०—अनु +रुध् + घन् भावे = अनुरोध માન અનુરોધ गुणानाम् अनुरोध (ष तत्०) ગુણ તરફના માનથી "पृथग्विनानाना भिस्तृतीयान्यतरस्याम्"–पृथक् विना અને नाना સાથે તૃતીયા, પંચમી કે દ્વિતીયા આવે.

વિના-વગર (ઉપર વાંચો) જ્યારે દરેક પછીની બાબતને દરેક પહેલાં કરેલી બાબતના વિશેષણ તરીકે સ્થાપવામાં આવે કે તેમ ન હોવાનુ બતાવવામાં આવે ત્યારે એકાવલિ અલકાર થાય

અહીં દરેક પછીની ઉક્તિ પહેલાંની ઉક્તિને વિશેષણ તરીકે શોભાવે છે-'दानवर्जितम्' 'साम 'નું વિશેષણ છે सत्क्रियां विरहय्य 'दान'નુ વિશેષણ છે અને गुणानुरोधेन विना એ 'सत् क्रिया 'નું વિશેષણ છે તેથી એકાવલી અલંકાર છે

अत्र उत्तरोत्तरस्य पूर्वपूर्वविशेषणतया स्थापनात् एकावल्यलङ्कार ચિત્રભાનુ કારક દીપક હોવાનુ બતાવે છે श्लोकमध्यप्रवर्तिनी प्रवर्तन इति क्रिया बहूनि कारणवस्तूनि स्वसम्बन्धेन दीपवद् दीपयतीति क्रियोपलक्षितम् मध्यदीपकमिदम् ॥

કહ્યુ છે કે લોભીને પૈસાથી વશ કરવો, સારા માણસને માનથી ,હાથ જોડીને, મૂર્ખને ઉશ્કેરીને, અને પડિતને સત્ય કહીને વશ કરવો

लुब्धमर्थेन गृह्णीयात्साधुमञ्जलिकर्मणा । मूर्खं छन्दानुरोधेन तत्त्वार्थेन च पण्डितम् ।

(૧૩) અન્વય—स वशी वसूनि वाञ्छन् न (तथा) मन्युना न (निहन्ति), किंतु निवृत्तकारण (सन्) स्वधर्म इति एव गुरूपदिष्टेन दण्डेन रिपौ सुते अपि वा (स्थित) धर्मविप्लव निहन्ति ॥

હવે સુયોધન दण्ड કેવી રીતે વાપરે છે તે બતાવે છે स दण्डेन धर्मविप्लव निहन्ति-ને દણ્ડથી ધર્મની વિરુદ્ધ આચરણને અર્થાત્ અધર્મને હણે છે પણ કેવો દણ્ડ? गुरूपदिष्टेन-ગુરુએ બતાવ્યા પ્રમાણે. તે શુ પૈસા માટે દણ્ડ વાપરે છે? ના वसूनि वाञ्छन् न निहन्ति ।-તેને પૈસાનો લોભ નથી ત્યારે શુ ક્રોધને લીધે? ના-न मन्युना निहन्ति-આ બંને-માંથી એકે કારણ નથી. તે વશી છે તો શા માટે તેમ કરે છે?-वशी स निवृत्तकारण स्वधर्म इत्येव निहन्ति । પોતાની ફરજ તરીકે જ તે તેમ

કરે છે. બાકી તેને ક્રોધ કે લોભ નથી. તે પક્ષપાત રાખે છે કે? ના रिपौ सुतेऽपि वा निहन्ति। તે દણ્ડ દેતી વખતે પુત્ર કે શત્રુ સામે જોતો નથી.

ન્યાય એ ગણ્યનો સ્તંભ છે. તેથી મિત્ર કે દુશ્મન બંનેને સરખી રીતે દણ્ડ દે છે. આમ કરવામાં તેને કંઈ ક્રોધ કે લોભ નથી. હવે તો તે સંયમી થઈ ગયો છે. કારણ અરિષડ્વર્ગ તેણે જીતી લીધો છે. તે પોતાની ફરજ તરીકે જ દણ્ડનું આચરણ કરે છે. ફક્ત દુષ્ટો જ તેના શત્રુ છે. નાત અને જાત કે વર્ણના ભેદ વગર તે દણ્ડ આપે છે, જેણે ગુન્હો કર્યો હોય તે પછી પોતાનો છોકરો હોય કે શત્રુ હોય પણ તે કંઈ પણ પક્ષપાત વગર સજા કરતો.

નોંધ:

वसूनि—वसु-ધન तानि।

वाञ्छन्—वाञ्छतु વર્ત. કૃદંત-ઇચ્છતા

वशी—वश-સંયમ. स अस्ति अस्य इति। જિતેન્દ્રિય.

मन्युना—મન્યુ ક્રોધ, तेन। हेतौ तृतीया।

स्वधर्म—स्वस्य धर्मः (ष. तत्) પોતાનો ધર્મ.

इति—એમ કરી સુયોધન અધર્મને સજા કરતો કારણ તે તેની ગજા તરીકેની ફરજ હતી.

निवृत्तकारण—निवृत्त कारणं यस्य सः (बहु.) स्वधर्म इति निवृत्त-कारणः કર્તા वशी इति निवृत्तकारण લેવું વધારે સારું છે તે જિતેન્દ્રિય હતો તેથી ક્રોધ કે લોભને વશ થઈ તે દણ્ડ વાપરતો હતો એમ નહોતું.

गुरु०—गुरुणा उपदिष्ट (तृ तत्०) तेन। ગુરુથી બતાવાયેલો. ગુરુ એટલે ન્યાયનો સલાહકાર મંત્રી હશે उप + दिश्‌નું ક. ભૂ. કૃ. उपदिष्ट.

રિપૌ—સુતે શત્રુ તરફ કે પુત્ર તરફ. વાંચો મલ્લિ૦ रिपौ सुते अपि वा स्थितं धर्मविप्लवम् ।

निहन्ति– नि + हन् નું વર્ત. કાળ (लट्) ત્રી. પુ. એ. વચન

दण्डेन–दण्ड्यते अनेन इति दण्डः । तेन । દણ્ડથી. સામ, દાન, દણ્ડ અને ભેદ એમાંનો ત્રીજો ઉપાય તે દંડ. दण्ड માટે વાંચો याज्ञ० धर्मशास्त्रानुसारेण क्रोध लोभ विवर्जितः । मनु०–अदण्ड्यान् दण्डयन् राजा दण्ड्यांश्चैवाप्यदण्डयन् : अयशो महदाप्नोति नरकं चैव गच्छति । વાંચો કૌટિલ્યનું અર્થશાસ્ત્ર–दण्डो हि केवलो लोकं परं चेमं च रक्षति । राज्ञा पुत्रे च शत्रौ च यथादोषं समं धृतः ।

गुरु० માટે વાંચો मल्लि०– नारदस्मृति–धर्मशास्त्र पुरस्कृत्य प्राड्विवाकमते स्थितः । समाहितमतिः पश्येद् व्यवहारानुक्रमात् ॥

(૧૪) અન્વય शङ्कितः (सन्) परितः परेतरान् रक्षान् विधाय अशङ्किताकारम् उपैति; क्रियापवर्गेषु अनुजीविसात्कृताः संपदः अस्य कृतज्ञतां वदन्ति ।

સમજૂતી— હવે સુયોધન 'ભેદ' કેવી રીતે વાપરે છે તે બતાવ્યું છે शङ्कितः सः अशङ्किताकारम् उपैति—જ્યારે જ્યારે તેને બીજા રાજાઓની શંકા જાય છે ત્યારે તે એમ દેખાવ કરે છે કે પોતે જરાએ જરાકે વહેમ રાખતો જ નથી. એ તો ભયંકર કહેવાય. પણ એમ નથી. परितः परेतरान् रक्षान् विधाय उपैति— ચારેબાજુ પોતાના દૂત ગોઠવીને પોતે શંકા વગરનો હોવાનો ડોળ કરે છે. આવા રક્ષકો બહુ વિશ્વાસુ હોવા જોઈએ. હા, सम्पद अस्य कृतज्ञतां वदन्ति આવા દૂતોને તે પુષ્કળ ભેટ અને દાન આપતો. આથી આ બધા માણસો તેને સહેજ પણ છેતરે એવો સંભવ નહોતો. કેવી કેવી ભેટ તે આપતો? क्रियापवर्गेषु अनुजीविसात्कृताः सम्पदः પોતાનું કામ પતી ગયે તે આવી ભેટ આપતો જેથી તેના માણસો તેને કદી છેતરે નહિ.

જ્યારે જ્યારે એને પોતાના પ્રતિસ્પર્ધી સામે શંકા આવે ત્યારે તે બહારથી પોતે શંકા વગરનો દેખાવ કરી અંદરખાનેથી તેના ઉપર વિશ્વાસુ માણસોનો જાપ્તો રાખે છે એ માણસો પણ વિશ્વાસુ હોય છે તેઓ જાણે છે કે કામ પતી ગયે સુયોધન જરૂર તેમની કદર કરી ભેટ આપવાનો. આમ તેના માણસો તેને કયારે ય દગો દેતા નથી

મલ્લિનાથ પણ અહી સરસ સમજાવે છે તે આજુબાજુનાં–પોતાના અને પારકાં—બધા તરફ શકા રાખે છે અર્થાત્ તે કોઇનો વિશ્વાસ કરતો નથી— પછી ભલે તે મિત્ર હોય કે શત્રુ (सर्वत्र स्वपरमण्डले) આથી શત્રુને જીતવા માટે જે પોતાની નીતિ ગુપ્ત રાખી શકે (मन्त्रगुप्ति समर्थान्) અને શત્રુમાં ભેદ પડાવી શકે અને એ રીતે પોતાના પક્ષમા લઈ લે (परैतरान्) એવા માણસો નીમે છે તે આમ શત્રુઓમા ભેદ પડાવે છે, છતાં પોતાની નીતિ પરખાવા દેતો નથી

પણ કઈ દરેક ઉપાય અને દરેક ગુણ કે શક્તિની વિગત આપવી જ જોઈએ એવુ નથી આ કાવ્ય છે. કંઈ નીતિશાસ્ત્રનુ પુસ્તક નથી આથી કેટનાક એમ સમજાવે છે કે દુર્યોધનને હંમેશ યુધિષ્ઠિરનો ભય લાગતો. પણ તે બહાર જણાવા દેતો નહિ. છતાં પોતાના રક્ષણ માટે એ વિશ્વાસુ રક્ષકો રાખતો. તે રક્ષકોને તેમના કામ બદલ તે હમેશ ભેટ આપતો અને આમ તેમને કાયમ માટે વિશ્વાસમાં લઈ લેતો કે જેથી તે દુશ્મનો પાસે ન જાય.

## નોંધ

### विधाय-विभज्य

અહી આ બે પાઠ મળે છે (૧) विधाय वि + धा નું સબંધક ભૂ કૃ રાખીને નિયુક્ત કરીને. (૨) वि + भज् નુ સંબંધક ભૂ કૃ.– त्रिवेकपूर्वक रक्षाविभाग कृत्वा ચિત્રભાનુ પ્રમાણે સામ, દાન વગેરે सुहृद्,

મધ્યસ્થ અને શત્રુ માટે છે તો પછી ઉદાસીન પક્ષનું શું ? ચિનમાનુના મત પ્રમાણે આ શ્લોક ઉદાસીન પક્ષ માટે લખાયો છે વચિો-ष परेत-रान् उपैति परेभ्य शत्रुभ्य इतरान् उदासीनान् आत्मविषयस्नेहद्वेषरहितान् उपैति उपगच्छति । सामाद्युपायैर्वशीकर्तुमिति शेष्यते । परोपजप्ताश्चेद् एते (उदासीना ) न भवेयुः इति शङ्कितवान् । अशङ्किताकारम् ને તે અન્યય તરીકે લે છે आकारग्रहणमुपलक्षणमिङ्गितचेष्टादे । आकार इङ्गितचेष्टा वा । यथा तै शङ्किता स्यु तथा तान् ।

रक्षा १—रक्षतीति-रक्षक।

परित —ચારે તરફ પોતાના અને શત્રુના રાજ્યમાં.

परेतरान्-પોતાના આત્મીય परेभ्य इतरे (प तत ) શત્રુ નહિ તેવા અથવા આમ પણ વિગ્રહ થાય-पर इतर येभ्य ते परेतरा । મલ્લિનાથ ત્રીજી રીતે બતાવે છે-परान् इतरयन्ति इति परेतरा ।

अशङ्कि०—શંકા વગરનો હોય તેવો દેખાવ. शङ्का सञ्जाता अस्य इति शङ्कित । 'तदस्य सञ्जात तारकादिभ्य इतच्' । तारकादि વર્ગના શબ્દોને 'તેનામાં આ છે' એમ બતાવવા इतच् પ્રત્યય લાગે છે शङ्का + इतच् = शङ्कित । न शङ्कित अशङ्कित (नञ् तत् ) आ + कृ + घञ् भावे = आकार । अशङ्कितस्य आकार अशङ्किताकार (ष तत् ) શંકા વગરનો હોય તેવી ચેષ્ટા

उपैति—उप + इ नु व ह। (लट्) त्री पु એ વ.

शङ्कित — ( ઉપરનું ટિપ્પણ જુઓ )

क्रिया०—क्रियाणां अपवर्ग -(ष तत ) માર્ગની સફળતા કાર્ય સફળ થાય ત્યારે.

— अनुजीविसात्—સેવકોને આપેલી 'તેને આપવા'ના અર્થમાં कृ भू अस् અને सम् + पद् સાથે सात् પ્રત્યય પ્રાતિપદિક ને લાગે છે

कृता —कृ नु ह भू. कृ कृत

कृतज्ञताम्—કૃતજ્ઞતા जानातीतिज्ञ । कृतस्य ज्ञ कृतज्ञ । तस्य भावः कृतज्ञता । ताम् ।

वदन्ति—वद्નુ વર્ત કા (लट्) ત્રી પુ બ વ

सपद— અહીં 'ભેદ' અર્થ થાય

(૧૫) अन्वय तेन पदेषु सम्यक् विभज्य विनियोग सत्क्रिया लम्भिता उपाया सघपगुपेत्य इव परिवृद्धितायती अर्थसपद अनारत फलन्ति ॥

સમજૂતી—उपाया फलन्ति—જેણે પ્રયોજેલા સામ, દાન ભેદ અને દણ્ડ એ ચાર ઉપાયો ફળે છે કેવી રીતે ફળે છે? सघपम् उपेत्य इव—સારૂ પરિણામ લાવવા જાણે આ ચાર ઉપાયો અન્યોન્ય સ્પર્ધા કરે છે પણ તેણે ઉપાયો કેવી રીતે પ્રયોજ્યા છે? तेन पदेषु विनियोगसत्क्रिया लम्भिता उપाया ।– તેણે તે ઉપાયો સતત યોગ્ય સ્થળે પ્રયોજ્યા એટલુ જ નહિ પણ सम्यक् विभज्य लम्भिता – ક્યા સામ વાપરવો, કયા દાન વાપરવુ, કયા દણ્ડ વાપરવો અને કયા ભેદ વાપરવો એ બરાબર વિચા રીને નક્કી કરીને તેણે પ્રયોજ્યા છે—આમ તે ઉપાયોને તેમના ઉપયોગ રૂપી સત્ક્રિયાનુ માન મળ્યુ આથી બધા ઉપાયો જાણે સારૂ ફળ આપ વામા અન્યોન્ય સ્પર્ધા કરતા હોય તેમ તેને ફળ આપે છે શુ ફળ આપે છે? अर्थसपद्–અર્થસપત્તિ પણ કેટલી? परिवृद्धितायती–જેનુ ભાવિ ખૂબ વિશાળ છે તેવી અર્થસપત્તિ રૂપી ફળ તે ઉપાયો આપે છે

યોગ્ય રીતે વિવેકપૂર્વક ઉપાયો પ્રયોજવાથી સુયોધનને અસાધારણ સફળતા વરી આ સત્ક્રિયાને લીધે જાણે સારૂ ચિરજીવ ફળ આપવામાં ઉપાયો અન્યોન્ય સ્પર્ધા કરતા ન હોય તેમ લાગે છે આમ उपेत्य सघर्षम् इव મા ઉત્પ્રેક્ષા છે

નોંધ

अनारतम्—आ + रम् + क्त कर्तरि = आरत, न आरतम्– अनारतम् હમેશ

तेन—સુયોધન વડે

पदेषु—યોગ્ય સ્થાને મલ્લિનાથ उपायवस्तुषु—એમ સમજાવે છે

लम्भिताः—लम्भ्‌નુ પ્રેરક કર્મણિ ભૂ. કૃ પુ પ્ર ન. વ. = प्रापिता પ્રયોજાયેલા

विभज्य—वि + भज्‌ નુ સં. ભૂ. કૃદંત દરેકનુ ક્ષેત્ર કયુ છે તે જોઈને સુયોધન ઉપાયો પ્રયોજતો

सम्यक्—યોગ્ય રીતે. विभज्य નું ક્રિયાવિશેષણ.

विनियोग०—વિનિયોગ (ઉપયોગ કરવા)રૂપી સત્ક્રિયા જેમની થઈ છે તેવા. विनियोग एव सत्क्रिया येषां ते। અથવા विनियोग सत्क्रिया येषां ते (બહુ૦) ઉપયોગ જેમનો સત્કાર છે તેવા

આગળ સમજાવ્યુ તેમ સુયોધન પહેલા નક્કી કરે કે કયો ઉપાય ક્યાં પ્રયોજવો પછી તે એ ઉપાય પ્રયોજે છે આમ યોગ્ય રીતે પ્રયોજવા બદલ 'ઉપાય'ને મોટુ માન મળ્યુ.

फलन्ति—ઉપર પ્રમાણે માન મળવાથી ઉપાયો ફળે છે फल्‌ નુ વર્ત. કા (लट्) ત્રી પુ બ. વચન.

उपाया—उपैति અથવા उपायते एभिः इति—જેનાથી અર્થ સરે છે એટલે કે ઉપાય. તે ચાર છે—साम, दान, भेद અને दण्ड

परि०—परिबृंहिता आयतिः यासां ता (बहु०)—જેમનુ ભાવિ વિશાળ છે અર્થાત્ જે ચિરસ્થાયી પરિણામ લાવે છ તેવી. અર્થાત હમેશ વધતી. आ + यम्‌ + क्तिन् भावे = आयति।

उपेत्य—उप + इ‌નુ સબંધક ભૂ કૃ પામીને

सपर्याम्— सम्‌ + पृप्‌ + घञ्‌ भावे = सपर्य સમર્પણ

अर्थसंपद—अर्थानां सम्पद (सम्पत्तय)(ष तत्) અર્થસંપત્તિ.

(१६) અન્વય—नृपापायनदन्तिनां अयुग्मच्छदगन्धि मद तदीयम् अनेकराजन्यरथाश्वसकुल आस्थाननिकेतनाजिर मुहु आर्द्रतां नयति ॥

સમજૂતી—मद तदीयम् आस्थाननिकेतनाजिरं मुहु आर्द्रतां नयति–રાજા સુયોધનના દરબારનો આગલો ભાગ હાથીઓના મદથી ભીનો થાય છે એટના બધા હાથી! नृपोपायनदन्तिनां मद—રાજાને હાથી ભેટ તરીકે મળ્યા હશે હાથીનો મદ ત્યારે તો ખગમ વાસવાળો હશે. ના अयुग्मच्छदगन्धि–ને મદ સપ્તચ્છદ વૃક્ષના દૂધ જેવી ગધવાળો છે સભાગૃહનુ આંગણુ કેવુ હતુ ? अनेकराजन्यरथाश्वसकुलम्–કેટલાયે રાજાઓ અવારનવાર સુયોધન પાસે આવતા તે એટલા બધા હતા કે તેમના રથ અને ઘોડાથી એ આંગણુ ભરેલુ રહેતુ તેમા હાથી વધ્યા! તેના મદથી આગણુ ભીનુ રહેતુ હતુ

હવે આ શ્લોકમા કવિ ખતાવવા માગે છે કે ચાર ઉપાયોને લીધે સુયોધનની અર્થસપત્તિ કેટલી વધી ગઇ છે! હવે તો તે સમ્રાટ ચક્રવર્તી રાજા થયો છે કેટલાયે રાજાઓ તેને મળવા આવે છે અને આમ દરબાર ભરેલા જ રહે છે કેટલાયે રાજાઓ તેને માટે હાથી વગેરે મોટી ભેટ આપે છે આમ દૂત કહેવા માગે છે કે—સુયોધનને ઉખેડવો હવે સહેલો નથી. તેના હાથમાંથી રાજ્ય મેળવવા હવે ખાસ તૈયારી કરવી પડશે

ચિત્રભાનુના મત પ્રમાણે ચાર ઉપાયોનુ પરિણામ તો આગળ આવી ગયુ તેના મત પ્રમાણે અહી પ્રભુશક્તિ વર્ણવી છે તેની પ્રભુશક્તિ બહુ મોટી હતી કેટલાયે ખડિયા રાજાઓ રોજ આવતા અને મોટી ભેટ આપતા તેમના રથ અને ઘોડાથી તેનુ આંગણુ હમેશ ભર્યું ભર્યું રહેતુ

નોંધ

अनेक०– राज्ञ अपत्यानि जाति इति राजन्य । न एके अनेके

( नञ् तत्० ) अनेके राजन्या (कर्म०) अनेकराजन्यानां रथाश्वम् (ष. तत्) अनेकराजन्यरथाश्वेन सङ्कुलम् । અથવા अनेकराजन्याना रथा अनेकराजन्यरथा । तेषाम् अश्वा । तै सङ्कुलम् । અનેક રાજાઓના રથ અને અશ્વથી ભીડવાળુ બનેલુ ( सङ्कुलम् )

तदीयम्— તેનુ तस्य दुर्योधनस्य इदम् इति

आस्थान०—आस्थीयते अस्मिन् इति आस्थानम् । निकेत्यते अस्मिन् इति निकेतनम् । आस्थानस्य निकेतनम् (ष तत०) सभागृह तस्य अजिरम् (ष तत०) તેનુ આંગણુ સભાગૃહનુ આંગણુ

नयति— नी તુ વર્ત કાળ ( लट् ) त्री पु એ व नी દ્વિકર્મક ક્રિયાપદ હોવાથી તેના બે કર્મ છે—(૧) [अजिरम् પ્રધાનક છે (૨) आर्द्रताम् ગૌણકર્મ છે

अयुग्म०–युग्म = બે (એટલે બેકી) न युग्म अयुग्म (नञ् तत्०) ( બેકી નહિ તે ) (એકી) अयुग्मा छदा यस्य इति अयुग्मच्छद (बहु०) तस्य गन्ध इव गन्ध यस्य स (बहु०) સપ્તચ્છદના (પુષ્પની) ગંધ જેવી ગંધવાળુ सप्तम्युपमानपूर्वस्योत्तरपदलोपश्च वक्तव्य સપ્તમી કે ઉપમાનસૂચક જો બહુવ્રીહિ સમાસના પૂર્વપ૦ તરીકે હોય તો તેના ઉત્તરપ૦નો લોપ થાય ] આ વાર્તિક પ્રમાણે સમાસ થયો અને ઉત્તરપદ 'गन्ध'નો લોપ થયો. પણ 'उपमानाच्च' એ સૂત્ર પ્રમાણે બહુવ્રીહિ સમાસનુ પૂર્વપ૦ જો ઉપમાન હોય તો બહુવ્રીહિ સમાસને અંતે રહેલા गन्ध શબ્દને इ લાગે

વાચો रघु०–५– सप्तच्छदक्षीरकटुप्रवाहमसह्यमाघ्राय मद तदीयम् ॥

आर्द्रताम्– आर्द्र– ભીનુ तस्य भाव आर्द्रता–

नृपोपायन०– नृपाणाम् उपायनानि (ष तत्०) तानि एव दन्तिन (कर्म०) तेषाम् ।

આ શ્લોકમાં સુયોધનના સભાગૃહના આંગણાનું ભવ્ય રીતે વર્ણન કરવામાં આવ્યું છે તેથી ઉદાત્ત અલંકાર છે. વાંચો का० प्र० उदात्तं वस्तुनः संपत् महतां चोपलक्षणम् ।

(૧૭) અન્વય- चिराय तस्मिन् क्षेम वितन्वति (सति) अदेवमातृका कुरवः अकृष्टपच्याः इव कृषीवलैः सुखेन लभ्याः सस्यसंपद दधतः = (सन्तः) चकासति ।

સમજૂતી- कुरवश्चिराय चकासति- તમારા ગયા પછી ઘણો વખત ખરાબ દશા અનુભવીને હવે કુરુ દેશ ફરીથી સુખ પામ્યો છે. કેવી રીતે વારૂ ? शस्यसंपदः दधतः कुरवः चकासति—પુષ્કળ પાકથી હવે કુરુ દેશ સુખી અને ફળદ્રુપ બન્યો છે. પણ કુરુ દેશમાં તો બહુ ઓછો વરસાદ હોય છે. તો પછી તે કેવી રીતે રસાળ બન્યો ? કેટલા પ્રમાણમાં પાક થતો હતો ? अकृष्टपच्या इव कृषीवलैः सुखेन लभ्या शस्यसम्पदः- જેમ વગર ખેડેલી જમીન ઉપર પાકયો હોય તેમ પુષ્કળ પાક ખેડૂતોને સહેલાઈથી મળતો. પણ વરસાદના પાણી વગર ? अदेवमातृका (अपि) कुरवः तस्मिन् क्षेमं वितन्वति (सति) चकासति ભલેને વાદળ બરાબર ન વરસે તે છતાં સુયોધન કુરુ દેશની એટલી દરકાર રાખનો કે તેણે આખા કુરુ દેશમાં નહેરો ખોદાવી. આમ વરસાદની જરાક પણ જરૂર રહેતી નથી અને કુરુ પ્રદેશ હવે ખૂબ રસાળ બન્યો છે.

દૂત કહે છે કે કુરુ દેશ વરસાદ વગરનો છે. તેથી વરસનું અનાજ લોકો માંડ ઉગાડી શકે છે. પણ સુયોધને હવે તેની ખાસ કાળજી લીધી છે. ચારે બાજુ તેને નહેરો વાટે પાણી પૂરું પાડ્યું છે પરિણામે ખેડૂતને સહેલાઈથી પુષ્કળ પાક મળે છે. તેથી સંભાળજો, મુશ્કેલીને વખતે સુયોધનના રાજ્યમાં ખાવાનું ખૂટવાનું નથી. તેને તે બાબતની નિરાંત છે. આમ હવે સુયોધનના રાજ્યની સ્થિતિનું વર્ણન કરે છે.

જે પ્રદેશ કેવળ વરસાદ ઉપર આધાર રાખતો હોય ત્યાં લીના કે સૂકા કાળનો ભય હોય કિન્તુ અહીં તો યુધિષ્ઠિરે ચોમેર નહેરો વાટે પાણી એવું પૂરૂ પાડ્યુ છે કે ખેડુતોને પાણીની રાહ જોવી જ ન પડે વાવે કે ઊગે. આમ તેના રાજ્યમા દુષ્કાળનો ભય નથી તેના રાજ્યમા, કુરુ પ્રદેશની ભૂમિ ધનધાન્યથી ફૂલીફાલી છે અને ચોમેર લીના લહેર પ્રવર્તે છે

નોંધ

सुखेन–સહેલાઈથી प्रकृत्यादिभ्यश्च उपसख्यानम्। इति तृतीया।

लभ्या –મેળવાય તેવા लभ् नु વિધ્યર્થ કૃદત लभ्य नु स्त्री. દ્વિ બ. વચન शस्यसम्पद् नु વિશેષણ

दधत –धा नु વર્ત કૃદત दधत् પ્રથમા બ. વચન

कृषीवलै–कृषि अस्ति एषाम् इति कृषि + वलच कृषीवला – ખેડુતો. તે । ' रज कृष्यासुतिपरिषदो वलच्–रजस्, कृषि, आसुति અને परिषद ને मतुप् ના અર્થમા वलच् પ્રત્યય લાગે છે જ્યારે वलच् આવે ત્યારે દીર્ઘ થાય' (વળે)એ નિયમ પ્રમાણે कृषि નો इ દીર્ઘ થયો.

अकृष्ट०–कृष् नु क भू કૃદત कृष्ट. कृष्टे स्वयमेव पच्यन्ते इति कृष्टपच्या । ખેડેલી જમીન ઉપર થાય તેવા પણ न कृष्टपच्या अकृष्टपच्या (नञ् तत्०) ન ખેડેલી જમીન ઉપર થાય તેવો.

शस्यसम्पद –शस्यम् પાક–तेषां सम्पदम्—(ष तत्)

वितन्वति–वि + तन् नु વર્ત કૃદત પુ સપ્તમી એ વ વિસ્તારી રહ્યો છે

क्षेमम्–સુખ નહેરો વગેરેનુ ખોદકામ

२ अदेवमातृका –देव वृष्टिरूपो देव माता येषां ते (बहु०) देवमातृका न देवमातृका अदेवमातृका (नञ् तत्०) वृष्टयम्बुजीविनो देशो देवमातृक उच्यते ॥ અહીં મલ્લિનાથ સમજાવે છે કે अदेव०

એટલે નદીમાતૃક-દેવમાતૃક પ્રદેશમાં વરસાદ સહેલાઈથી પાણી પૂરું પાડે છે અને પાક સહેલાઈથી મળે છે. તેમને પાણી પાવું પડતું નથી. આમ शस्यसंपद् सुखेन लभ्याः હોય છે. જ્યારે નદીમાતૃક દેશમાં शस्यसंपद् सुखेन लभ्या કેવી રીતે હોય? કારણ નહેર ખોદીને પાણી પૂરું પાડવાનું હોય. પણ અહીં તેવું સમજવાનું નથી. ભલે વરસાદનું પાણી ન મળે તો પણ નહેરો વાટે ખેડૂતોને જોઈએ તે કરતાં પણ વધારે પાણી મળતું અને પાક પુષ્કળ ઉતરતો. શ્રી. રાય કહે છે नदेव० એટલે ઉપગ્નો અર્થ ઘટાવવાનો

चिराय-લાંબા વખત સુધી-અથવા (યુધિષ્ઠિરના ગયા પછી) લાંબે ગાળે. 'चिराय' ને क्षेम वितन्वति અથવા चिराय = चिरात्कालात् परम्-લાંબે ગાળે અથવા चिराय-લાંબા વખત સુધી-चकासत्ते એમ ત્રણ રીતે લેવાય

तस्मिन्-દુર્યોધનને અનુલક્ષીને

कुरवः-કુરૂદેશ.

चकासति-चकास् નું વર્ત. કાળ. (लट्) ત્રી. પુ. બ. વ. 'जक्षित्यादयः षट्' [चकास्, जक्ष्, जागृ, दरिद्रा અને शास्-આ ૭ ધાતુઓમા ત્રી પુ. બહુ વચનનો न् લોપાય છે. તેથી રૂપ चकासति થયુ.] चकासते પાઠ પણ છે.

અહીં શ્રી રાય મહાભારતની ઉક્તિ ટાંકે છે કે જ્યારે રાજા બરાબર ધર્મ પાળે છે ત્યારે સત્યયુગ રહે છે અને બધુ પુષ્કળ પ્રમાણમાં મળે છે. अकृष्टपच्या पृथिवी भवन्त्योषधयस्तथा---દુર્યોધન આમ ધર્મ બરાબર પાળતો તેથી જાણે વગર ખેડેલી જમીન ઉપર મળતું હોય તેમ તેની પ્રજાને અનાજ પુષ્કળ મળતું.

(૧૮) અન્વય-उदारकीर्तेः दयावत् अभिरक्षया प्रशान्तबाधं उदयं दिशतः वसुरमानस्य अस्य गुणैः उपस्नुता मेदिनी वसूनि स्वयं प्रदुग्धे।

સમગ્રની–મેદિની સ્વય વસૂનિ પ્રદુગ્ધ–પૃથ્વી પોતે એને ખૂબ ધન આપતી શા માટે એટનુ બધુ ? વસૂપમાનસ્ય અસ્ય ગુણૈ ઉપસ્તુતા–હવે સુયોધન બીજા કુબેર જેવો થઈ ગયો હોવાથી એના ગુણથી પૃથ્વી ખૂબ આકર્ષાઈ છે શા માટે તે કુબેર જેવો હતો ? તેનામાં કયા કયા ગુણ હતા ? દયાવશ ઉદારકીર્ત અસ્ય સુયોધન ઉદાર છે કારણ તેણે લોકો માટે નહેર વગેરે ખોદાવી વરસાદ વગર પણ ધરણીને ફળદ્રૂપ કરી છે તેનુ' હૃદય લોકો માટે દયાથી છલકાય છે

આ દયાના ગુણથી પૃથ્વી આકર્ષાઈ છે અને સ્વય ધરિત્રી જ સુયોધનને ધન દોહી આપે છે શ્રી. રાય સમજાવે છે કે નહેર વગેરેના પાણીથી પૃથ્વી નરમ બને છે અને તેથી પુષ્કળ પાક ઉત્પન્ન કરે છે અને એ રીતે જાણે ધન પ્રસવે છે પરતુ ધન હોય અને જમીન ફળદ્રૂપ હોય એટલે દુશ્મનોનો ભય ઊભો રહે જ સુયોધને એ પણ તકેદારી રાખી હતી अगिरक्षया प्रशान्तबाधम् उदय दिशत (अस्य–સુયોધને ચારે બાજુ પાકુ રક્ષણ નાખ્યુ છે આથી તેના ઉદયની આડે કોઈ આવે એમ નથી આથી પૃથ્વી જાણે નિર્ભય થઈને ધન આપે છે

આગળ જોયુ તેમ સુયોધને નહેર વગેરમાં પુષ્કળ પૈસો ખરચ્યો છતાં તેના ભડાર ભરેલા છે કારણ ? એના–ઉદારતા દાક્ષિણ્ય, દયા વગેરે–ગુણોથી આકર્ષાઈને પૃથ્વી પોતે એને ધન આપે છે અને ભડાર ભરેના રાખે છે તેની કીર્તિ દૂર દૂર વ્યાપી છે તે પોતે કુબેર જેટલો ધનવાન છે

આગળના શ્લોકમા જોયુ કે ખેડુતોને પુષ્કળ પાક સહેલાઈથી મળતો હતો અહી કહે છે કે જેમ તાજી વિયાયેલી ગાય પોતાના રક્ષકને પગ દૂધ આપે છે તેમ પૃથ્વી પણ પોતાના રક્ષકને ધન રૂપી દૂધ આપે છે

દૂત કહે છે કે હવે તો સુયોધને નાજાને જોઈએ તે બધા ગુણ કેળવી લીધા છે. આમ તેણે હવે સીધું લોકોનુ હૃદય જીતી લીધુ છે તેની કીર્તિ દિગન્તે વ્યાપી છે તેની પાસે કુબેરના ભડાર ભર્યા છે તેની દયાની સીમા નથી તે કોઈ જાતના નાત, જાત કે સગાં સબધીના ભેદભાવ વગર દરેકને સરખી સજા કરે છે અને દરેકને તે સરખુ સરક્ષણ આપે છે તેની દયા અને રક્ષણને લીધે તેની પ્રજા સમૃદ્ધ છે. અને તેની ભૂમિ કેટલોયે પાક આપે છે જેમ પોતાની દેખરેખ રાખનારને ગાય ખુશીથી દૂધ આપે છે તેમ તેના રક્ષણથી ખુશ થઈને આ ધરિત્રી પોતે ધન આપે છે આમ તેના ગુણ અને સમૃદ્ધિથી સુયોધન અજેય છે તેને જીતવો સહેલો નથી

પ્રસ્તુત શ્લોકમાં 'वसूपमानस्य'મા ઉપમા છે उपस्नुता અને दोहनक्रिया–એ બંને વિશેષણો પૃથ્વી અને ગાયને લાગુ પડે છે તે ગાયનુ સૂચન કરે છે આથી અહીં **સમાસોક્તિ અલંકાર** થયો ઉપરાંત् दोहन મુખ્યત તો ગાયને લાગુ પડે પણ અહીં પૃથ્વી સાથે વાપર્યું છે, તેથી પૃથ્વી અને ગાય વચ્ચે अमेद છે આમ અહીં પ્રથમ પ્રકારની **અતિશયોક્તિ** પણ છે તેથી અહીં **અતિશયોક્તિ** અને **સમાસોક્તિ** નો सङ्कर થયો

વાંચો– "चिन्न यथा तृणकम्वलादिभिः शरीरपोषण दिशता दशादिभ्यो रक्षता दयावता प्रदास्वेन गोपालेन स्नेहस्नुतपयोधरा सुरभि सुखेन पयो दुह्यते तथा करमार्दवादिभि परिपोष दिशता दस्युचोरादिभ्यो रक्षता तेन गुणानुरञ्जिता मेदिनी सुखेन वसुनि दुह्यते इति उपमालङ्कारो द्योत्यते। तद्गुणरञ्जिता स्वयमेव तस्मै प्रतिदिवस स्वाभ्यन्तरस्थितानि अपि वसुनि दिशति इति तात्पर्यार्थ ॥

નોંધ

उदारकीर्ते — उदारा कीर्ति यस्य स (बहु) ખૂબ ફેલાયેલી કીર્તિવાળો.

उदयम्—ઉદય દિશા નું કર્મ.

दयावतः— दया अस्ति अस्य इति दया + मतुप् = दयावान् ।
" मादुपधायाश्चमतोर्वोऽयवादिभ्यः." (पा ८-२-९)

[ અન્ત્ય કે ઉપાન્ત્ય म કે અવર્ણ હોય તે શબ્દો સાથે यवादि વર્ગ સિવાય— मतुप् ના म નો व થાય છે ]— એ નિયમ પ્રમાણે दया + मतुप् માં म નો व થયો અને दयावान् થયું સુયોધને નહેર વગેરે ખોદાવ્યું તેથી તે દયાળુ મનાયો

प्रशान्तबाधम्— આ બે રીતે લેવાય— (૧) दिशत સાથે प्रशान्ता बाधा यस्मिन् तत् यथा स्यात् तथा (અવ્યયી) અથવા (૨) उदयम्ના વિશેષણ તરીકે— प्रशान्ता बाधा यस्मिन् तम् (बहु०)

दिशत— दिश् નું વર્ત કૃ दिशत् નું પુ ષ એ ૨ બતાવતા

अभिरक्षया- ચોમેર (अभि) રક્ષણથી करणे तृतीया

स्वयम्- બળજબરીથી નહિ પણ પોતાની ખુશીથી

प्रदुग्धे- દોહી આપે છે प्र + दुह् (બીજો ગણ) પરસ્મૈ વર્ત. કાળ (लट्) ત્રી. પુ એ વ. અહી दुह् कर्मकर्तृवाच्य માં વપરાયું છે. ભર્તૃહરિ कर्मकर्तृवाच्य ની નીચે પ્રમાણે વ્યાખ્યા આપે છે.-

क्रियमाणन्तु यत् कर्म स्वयमेव प्रसिध्यति ।
सुकरैः स्वैः गुणैः कर्तुः कर्मकर्तेति तद्विदुः ॥

'જ્યારે કર્તાએ કરેલું કામ ફક્ત કર્તાના ગુણથી એની મેળે થાય ત્યારે ક્રિયાપદ कर्मकर्तृवाच्य કહેવાય'

અહી કહેવાનો ભાવાર્થ એ છે કે દુર્યોધનની પોતાની મહેનત વગર ફક્ત તેના ગુણથી આ કામ થયું,

उपस्नुता—उपस्रुता

उप + स्नु नुं क भू कृ. स्त्री प्र એ व પીગળેલી દ્રવેલી.

उपरकृता—उप + कृ નું કે. ભૂ. કૃદંત સ્ત્રીલિંગ.

વાંચો. चित्रभानु—" अन्तः स्थितस्य क्षीरस्य वत्सदर्शनादिना निमित्तेन स्तनमुखं प्रति आकर्षणं मुख्यं स्रवनं गोक्रियात्वेन प्रसिद्धम्। तत् अत्र मेदिनीक्रियात्वेन प्रयुक्तं अमुख्यं स्रवनं मेदिन्या गोत्वारोपं द्योतयति। तस्य क्षीरस्य असञ्जातपीडं गोपालादिना स्तनमुखात् निःसारणं मुख्यं दोहनम्। आरोपितगोपत्वभूपतिक्रियात्वेन उक्तम्। माधुर्य-दाक्षिण्यादिभिः तस्य गुणैः आर्द्रीकृतहृदयायाः मेदिन्याः स्वाभ्यन्तरस्थितानां वसूनां तस्मै देयत्वेन अध्यवसानं स्रवनत्वेन आरोप्यते। पुनस्तदुद्भवाप्रतिबन्धेन तेन तस्या वसूनां निःसाधारणं अमुख्यं दोहनं, तद् भूपतिकर्तृकमपि सुकरतरम् इति द्योतयितुम् मेदिनीकर्तृत्वेन उक्तम्॥ „

પહેલો પાઠ વધારે ભાવમય હોવાથી મેં તે રાખ્યો છે. નિર્ણયસાગર આ.વૃત્તિ અને ક્રમભગ બધા તે જ પાઠ રાખે છે.

वसूपमानस्य—કુબેર સરખો. वसु = કુબેર वसुः उपमानं यस्य सः (बहु.) तस्य. उपमीयते इति उपमानम्।

वसूनि—ધન.

मेदिनी—પૃથ્વી. જ્યારે વિષ્ણુએ મધુકૈટભને માર્યા ત્યારે તેમની ચરબી અને માંસથી પૃથ્વી છવાઈ ગઈ. આથી તે મેદિની કહેવાઈ.

मधुकैटभयोरासीत् मेदसैव परिप्लुता।
तेनेयं मेदिनीनाम्ना सर्वतः परिकीर्तिता॥

વાંચો. રઘુ. ૧૭-૬૫-૬૬.

तपो रक्षन् स विघ्नेभ्यस्तस्करेभ्यश्च सम्पदः।
यथा स्वमाश्रमैश्चक्रे वर्णैरपि षडंशभाक्॥
खनिभिः सुषुवे रत्नं क्षेत्रैः सस्यं वनैर्गजान्।
दिदेश वेतनं तस्मै रक्षासदृशमेव भूः॥

(૧૮) અન્વય—महौजस मानधना धनार्चिता संयति लब्धकीर्तय न संहता नभिन्नवृत्तय धनुर्भृत अस्य तस्य प्रियाणि समीहितुं वाञ्छन्ति ॥

સમજૂતી—धनुर्भृत अस्य तस्य प्रियाणि समीहितु वाञ्छन्ति—તેના સૈનિકો પોતાના જીવને જોખમે પણ સુયોધનનુ પ્રિય કરવા તૈયાર છે. સૈનિકો કેવા છે ? महौजस—અસાધારણ બળવાળા मानधना—તેમને માન એ જ પૈસો છે. યશ માટે તેઓ મૃત્યુની પણ પરવા કરે એવા નથી. આથી તેઓ સમરાંગણમાં પીઠેહઠ કરે તેવા નથી धनार्चिता—વળી તેમને યોગ્ય વેતન મળે છે જ સુયોધન તેમને વેતન બાબત પણ અસંતોષ આપતો નથી આથી કોઈ દુશ્મન તેમને પૈસાથી લોભાવે એમ નથી. संयति लब्धकीर्तय—તેના સૈનિકો અણઘડ નથી પણ તેમનુ શૌર્ય કેટલાયે યુદ્ધોમાં તપાસાયુ છે તેઓએ લડાઈમાં કીર્તિ પ્રાપ્ત કરી છે આમ તેના સૈનિકો અનુભવી છે न संहता—તેઓ રાજા વિરુદ્ધ કાવતરુ રચવા ભેગા મળતા નથી

न भिन्नवृत्तय—અંદર અંદર ઝગડીને તેઓ સુયોધનનુ કામ બગાડતા નથી

દૂત કહે છે કે હવે સુયોધનને જીતવો સહેલો નથી તેની પાસે એવુ અજેય લશ્કર છે કે તેની સાથે યુદ્ધ કરવુ એ વિચાર થઈ પડે. તેના સૈન્યમા મોટા મહાબળવાળા યોદ્ધાઓ છે સ્વામી માટે પોતાનો જીવ પણ તે આપી શકે એમ છે કોઈ પણ હલકુ સ્વાર્થી કામ કરવા તેઓ પ્રેરાય જ નહિ કારણ તેઓને માન પ્રિય છે તેમને નિયમિત પગાર મળે છ આથી કોઈ દુશ્મન તેમને પૈસાના લોભે લોભાવી ન શકે કેટનાયે સમરાંગણો તેમણે ખેડેલા છે આથી તેઓ રણમાં હિંમત હારે એમ નથી તેઓ રાજા વિરુદ્ધ કાવતરૂ કરવા ભેગા નથી મળતા કે અંદર અંદર લડી તેઓ રાજાનુ હિત બગડવા દેતા નથી. આવા સૈન્યવાળો કોણ રાજવી અજેય નથી ? આમ તેને યુદ્ધમા જીતવો એ કપરૂ કામ છે

નોંધ

महौजस —महत् ओज' येषां ते ( बहु० ) મોટા બળવાળા " आन्म-हतः समानाधिकरण जातीययो· "—[ કર્મધારય અને બહુવ્રીહિ સમાસમાં જો પૂર્વપદ महत होय तो अने जातीय प्रत्यय पहेला महत्‌नुं महा थाय छे. ]—એ નિયમ પ્રમાણે महा થયું.

मानधनाः—मानः धन येषां ते ( बहु० ) માન જેનું ધન છે તે. मन् + घञ् भावे = मान । વગેરે शिशु०–अभिमानैकधना हि मानिनः ।

धनार्चिता—ધનથી પૂજાતા. धनेन अर्चिता ( तृ तत्. ) તેમને યોગ્ય વેતન મળતું. આથી તેમને સુયોધનને છોડવાનું કોઈ કારણ હોય નહિ.

धनुर्भृत –धनुः बिभर्ति इति ( उप. तत्. ) મોટા યોદ્ધાઓ ધનુષ્ય રાખતા. આ બતાવે છે કે તેઓ સાધારણ લડવૈયા નહોતા.

सयति-સુદ્ધમાં

लब्धकीर्तय –જેમણે કીર્તિ મેળવી છે તેવા लभ् नु क. भू કૃદંત. लब्ध लब्धा कीर्तिः यैः ते ( बहु० ) અણીને વખતે તેઓ હિંમત હારે તેવા નહોતા કારણ કેટલીયે લડાઈઓ તેમણે લડી નાખી છે

न सहता—न सहता न सहता ( સુપ્ સુપ સમાસ ) ( सह सुपा इति समासः ) રાજ્ય વિરુદ્ધ કાવતરું રચવા તેઓ ક્યારે ય ભેગા થતા નહિ

વાંચો–काम-राज्योपघात कुर्वीरन् ये पापा राजवल्लभा । एकैकशः सहतावा तान् दूष्यान् परिचक्षते ।

**नभिन्नवृत्तयः—नभेदवृत्तयः**

नभिन्नवृत्तय –भिन्ना वृत्तयः येषाम् ते ( बहु० ) न भिन्नवृत्तय इति नभिन्नवृत्तय ( सुप सुप સમાસ ) વગેરે 'नैकधा–इत्यादौ तु नशब्देन सह सुप्सुपेति समासः ॥' –ભટ્ટોજી. જેમની વૃત્તિ ભિન્ન નથી તેવા

नभेदवृत्तय–જેની વૃત્તિ ભેદ ન પડાવવાની છે તેવા

આ પાઠફેર છે, પહેલા પાઠમાં બીજા પાઠનો ભાવ આવી જાય છે તેથી તે સારો છે નિર્ણયસાગર વગેરે આવૃત્તિઓ પણ તે જ પાઠ રાખે છે.

કહ્યું છે કે–

न सहतान् न भिनांश्च योधान् कुर्वीत् सिद्धये।

हरेयु सहता वित्त भिन्नाश्चानर्थकारिण ॥

प्रियाणि–प्रिय हित. प्रीणयन्तीति। 'इगुपधज्ञाप्रीकिर क' इ, उ અને ऋ ઉપધા તરીકે અને ज्ञा, प्री અને कृ ધાતુઓ કર્તૃવાચ્ય क લે છે.

वाञ्छन्ति–ઈચ્છે છે वाञ्छ નું વર્ત કા (लट्) ત્રી પુ બ વચન.

असुभि –असु = પ્રાણ આ હમેશ પુલિંગ બહુ વચનમાં જ વપરાય છે

समीहितुम्–सम + ईह् નું હેત્વર્થ કૃદંત કરવા

આ શ્લોકમાં મહૌજસ વગેરે વિશેષણો યોદ્ધાઓ પ્રાણ આપવા શા માટે તૈયાર છે તેનું કાવ્યમય કારણ આપે છે આમ અહીં કાવ્યલિંગ અલંકાર કે બધા વિશેષણો ખાસ હેતુપૂર્વક વપરાયાં હોવાથી અહીં પરિકર અલંકાર પણ છે. (એ માટે સમજૂતી જુઓ)

અહી तिलतन्दुलन्याय થી આ બને અલંકારોનું મિશ્રણ થયું છે તેથી તે બે અલંકારોની સંસૃષ્ટિ થઈ एषां तिलतन्दुलन्यायेन मिश्रत्वे संसृष्टि । ઉપરાંત–म, घ, न વગેરેનો અનુપ્રાસ પણ છે

(૨૦ અન્વય–अशेषितक्रिय स सच्चरितै चरै महीभृतां क्रियाः नि शेष वेद। तस्य ईहित धातु इव महोदयै हितानुबन्धिभि फलै प्रतीयते॥

સમજૂતી—स महीभृता क्रिया नि शेष वेद–તે આજુબાજુના રાજાઓની હીલચાલ સારી રીતે જાણે છે કેવી રીતે? चरै – દૂતદ્વારા

પણ દૂત છેતરે તો ? सच्चरितैः–સુયોધનના દૂત સારા ચારિત્ર્યવાળા છે. અને છેતરે તેવા નથી. બીજા રાજાઓને શું તેના કામની ખબર પડે છે? ના, तस्य इंङ्गितं फलैः प्रतीयते–ખુબીની વાત તો એ છે કે સુયોધન પોતાની વાત એવી ગુપ્ત રાખે છે કે એના કામની બીજાને ખબર પડતી નથી. માત્ર ફળ આવે ત્યારે જ એ લોકો જાણે કે સુયોધનની શું ઈચ્છા છે. એના કામનાં કેવાં ફળ આવે છે? महोदयैः–તેનાં કામ મોટો ઉદય બતાવે છે. ઉપરાંત? हितानुबन्धिभिः–અને સુયોધનનું હિત સાધે છે. કોની માફક કામ કરે છે? धातुः इव–બ્રહ્મા પોતે પણ આવી જ રીતે કામ કરે છે. પહેલેથી કોણ જાણે છે કે વિધાતા શું પરિણામ લાવશે? જ્યારે કંઈ સારૂં માઠું પરિણામ જણાય ત્યારે જ વિધાતાની ઈચ્છા સમજાય.

સુયોધન પોતાનું કામ ક્યારે ય અધૂરું રહેવા દેતો નથી કેવળ પોતાના રાજ્યમાં જ નહિ પણ આજુબાજુ બધા રાજ્યમાં તે પોતાના વિશ્વાસુ દૂત મૂકીને તેમની દિલચાલ જાણી લે છે. જ્યારે પોતાના કામની તો તે કોઈને સહેજ પણ ખબર પડવા દેતો નથી. એ શાંતિથી અને ધીરજથી કામ કરે છે. ફક્ત પરિણામ આવે ત્યારે જ બધા એ કળી શકે વિધાતાનું કાર્ય જેમ અકળ છે તેમ સુયોધનનું કામ પણ ફક્ત યાદ રહી જાય તેવુ પરિણામ આવે ત્યારે જ કળાય છે આમ સુયોધન એક કુશળ રાજનીતિજ્ઞ છે. એની ગતિ કળાય એવી નથી માટે તેનાથી ચેતજો એમ દૂત કહે છે

વાંચો– रघु०-१-२०

तस्य संवृतमन्त्रस्य गूढाकारेङ्गितस्य च ।
फलानुमेयाः प्रारम्भाः संस्काराः प्राक्तना इव ॥

रघु-१७-४८, ५०, ५१–

न तस्य मण्डले राज्ञो न्यस्तप्रणिधिदीधितेः ।
अदृष्टमभवत्किंचिद् व्यभ्रस्येव विवस्वतः ॥

मन्त्र प्रतिदिनं तस्य बभूव सहमन्त्रिभिः ।
न जातु शेष्यमाणोऽपि गुप्तद्वारो न सूच्यते ॥
परेषु स्वेषु च क्षिप्तैरविज्ञातपरस्परैः ।
सोऽपसर्पैर्जजागार यथाकालं स्वपन्नपि ॥

કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં પણ સાચા રાજનીતિજ્ઞ રાજાએ શું કરવું તે બતાવ્યું છે- વાંચો-

कृतस्वपक्षपरपक्षोपग्रहः कार्यारम्भांश्चिन्तयेत् ॥ मन्त्रपूर्वाः समारम्भाः ॥ तस्मादक्षे मन्त्रम् ॥ मन्त्रभेदो ह्ययोगक्षेमकरो राज्ञस्तदायुक्तपुरुषाणां च ॥ तस्मान्नास्य परे विदुः कर्म किंचिच्चिकीर्षितम् । आरब्धास्तु जानीयुरारब्धं कृतमेव वा ॥ नास्य गुह्यं परे विदुः । छिद्रं विद्यात् परस्य च । गूहेत्कूर्म इवाङ्गानि यत् स्याद् विवृतमात्मनः ॥

રાજાની આદર્શ નીતિ એવી છે કે તેણે બીજાની રજેરજ વાતની ખબર રાખવી અને પોતાની વાત ગૂઢ રાખવી. સુયોધન પણ આ નીતિ જ રાખે છે

નોંધ

महीभृताम्- मही बिभर्ति असौ महीभृत् (उप तत्) तेषाम् રાજાઓના

सच्चरितैः - सत् चरितं येषां ते (बहु) જેમનું ચારિત્ર્ય સારું છે તે. સુયોધનના દૂત વિશ્વાસઘાત કરે તેવા નહોતા

चरैः - દૂતો દ્વારા चरन्तीति चराः । ते ।

वेद- विद् નું વર્ત કાળ (લટ્) ત્રી. પુ એ વચન वेत्ति રૂપ પણ થાય

निःशेषम्- शिष् + घञ् भावे = शेष । निर्गतः शेषो यस्मात् तत् (कर्मणः) तं यथा तथा ।

अशेषित०-- न शेषिता क्रिया येन सः (बहु०) જેણે બધાં કામ સમાપ્ત કર્યાં છે તેવો.

महोदयैः— महान् उदयः येषां तैः (बहु०) મોટી સમૃદ્ધિ (ઉદય) લાવતાં. (फलैः નું વિશેષણ)

हितानुबन्धिभिः— हित अनुबध्नन्ति इति तैः (उप. तत्.) હિત કરનાર.

प्रतीयते— प्रति + इ નું કર્મણિ વર્ત. કા. (लट्) ત્રી. પુ. એ વ. સમજાય છે.

धातुः— પુ. પ. એ. વ. બ્રહ્માનું दधातीति धाता ।

ईहितम्— ઈચ્છા ईह् નું ક. ભૂ. કૃ. પણ નપુંસક ભાવ-વાચક નામના અર્થમાં. ईह् + क्त नपुंसके भावे ।

फलैः— करणे तृतीया ।

અહીં સુયોધનના કામને બ્રહ્માના કામ સાથે સરખાવ્યું છે. જેમ બ્રહ્માનું કાર્ય કોઈ કળી શકતું નથી, અને જેમ તે માત્ર ફળથી જ જાણી શકાય છે તેમ સુયોધનનું કામ કોઈ પણ જાણી શકતું નથી. માત્ર ફળથી જ તે જણાય છે આમ, અહીં ઉપમા છે-

(૨૧) અન્વય- तेन क्वचित् सज्यं धनुर्न उद्यतम् ; आननं वा कोपविजिह्मं न कृतम् ; नराधिपैः अस्य शासनम् गुणानुरागेण माल्यमिव शिरोभिः उह्यते ॥

સમજુતી—नराधिपैः शिरोभिः अस्य शासनमुह्यते—રાજાઓ તેનું શાસન માથે ચડાવે છે. શી રીતે શાસન માથે ચડાવે છે ! શા માટે તેઓ શાસન માથે ચડાવે છે ! શું તેઓ તેનાથી ડરતા હતા ! સુયો-ધન શું તે માટે બળજબરી કરતો હતો ! ના तेन सज्यं धनु क्वचित्

न उद्यतम्-તેણે તે માટે પોતાનું ધનુષ્ય કદી ઊંચકયું નથી. न वा आननं कोपविजिह्मं कृतम्-કે નથી તો તેણે ગુસ્સાથી કદી તેમની તરફ મુખ કર્યું. ત્યારે આ રાજાઓ શા માટે તેનું શાસન માથે ચડાવે છે? माल्यमिव गुणानुरागेण उह्यते- જેમ માળા તેની સુગંધને લીધે માથા ઉપર ધારણ કરાય છે તેમ તેનું શાસન પણ બીજા રાજાઓ તેના ગુણને લીધે માથે ચડાવે છે. અર્થાત્ નાના રાજાઓને તો સુયોધનનો શબ્દ એક કાયદા સરખો છે.

આમ તેનો શબ્દ એક શાસન અને કાયદો બની જતો. પણ તે ગુસ્સાથી કે બળથી નહિ તેના ગુણથી જ રાજાઓ તેને પૂજતા.

સરખાવો-રઘુ-૧૭-૭૯ दूरापवर्जितच्छत्रैस्तस्याज्ञां शासनार्पिताम् ।
दधुः शिरोभिर्भूपाला देवाः पौरन्दरीमिव ॥

વાંચો. કાદમ્બરી— अशेषनरपतिशिरः समभ्यर्चितशासन ।

## નોંધ

सज्यम्—ज्या ( ધનુષ્યની દોરી ) ज्यया सह वर्तमानम् ( बहु० ) सहज्यम् બીજું રૂપ થાય. ( ધનુષ્યની ) દોરી સાથેનું અહીં 'तेन सहेतितुल्ययोगे '—[ બહુવ્રીહિ સમાસમાં કોઈ પણ બાબતમાં तुल्य योग બતાવતો सह શબ્દનો તૃતીયા વિભક્તિ સાથેના શબ્દ સાથે સમાસ થાય છે ] એ નિયમને આધારે સમાસ થયો. ' वोपसर्जनस्य "

[ જ્યારે તે બહુવ્રીહિ સમાસનો ભાગ હોય ત્યારે सह વિકલ્પે स પણ થાય છે ]— એ નિયમને આધારે અહીં सज्यम् અને सहज्यम् એમ બે રીતના સમાસ થાય.

उद्यतम्– उद् + यम् નું ક. ભૂ. કૃદંત ઊંચકયું.

धनु – ધનુષ્ય

कृतम्– कृ નું ક ભૂ કૃ કર્યું

कोप०- कुप् + घञ् भावे = कोपः । विशेषेण जिह्मम् विजिह्मम् प्रादि तत्.) कोपेन विजिह्मम् (तृ. तत्.) ગુસ્સાથી વક્ર.

गुणानु०- ગુણના અનુરાગથી गुणेषु अनुरागः (स. तत्.) तेन ।

उह्यते- वह् નું કર્મણિ વર્ત-કાળ. (लट्) ત્રી. પુ. એ. વ,

नराधिपैः- नराणा अधिपा (तै) (ष. तत्.) રાજાઓથી.

माल्यम्- માળા माला एव माल्यम् ।

शासनम्-શાસન. शिष्यते इति शासनम् ।

माल्यमिव अस्य शासनम् गुणानुरागेण शिरोभि उह्यते—માં અહી ઉપમા અલંકાર છે.

(૨૨) અન્વય—इद्धशासन स नवयौवनोद्धत दु शासन यौवराज्ये निधाय पुरोधसा अनुमतः अखिन्न. मखेषु हव्येन हिरण्यरेतसम् धिनोति ॥

સમજૂતી—दु शासन यौवराज्ये निधाय स मखेषु हिरण्यरेतसम् धिनोति- દુ:શાસનને યુવરાજપદે નીમીને તે યજ્ઞમાં અગ્નિની આરાધના કરે છે કેવી રીતે? हव्येन- આહૂતિ આપીને. સુયોધન એમ શા માટે કરે છે?

(૧) इद्धशासन —કારણ હવે તેનુ રાજ્ય બરાબર સદ્ધર થઈ ગયું છે અર્થ અને કામ-તેને મળી ગયા છે હવે તેને ધર્મ સાધવો છે તેથી તે હવે યજ્ઞો કરે છે. (૨) पुरोधसा अनुमत.- પુરોહિતે તેને અનુમતિ આપી હોવાથી જ તેણે આમ કર્યું. તે યજ્ઞો કરતાં થાકતો નથી? ના. अखिन्न- તેને થાક લાગતો જ નથી તો રાજ્ય કોને ભરોસે? नवयौवनोद्धत दुःशासनम् यौवराज्ये निधाय- નવયૌવનથી ઉદ્ધત દુ:શાસન હાલ સુયોધનની જગ્યાએ છે.

અહી શ્રી રાયની સમજવામાં જરા ભૂલ જણાય છે. તેઓના મત પ્રમાણે સુયોધને કરેલી ભૂલ તરફ દૂત યુધિષ્ઠિરનુ ધ્યાન દોરે છે.

દુઃશાસન જેવા ઉદ્ધત કુમારને રાજ્યકારભાર સોંપી તે ધર્મમાં ગૂંથ્યો રહે છે. તેથી તે ગમે તેવી ભૂલ કરે એ સંભવ છે. આથી દૂત કહે છે કે આ તક જવા દેવા જેવી નથી. અત્યારે જ તમારે હૂમલો કરવાનો વખત છે.

પણ સુયોધન જેવો કુશળ નીતિજ્ઞ દુઃશાસન ઉપર દેખરેખ ન રાખે એ બને જ કેમ ! અત્યાર સુધી ભારવિએ જેને સારી રીતે રજૂ કર્યો તે સુયોધનને હવે આવી ભૂલ કરતો તે બતાવે એમ કેમ બને ? આ પગલું સુયોધને બહુ વિચારીને ભર્યું લાગે છે. સુયોધને જોયું કે દુઃશાસન ઉદ્ધત છે અને તેથી તેની સત્તાથી તે રાજ્યને કંઈ નુકસાન કરશે. આથી તેણે તેને યુવરાજની જવાબદારી આપી તેની વર્તણૂક ઉપર ભારે સકંજો મૂકયો. યુવરાજ તરીકે હવે દુઃશાસન કોઈ ખરાબ કામ કરી શકે નહિ. આમ તેની યૌવનની શક્તિ તેણે સારી રીતે સારે રસ્તે વાળી દીધી. યુવરાજ તરીકે દુઃશાસનને એવો સમય મળે જ નહિ કે જેમાં તે પોતાની ઉચ્છૃં ખલતાથી રાજ્યને હાનિ કરે તેવું પગલું ભરી શકે ઉપરાંત દુઃશાસન હજી યુવરાજ હતો અને સુયોધનની નજર હેઠળ હતો તેથી પોતાના અધિકારનો ગેરઉપયોગ કરી પ્રજાને કનડવાની કોઈ તક ન રહે. સુયોધનનું શાસન તો ચોમેર માળાની માફક ઝીલાતું હતું તેથી દુઃશાસન જરાક પણ ખોટું કામ ન કરી શકે. આમ સુયોધને બધી બાજુથી પોતાનું રાજ્ય સદ્ધર કર્યું છે.

વાંચો કૌટિલ્યનુ અર્થશાસ્ત્ર– ૧–૬– मन्त्रिपुरोहितसख सामान्ये ष्वधिकरणेषु स्थापयित्वामात्यानुपधाभिः शोधयेत् ॥ पुरोहितमयाज्ययाज- नाध्यापने नियुक्तममृष्यमाण राजावक्षिपेत् ॥ આમ સુયોધન હવે ધર્મ પણ સાધવા લાગ્યો છે.

નોંધ

यौवराज्ये– યુવરાજપદે युवा चासौ राजा च युवराज (कर्म॰)

" राजाहः सखिभ्यष्टच् " [ तत् पुरुष समासने अंते राजन् अहन् अने सखिन् ने टच (अ) प्रत्यय लागे ] –એ નિયમ પ્રમાણે સમાસાન્ત टच् (अ) પ્રત્યય લાગ્યો. तस्य कर्म यौवराज्यम् ।

नवयौवनो०–यूनो भाव इति यौवनम् । उद् + हन् નું કે. ભૂ. કૃ. उद्धत પણ અર્થ કર્તરિ. नवं यौवनम् ( कर्म. ) तेन उद्धतः ( तृ. तत् ) નવયૌવનથી ઉદ્ધત.

निधाय–મૂકીને. नि + धा નુ સ. ભૂ. કૃદંત.

दु शासनम्–दु:खेन शास्यते इति.

इद्धशासनः–इन्ध् + क्त કર્તરિ = इद्ध. ( इन्ध् નું કે. ભૂ કૃ. इद्ध પણ અર્થ કર્તરિ. इद्धं शासन यस्य स (बहु०) જેનું શાસન જ્વલંત હતુ તેવા.

मखेषु–मखः–यज्ञ. વગેરે. અમરકોષ–' यज्ञ' स वोध्वरो यागः सप्ततन्तुर्मखः क्रतुः '

अखिन्नः–खिद् નું કે. ભૂ. કૃ. खिन्न પણ અર્થ કર્તરિ. न खिन्न. अखिन्न ( नञ् तत् ) જે થાકતો નથી તે.

अनुमत –अनु + मन् નું કે. ભૂ. કૃ. अनुमत. નું પુ. પ્ર. એ. વ.

पुरोधसा—પુરોહિત વડે. पुरः धत्ते वा धीयत इति । જે પહેલાં યજ્ઞ શરૂ કરે છે તે. અથવા જેને પહેલું સ્થાન આપવામાં આવે છે તે

धिनोति—धि અથવા धिन्व् નુ વર્ત. કા. ( लट् ) ત્રી. પુ એ. વ. પૂજે છે. हव्येन—આહૂતિથી–हूयते इति ।

हिरण्यरेतसम्—અગ્નિને. हिरण्य रेतो यस्य स. हिरण्यरेता. (बहु) सम् ।

અહી न, य, म, ह નો અનુપ્રાસ છે.

(૨૩) અન્વય—प्रलीनभूपालं स्थिरायति भुवः मन्डळ आवारिधि

प्रशासद् ;अपि स त्वदेष्यतीः भियः चिन्तयति एव । अहो बलवद्विरोधिता दुरन्ता ।

સમજૂતી—स भियः चिन्तयति एव—તે હંમેશ ભય રાખે છે. કોનો ! त्वदेष्यतीः—તમારા તરફથી જે આવવાનો છે તે. પણ યુધિષ્ઠિર તો અત્યારે ભિખારી છે. જ્યારે દુર્યોધન મોટો રાજા છે. आवारिधि भुवः मण्डलं प्रशासत् અપિ—છેક સમુદ્ર સુધી પૃથ્વી ઉપર રાજ્ય કરતો હોવા છતાં તેને તમારો ભય છે અને તે પૃથ્વી પણ કેવી છે? (૧) प्रलीनभूपालम् જેમાંથી બધા દુશ્મનો જતા રહ્યા છે તેવી (૨) स्थिरायति—જેનું ભાવિ સ્થિર બન્યું છે તેવી—આમ છતાં તે તમારા તરફનો ભય સેવે છે. શા માટે? अहो दुरन्ता बलवद्विरोधिता—અહો ! બળવાન માણસ સાથેનો વિરોધ કેવો દુઃખદ હોય છે ! આમ દૂત કહે છે કે ખરી રીતે તમે વધારે બળવાન છો. દૂતે આ ખાસ જોયું છે કારણ લોકો યુધિષ્ઠિરને મનમાં પણ યાદ ન કરે અને પોતાને ખરાબ ન કહે તે માટે તે ગુણ વગેરે બતાવે છે. એને ઊંડો ઊંડો ભય હોવાથી જ, તે ચોમેરથી આવી તકેદારી રાખે છે. આમ હવે દૂત યુધિષ્ઠિરને ઉત્સાહ આપે છે.

નોંધ.

प्रलीन०—જેમાંથી (દુશ્મન) રાજાઓ જતા રહ્યા છે. (નાશ પામ્યા છે.) प्रलीनाः भूपालाः यस्मिन् तत् (बहु०) स्थिरायति શા માટે તેનું કારણ અહીં છે. કોઈ રાજા સુયોધનની સામે થાય તેવો રહ્યો ન હતો. તેથી પૃથ્વી પણ સ્થિરાયતિ હતી.

स्थिरायति—स्थिरा आयतिः यस्य तत् (बहु०) 'आयतिः कालः उत्तरः' अमरः જેનું ભાવિ સ્થિર (સદ્ધર) છે તેનું. પરંતુ ભૂમંડલ તો સ્થિર જ હોય તેથી આને શ્રી રાય भूमण्डल સાથે ન લેતાં प्रशासत् સાથે લે છે. ખરી રીતે તેનું રાજ્ય સદ્ધર હતું એમ કહેવાય; તેનું રાજ્ય સદ્ધર કરવા તેણે બધું કર્યું હતું.—તે છતાં તેને યુધિષ્ઠિરનો

ડર હતો. પણ એવો શબ્દશઃ અર્થ ઘટાવવાની શી જરૂર ! भूमण्डलम् એટલે જ એનું રાજ્ય એમ ફલિત નથી થતું ? स्थिरयति આમ भूमण्डल સાથે લેતાં અર્થ તેનો તે જ રહે છે.

प्रशासत्-शासन કરતો प्र + शास् નું વર્તમાન કૃદંત પુ. પ્ર. એ. વચન.

आवारिधि०–वारि धीयते अस्मिन् इति वारिधिः वारिधेः आ आवारिधि (અવ્યયીભાવ સમાસ) સમુદ્ર સુધી ' आङ्मर्यादाभिविध्योः ' [ मर्यादा અને अभिविधि સૂચવતા आङ् (आ) નો પચમ્યન્ત શબ્દ સાથે સમાસ થાય છે અને તે સમાસ અવ્યયીભાવ હોય છે. ] —આ નિયમ પ્રમાણે સમાસ થયો.

मण्डलम्—મંડળ.

चिन्तयति—चिन्त નું વ. કા. (लट्) ત્રી. પુ. એ. વ. વિચારે છે.

भियः—बिभेति अस्माद् इति–भी સ્ત્રી. નું દ્વિ. બ. વચન. બીક.

त्वदेष्यती·—તમારા તરફથી આવવાની. आ + इ ( બીજો ગણ પરસ્મૈ. ) વર્તમાન કૃદત સ્ત્રી. દ્વિ. બ. વચન. સામાન્ય રીતે एष्यतो એટલે જતી અર્થ થાય પણ મલ્લિનાથ કહે છે તેમ ધાતુના ઘણા અર્થ હોવાથી इ એટલે ' આવવું ' અર્થ પણ થાય. त्वत्–युष्मद् નું પચમી એ. વચન. અહીં જો સમાસ ગણીએ તો સુપસુપ સમાસ થાય.

अहो—ખેદ કે આશ્ચર્ય બતાવતું અવ્યય.

दुरन्ता—दुः दुष्टः अन्तः यस्याः सा (बहु०) ખરાબ અંતવાળો.

बलवत०—बलम् अस्ति अस्य इति बल + मतुप् = बलवान् (બળવાન) विरोधस्य भावः विरोधिता–बलवद्भिः विरोधिता बलवद्विरोधिता (तृ. तत्.) બળવાન સાથેનો વિરોધ.

અહીં પહેલી ત્રણ પંક્તિના કથનનું ચોથી લીટીમાં સામાન્ય ઉક્તિ દ્વારા સમર્થન થયું છે તેથી અર્થાન્તરન્યાસ અલંકાર છે.

(૨૪) અન્વય—कथाप्रसङ्गेन जनै उदाहृतात् दुःसहात् तव अभिधानात् मन्त्रपदात् अनुस्मृताखण्डलसूनुविक्रम उरग इव स नतानन (सन्) व्यथते ।

સમશ્લોકી—तव अभिधानात् नतानन व्यथते તમારા નામના ઉલ્લેખથી તે નીચે મુખે વ્યથા અનુભવે છે ક્યારે ? कथाप्रसङ्गेन जनै उदाहृतात्–વાતચીત દરમિયાન લોકો જ્યારે તમારૂં નામ બોલે ત્યારે એટલુ જ નહિ, એ નામ એને અતિશય દુ ખકર થઈ પડે છે दुःसहात्। તે કોની માફક વ્યથા પામે છે ? (मन्त्रपदात् उरग इव–જેમ મત્ર અક્ષર સાંભળીને સાપ નીચે મુખે વ્યથા અનુભવે તેમ સુયોધન તમારૂ નામ સાંભળીને વ્યથા અનુભવે છે પણ શા માટે ? अनुस्मृताखण्डलसूनुविक्रम–તમારા નામથી તેને અર્જુનનુ પરાક્રમ યાદ આવે છે તેથી તે વ્યથા અનુભવે છે

દૂત કહે છે કે ભને તે બહારથી પોતાના ભાવ ન દેખાય તેની કાળજી રાખતો હોય પ્રજાને ખુશ કરવા અને તમને ભુલાવી દેવા તે ભલે ધર્મ અર્થ અને કામ મેળવે અને પ્રજાને ખુશ કરે છતાં પ્રજા હજી તમને ભુલી નથી વાતચીત દરમિયાન લોકો તમારૂ નામોચ્ચારણ કરે છે આમ ઊડે ઊડે લોકોના હૃદયમાં તમારૂ એતુ એ જ સ્થાન પ્રતિષ્ઠિત છે પણ એક વાત મે ખાસ નોંધી છે કે ઘણી કાળજી રાખવા છતાં તમારૂ નામ જ્યારે જ્યારે સાંભળે છે ત્યારે સુયોધન એકદમ નીચુ જોઈને કઈ વેદના અનુભવે છે માનીએ કે તેને અર્જુનનુ પરાક્રમ યાદ આવતુ હોય અને તેથી તે તમારો ભય સેવતો હોય આમ તે ઊંડે ઊંડે તમારો ભય સેવે છે જેમ એકદમ કરડવા તૈયાર થયેલો સાપ મત્રનુ ઉચ્ચારણ સાંભળતાં જ ડોકી નીચી નમાવી વ્યથા અનુભવે છે તેમ સુયોધન પણ તમારૂ નામ સાંભળતાં જ ડોકી નીચી નમાવી વ્યથા અનુભવે છે આમ અહી ઉપમા છે પણ

એ શ્લેષાન્વિતા છે એમ મલ્લિનાથાદિ ટીકાકારોનો મત છે. અર્થાત્ આ ઉપમા શ્લેષયુક્ત છે. આથી ટીકાકારો આ શ્લોકમાં રહેલો શ્લેષ પણ સમજાવે છે. આ શ્લેષ નીચે નોંધમાં સ્પષ્ટ કર્યો છે. સરખામણી નીચે પ્રમાણે છે—

| સુયોધન | ઉરગઃ-સાપ. |
| --- | --- |
| (૧) तव अभिधानात् नताननः व्यथते-તમારા નામોચ્ચારણથી નીચે મુખે વ્યથા અનુભવે છે. | (૧) त અને व ના ઉચ્ચારણ વાળા મંત્રથી વ્યથા અનુભવે છે. કારણ त = तार्क्ष्य (ગરુડ) અને व = वासुकी. |
| (૨) कथाप्रसङ्गेन जनैः उदाहृतात् વાતચીત દરમિયાન લોકોથી ઉચ્ચારાયેલા. | (૨) कथाप्रसङ्गः = વિષવૈદ્ય ઝેર ઉતારવામાં નિષ્ણાત. પણ તે એ. વચનમાં છે જ્યારે जनैः બ. વચનમા છે તેથી નીચે પ્રમાણે લેવું વધારે સારું છે कथाप्रसङ्गेषु इनाः च ते जनाश्च = વિષવૈદ્યોમાં શ્રેષ્ઠ માણસોથી ઉચ્ચારાયેલો. [ कथाप्रसङ्गेनजनैः—આખો સમાસ લેવાનો ] |
| (૩) अनुस्मृताखण्डलसूनु०-જેને ઈન્દ્રના પુત્ર (અર્જુન)નું પરાક્રમ યાદ આવ્યું છે તે. | (૩) જેને ઈન્દ્રના નાના ભાઈ (વિષ્ણુ)ના પક્ષિનું પગલું યાદ આવ્યું છે તેવો. सूनु = (પુત્ર અને નાનો ભાઈ એમ બે અર્થ થાય) वि—પક્ષી क्रमः = પગલું. |

આ રીતે અહીં શ્લેષાન્વિતા ઉપમા થઈ.

નોંધ

कथाप्रसङ्गे॰—(૧) દુર્યોધન પક્ષે–कथाया प्रसङ्ग तेन ( तृ तत्. ) (૨) સાપ પક્ષે–(अ) कथाप्रसङ्गेन जनै –વિષવૈદ્ય માણસોથી પણ અહીં कथाप्रसङ्गेन એ વચન છે અને जनै બ વચન છે. તે બરાબર નથી. આથી નીચે પ્રમાણે લેવું વધારે સારુ છે–(ब) कथाप्रसङ्गेषु इना (શ્રેષ્ઠા ) च ते जनाश्च=कथाप्रसङ्गेन जनै —વિષવૈદ્યોમાં શ્રેષ્ઠ માણસોથી. આ રીતે આખો સમાસ લેવાનો

उदाहृतात्—उद् + आ + हृ नु ક ભૂ. કૃદંત. ઉચ્ચારાયેલું અભિધાનાત્ અને मन्त्रपदात्–મંનેનુ વિશેષણ છે

अनुस्मृता॰—वि + क्रम + घन् भावे = विक्रम –પરાક્રમ (૧) દુર્યોધન પક્ષે आखण्डल = ઈન્દ્ર तस्य सूनु (ष तत् ) तस्य विक्रम (ष तत् ) अनुस्मृत आखण्डलसूनुविक्रम येन स ( बहु ) જેને ઈન્દ્રના પુત્ર (અર્જુન )નુ પરાક્રમ યાદ આવ્યુ છે તે (૨) સાપ પક્ષે–सूनु = નાનો ભાઈ. आखण्डलसूनु –ઈન્દ્રનો નાનો ભાઈ ( વિષ્ણુ ) वि = પક્ષી क्रम = પગલુ, आखण्डलसूनो व, तस्य क्रम (ष तत्. ) अनुस्मृत आखण्डलसूनुविक्रम येन स ( बहु,) જેને વિષ્ણુના પક્ષિ ( ગરુડ )નુ પગલુ યાદ આવ્યુ છે તે

तवाभिधानात—(૧) દુર્યોધનપક્ષે तव अभिधानात्–તમારા નામથી (૨) સાપ પક્ષે त च व च तयो अभिधान यस्मिन् तस्मात–' त ' અને ' व ) (એમ બે અક્ષરનુ ) ઉચ્ચારણ જેમાં છે તેવુ મન્ત્રપદાતનું વિશેષણ त = તાર્ક્ષ્ય–ગરુડ व = વાસુકી સાપનો રાજા नामैकदेशग्रहणम् नामग्रहणम् "–નામનો એક ભાગ બોલવો તે આખુ નામ બોલવા બરોબર છે એ રીતે तार्क्ष्य નો પહેલો અક્ષર ' त ' तार्क्ष्य અને वासुकिनो પહેલો અક્ષર ' व ' વાસુકિનુ સૂચન કરે છે. પણ શ્રી રાય કહે છે કે જો આ બંને શબ્દો સૂચવાય તો સાપને એકલો તાર્ક્ષ્ય (ગરુડ ) કેમ યાદ આવે ? વાસુકિ પણ યાદ આવવો જ જોઈએ. શ્રી

રાય ધારે છે કે કોઈ એક મંત્ર જ એવો હશે કે જેમાં આવતા ' त ' અને ' व ' અક્ષરો સાપને ગરુડનું સ્મરણ કરાવે. આમ તેઓ ' त ' અને ' व 'માં કોઈ સૂચન ન જોતાં કેવળ બે અક્ષરો જ લે છે. એ પણ સારૂં છે.

સાપ અને ગરુડને વેર હોય છે તેથી સાપ ગરુડના સ્મરણથી ક્ષય પામે.

व्ययते—व्यय्‌નું વર્ત. કાળ ( लट् ) ત્રી. પુ. એ. વ. દુઃખ પામે છે.

नताननः—नतम् આનન यस्य सः ( बहु. ) જેનું મુખ નમેલું છે તેવો.

सुदुःसहात्—स दुःसहात्

અહીં આ બે પાઠ છે. (૧) ખૂબ દુઃસહ. सुतरां दुःखेन सह्यते सुदुःसह, तस्मात् (૨) બીજા પાઠમાં स સુયોધન માટે વપરાયો છે.

પહેલા પાઠમાં सः અધ્યાહાર લેવું પડે છે. નિર્ણયસાગર, આવૃત્તિ બીજો પાઠ રાખે છે. શ્રી રાય પણ બીજો પાઠ પસંદ કરે છે. મેં નિર્ણયસાગર આવૃત્તિનો પાઠ રાખ્યો છે.

(૨૫) અન્વય—तत् त्वयि जिह्मं कर्तुमुद्यते तत्र ( सुयोधने ) विधेयम् उत्तरम् आशु विधीयताम्। परप्रणीतानि वचांसि चिन्वता मादृशां गिरः खलु प्रवृत्तिसाराः ।

સમજૂતી—तत् तत्र (सुयोधने) विधेयम् उत्तरम् आशु विधीयताम् તેથી સુયોધન તરફ ઉચિત ઉત્તર આપો અર્થાત્ સુયોધન સામે શું પગલાં લેવાં તે તમે જ નક્કી કરો. કારણ ? સુયોધન કેવો છે ? त्वयि जिह्मम् कर्तुम् उद्यते-તમારા તરફ કપટ કરવા તૈયાર થયો છે તેથી તેની સામે પગલાં લો. પણ દૂત પોતે કેમ કંઈ ઉપાય સૂચવતો નથી? परप्रणीतानि वचांसि चिन्वताम् प्रवृत्तिसाराः खलु मादृशां गिरः—અમારા

જેવા લોકો તો ફકત લોકોની વાત ઉપરથી સમાચાર જ લઈ આવી જાણે તેથી અમારા જેવાનાં વચન કેવળ સત્ય હકીકત જ રજૂ કરે છે.

સુયોધન હવે તમારા તરફ કપટ કરવા તૈયાર થયો છે. હવે સમય બગાડો નહિ. તેની સામે શું પગલાં લેવાં તેનો ઝટ નિર્ણય કરી નાખો. આ સંજોગોમાં તમારે શું પગલાં લેવાં તે કહેવું મારા જેવા દૂતો માટે શકિત બહારનું છે. બીજાનાં વચન સાંભળીને ભેગી કરેલી બને એટલી સત્ય હકીકત જણાવવાની અને તમને ઉત્સાહ આપવાની મારી ફરજ છે. શત્રુની હીલચાલ બને એટલી સાચી રીતે તમને જણાવવાની જ મારી ફરજ છે શત્રુ સામે વહેલામાં વહેલી તકે પગલાં ભરવાં એ તમારે નક્કી કરવાનું રહે છે. મારી ફરજ પૂરી થઈ

આમ અહીં દૂતની ઉક્તિ પૂરી થાય છે

નોંધ

तत्—તેથી. वचो शाकु०—तदेषा भवत कान्ता त्यज्यतां वा गृह्यतां वा ।

आशु—જલદી.

कर्तुम्—कृ નું હેત્વર્થ કૃદંત.

रचते—रच्+यम् નું ક. ભૂ કૃ. પણ અર્થ કર્તરિ रचत નું પુ સ. એ. વ

विधीयताम्—वि+धा નું કર્મણિ આજ્ઞાર્થ ( लोट ) ત્રી. પુ એ. વ. આપો

तत्र—सुयोधने

विधेयम्—वि+धा નું વિધ્યર્થ કૃદંત विधेयम् આપવા યોગ્ય.

उत्तरम्-ઉત્તર પ્રતિક્રિયા. उत्-तरम्—જે પછીથી આવે છે તે. उत्तरम् = જવાબ પણ થાય. उत्तरः-પુલ્લિંગ = વિરાટનો પુત્ર.

परप्रणीतानि–परैः प्रणीतानि (तृ तत् ) બીજાથી બોલાયેલાં પ્રણી નું ક ભૂ. કૃ प्रणीत. वर्चांसि વચનો.

चिन्वताम् —चि નું વર્ત. કૃ चिन्वत् નું પુ ષ. બ. વ.

प्रवृत्तिसाराः—प्रवृत्तिः सारः यासाम् ताः (बहु.) प्रवृत्ति એટલે મલ્લિનાથ વાર્તા-સમાચાર અર્થ લે છે. પણ શ્રી રાય प्रवृत्ति એટલે યોગ્ય કામ માટે ઉત્સાહ આપી તૈયાર કરવા એવો અર્થ પણ સૂચવે છે વાંચો मेदिनीप्रवृत्तिस्तुप्रवाहे स्यात् उदन्ते च प्रवर्तने એટલે કે દૂત એમ કહેવા માગે છે કે તેનાં વચન તો ફક્ત યુધિષ્ઠિરને સામાં પગલાં લેવા માટે ઉત્સાહ આપી તૈયાર કરવા માટે જ છે. બાકી શું કરવું એ યુધિષ્ઠિરે જ નક્કી કરવાનું રહ્યું.

खलु—ખરેખર.

मादृशाम् —મારા જેવા. ' मामिव एताम् पश्यन्ति जनाः ते एते अहमिव दृश्यमाना मामिव आत्मान पश्यन्ति इति '

गिरः—धियः

અહીં આ બે પાઠ છે. गिरः = વચન. गिर् નું સ્ત્રી. પ્ર. બ. વ. બીજા પાઠનો અર્થ સ્પષ્ટ છે. ' અમારો ઉદ્દેશ તમને કામ માટે તૈયાર કરવાનો છે ' એમ બીજા પાઠનો ભાવ છે. બંને પાઠ સારા છે. મેં નિર્ણયસાગરનો પાઠ રાખ્યો છે

(૨૬) અન્વય—वनसनिवासिनां पत्यौ इति गिरम् ईरयित्वा आत्त सत्क्रिये गते (सति) अथ महीभुजा कृष्णासदनं प्रविश्य अनुजसनिधौ तत् वचः आचचक्षे ।

સમજૂતી—अथ महीभुजा तद्वच आचचक्षे–પછી તે રાજાએ તે વચન કહ્યાં. કોને ? कृष्णासदनं प्रविश्य अनुजसनिधौ કૃષ્ણા (દ્રૌપદી)ના આવાસમાં જઈને ભાઈઓની પાસે. દૂતે કહેલુ બધુ કહ્યુ ક્યારે ? वनसंनिवासिनां पत्यौ...गते જ્યારે પેલો બ્રહ્મચારી પેલાં વચન કહી રહ્યો ત્યારે

તેને માન (કે બદલો) આપ્યા પછી તે ગયો ત્યારે.

નોંધ

इति—એમ. उक्तप्रकारम् ।

ईरयित्वा—ईर् નું સં. ભૂ. કૃ બોલીને

आत्तसत्क्रिये—आत्ता सत्क्रिया येन सः (बहु.) જેને માન (કે બદલો) મળ્યો છે તેવો. आ+दा નું ક. ભૂ. કૃ. आत्त.

गते—गम् નું ક. ભૂ. કૃ. પણ અર્થ કર્તરિ. નું પુ. સ. એ. વ.

पत्यौ—पतिः નું સ. એ. વ.

वन०—वने सन्निवसन्तीति- (उप. तत्) तेषाम् વનવાસીઓનો.

प्रविश्य—प्र+विश् નું સં. ભૂ. કૃદંત.

कृष्णासदनम्—कृष्णायाः सदनम् (ष. तत्) કેટલાક અહીં कृष्णा છૂટું પાડે છે. महीभुजा कृष्णा आचचक्षे એમ થાય. પછીના શ્લોક માં કહ્યું છે કે આ બધું સાંભળીને દ્રૌપદી બોલી. તેથી અહીં कृष्णा છૂટું પાડવું એક લેખે સારૂં છે. પણ યુધિષ્ઠિરે કેવળ કૃષ્ણાને જ શા માટે કહેવું જોઈએ ? બીજા ભાઈઓને શા માટે અવગણવા જોઈએ ? દ્રૌપદી એના સ્ત્રીસ્વભાવને લીધે ગુસ્સે થઈને પહેલાં જવાબ આપે છે.

आचचक्षे- आ + चक्ष् નું પરોક્ષ ભૂ કાળ (लिट्) ત્રી. પુ. એ. વ. કહ્યું.

अनुज०- अनु पश्चात् जाता इति अनुजाः-

अनुजानां सन्निधिः (ष तत्) तस्मिन् । નાના ભાઈઓ સમક્ષ.

वच- વચન.

(૨૭) અન્વય द्रुपदात्मजा द्विषतां सिद्धिं निशम्य ततः स्तस्याः असाकृतीः विनियन्तुम् अक्षमा (सती) नृपस्य मन्युव्यवसायदीपिनी गिरः उदाजहार ॥

સમજૂતી– ततो द्रुपदात्मजा गिर उदाजहार પછી દ્રૌપદી વચન બોલી. કેવુ વચન ? नृपस्य मन्यु०–રાજાનો ગુસ્સો વધારી તેને કાર્ય માટે ઉત્સાહ આપતું વચન તે બોલી શા માટે તે બોલી ? द्विषतां सिद्धिं निशम्य ततस्त्या अपाकृति विनियन्तुम् अक्षमा શત્રુની સિદ્ધિ સાંભળીને તેનાથી ઉદ્‌ભવેલા મનોવિકાર રોકવા સમર્થ ન હોવાથી તે બોલી

શત્રુની આવી ચડતી સ્થિતિ વિશે સાંભળીને દ્રૌપદી એકદમ સળગી ઊઠી પહેલાં કૌરવોએ કરેલાં સઘળાં અપમાન તેની આંખ આગળ તરી આવ્યાં યુધિષ્ઠિરની ભૂલોથી પોતાને અને પાંડવોને ટેટકેટલુ સહન કરવુ પડયું એનું ભાન કરાવીને યુધિષ્ઠિરને લડાઈ માટે પ્રેરવા તે એક છેલ્લો પાસો નાખી જુએ છે

નોંધ

निशम्य– नि + शम् નુ સ ભૂ કૃદત.

सिद्धिम्– સિદ્ધિ

द्विषताम्– द्विषन्ति इति। શત્રુઓની

अपाकृति – મનોવિકાર अपकरणम् इति।

<u>ततस्त्याः</u>– (૧) તેમનાથી શત્રુથી ઉદ્‌ભવતા પણ આના કરતા તે સમાચારથી ઉદ્‌ભવતા–એમ લેવુ વધારે સારૂ છે " ઉદ્‌ભવતાના અર્થમાં तस् અંતવાળા શબ્દોને त्य ઉમેરવામાં આવે છે

विनियन्तुम्– वि + नि + यम् નુ હેત્વર્થ કૃદત રોકવા

अक्षमा– न क्षमा अक्षमा (नञ् तत्०) અસમર્થ

मन्यु०– मन्यु ગુસ્સો " मन्युर्दैन्येक्रतौक्रुधि ' इत्यमर ॥ मन्युश्च व्यवसायश्च मन्युव्यवसायौ (૯-૬), तयो दीपिन्य ताः । ક્રોધ અને કાર્ય (નો ઉત્સાહ) વધારનારી

उदाजहार– उद् + आ + हृ નુ પરોક્ષ ભૂતકાળ (लिट्) ત્રી. પુ એ. વ. બોલી,

त, न, વગેરેનો અનુપ્રાસ છે.

(૨૮) અન્વય– भवादृशेषु प्रमदाजनोचितं अनुशासनम् अधिक्षेप इव भवति । तथापि निरस्तनारीसमयाः दुराधयः मां वक्तुं व्यवसाययन्ति।

સમજૂતી—दुराधयः मां वक्तुं व्यवसाययन्ति—દુષ્ટ મનોવેદના મને બોલવા પ્રેરે છે. કેવી દુષ્ટ વેદના? निरस्तनारीसमयाः—સ્ત્રીને જોઈએ તે બધો વિનય જેમાં નથી એવી દુષ્ટ વેદના. તેની વેદના એટલી બધી વધી ગઈ છે કે તે સ્ત્રી સહજ મર્યાદા પણ સાચવી શકતી નથી. એમ કેમ વારૂ? भवादृशेषु प्रमदाजनोचित अनुशासन अधिक्षेप इव भवति । तथापि मां व्यवसाययन्ति।—તમારા જેવા મોટા માણસને મારા જેવી સ્ત્રી કંઈ શિખામણ આપે તે કેવળ ધિક્કારને પાત્ર બની રહે છે. તેથી મારે તમને કંઈ ન કહેવું જોઈએ તે હું સમજું છું. તેમ છતાં મારી દુષ્ટ મનોવેદનાથી હું એ મર્યાદા સાચવી શકતી નથી અને મારે બોલવું પડે છે.

કોઈ વ્યાસ કે નારદ જેવા તમને કંઈ કહી શકે. હું એક સાધારણ સ્ત્રી તમને કોણ કહેનારી? તેમ છતાં દુઃખથી પ્રેરાઈને મારે કંઈક બોલવું પડે છે.

નોંધ

भवादृशेषु—તમારા જેવાને. અહીં ભારવિનું અર્થગૌરવ છે. भवादृशेषु-માત્ર આ એક શબ્દમાં કેટકેટલું સમાઈ જાય છે? તમે બધાં શાસ્ત્ર ભણ્યા છો. તમે ખૂબ બુદ્ધિશાળી છો. નીતિશાસ્ત્રમાં પણ પારંગત છો. એમ અહીં માત્ર આ એક સંબોધનમાં યુધિષ્ઠિરના કેટલાયે ગુણ દ્રૌપદી ગણાવી નાખે છે. વળી–विदितवेदितव्येषु अधीतसर्वशास्त्रेषु कुशाग्रीयधिषणेषु धैर्यधनेषु नीतिशास्त्रपारङ्गमेषु इति गुणशतं व्यज्यते। ઉપરાંત એમાં યુધિષ્ઠિરને ઉપહાસનો કટાક્ષ પણ છે કે તમારા જેવા વિદ્વાનોને કંઈ ન કહેવું જોઈએ. તમારે પોતે જ સમજીને કરવું જોઈએ. છતાં મારે

સ્ત્રી થઈને તમને કહેવું પડે છે એ તમારે શરમાવા જેવું છે. આ કટાક્ષ भवादृशेषु અને प्रमदा એ બે શબ્દોમાં સૂચવાયો છે. સ્ત્રીઓને તો સલાહ આપવાની હોય. તેમની સલાહ લેવાની ન હોય.

प्रमदाजनोदितम्—સ્ત્રીજનથી કહેવાયેલું. प्रकृष्टः मदः यस्याः सा प्रमदा। प्रमदा एव जनः तेन उदितम्। हर्षशोकविवशतया विज्ञानशक्तिविकला स्त्री सन्ततम् अनुशासनीया, कथम् अनुशासितुम् अर्हति इति प्रमदाशब्देन द्योत्यते।

अधिक्षेपः—અપમાન, તિરસ્કાર. अनुशासनम्—સલાહ अनुशिष्यते इति।

वक्तुम्— वच् નું હેત્વર્થ કૃદંત. व्यवसाययन्ति— પ્રેરે છે. वि + अव + सो નું પ્રેરક વર્ત. કાળ (लट्) ત્રી. પુ. બ. વચન

निरस्त०—निर् अस् નું ક. ભૂ. કૃ. निरस्त. निरस्ताः नारीणां समयाः यैः ते (बहु.) જેમાં સ્ત્રીના વિનય ત્યજાયા છે.

दुराधयः—दुः दुष्टः आधिः दुराधिः ( प्रादि तत्० ) ते । 'पुंस्याधिर्मानसि व्यथा' इत्यमरः। દુષ્ટ મનોવેદના. આધિ દુષ્ટ છે કારણ તે એના અવિનયનું કારણ છે.

(૨૯) અન્વય—आखण्डलतुल्यधामभिः स्ववंशजैः भूपतिभिः चिरम् अखण्ड धृता मही, त्वया मदच्युता मतङ्गजेन स्रग् इव आत्महस्तेन अपवर्जिता

સમજૂતી—त्वया आत्महस्तेन मही अपवर्जिता તમે પોતાને હાથે પૃથ્વી છોડી દીધી. કેવી રીતે ? मदच्युता मतङ्गजेन स्रग् इव अपवर्जिता મદઝરતો માતંગ જેમ ફૂલની માળા ફેંકી દે તેમ તમે પૃથ્વી છોડી દીધી છે. પૃથ્વી કેવી ? आखण्डल तुल्यधामभिः स्ववंशजैः भूपतिभिः चिरं अखण्डं धृता मही—ઇન્દ્ર જેવા બળવાન પોતાના વંશના રાજાઓથી લાંબો સમય ધારણ કરાયેલી સમગ્ર પૃથ્વી તમે છોડી દીધી.

દ્રૌપદી જાણે છે કે ૧૨ વર્ષના વનવાસની અને ૧૩મા વર્ષના

વ્યા નિવાસની શરત પાળ્યા વગર યુધિષ્ઠિર કંઈ જ કરવાના નથી. તેમ છતાં એમને પડેલાં દુઃખ અને તેમને ખમવાં પડેલાં અપમાનો યાદ કરીને દ્રૌપદી યુધિષ્ઠિર એ શરતનો ભંગ કરી લડાઇ કરે એમ ઇચ્છે છે. દ્રૌપદી કહે છે, ' અહો ! તમારી ભૂર કેવી ! પૃથ્વી તમારા બાપદાદાની સપત્તિ હતી. ઇન્દ્ર જેવા બળવાન વડીલોની એ મિલ્કત હતી. આવા વંશપરંપરાગત વારસાને સાચવવાને બદલે તમે હાથે કરીને ફેંકી દીધો.' આથી તે કહે છે કે જેમ મદઝરતા હાથીને એ વખતે મદમાં કંઈ ભાન હોતું નથી તેથી ફૂલની માળા હલકી હોવા છતાં તે તેના મસ્તક ઉપ થી ફેંકી દે છે તેવી રીતે તમે પણ સમગ્ર પૃથ્વીનું રાજ્ય કેવળ હાથે કરીને છોડી દીધું, આમ અહીં કટાક્ષયુક્ત અર્થગર્ભીત ઉપમા છે

## નોંધ

अखण्डम्—न खण्ड अखण्डः (नञ् तत्०) तत् यथा तथा (અવ્યયીભાવ) સમગ્ર વધિો—' समग्र सकल पूर्ण अखण्ड स्यादनूनके ' इत्यमर ।

आखण्डल०—आखण्डलेन तुल्य आखण्डलतुल्यम्, (तृ तत्०) आखण्डलतुल्य धाम येषां ते (बहु०) ઇન્દ્ર જેવા બળવાળા દ્રૌપદી કહેવા માગે છે કે પૃથ્વી એવા રાજાઓને મેં હતી કે જે ઇન્દ્ર જેવા બળવાન હતા આથી યુધિષ્ઠિરે એમ સહેલાઈથી પૃથ્વી જવા દેવી જોઈએ નહિ

चिरम् —' चिराय चिररात्राय चिरस्याद्याश्चिरार्थका ' इत्यमर । એ પૃથ્વી પણ તેમણે લાંબા વખત સુધી પોતાના બાહુબળે ટકાવી રાખી

धृता—धृ ધુ કે ભૂ કૃ. સ્ત્રી પ્ર એ વ

भूपतिभि–भुर पति भूपति (ष तत्० )

स्ववशजे–स्वस्य वश स्ववश (ष. तत्० ) स्ववशे जाता (उप तत्) પોતાના વશમાં જન્મેલા

आत्महस्तेन—आत्मनः हस्तः (ष तत्) तेन-હાથાપક્ષે हस्त =સૂંઢ અહી પણ યુધિષ્ઠિરે પોતાને હાથે દ્યૂતના પાસા નાખીને પૃથ્વી ત્યજી દીધી એમ સૂચન છે.

मही–જુઓ અમરસાર ૧૨૫—धरा धरित्री धरणिः क्षमाऽवनिर्मेदिनी मही ।

આ ત્યાગ પાછો કંઈ નાનો નથી મહી શબ્દ સૂચવે છે કે કેટલી મોટી વસ્તુ છોડી દીધી !

मदच्युता–मद च्योततीति (उप. तत्.) મદઝરતા.

मतङ्गजेन–मतङ्गात् जातः इति मतङ्गजः । હાથી

स्रग्–सृज्यते इयम् इति–માળા.

अपवर्जिता–છોડી દીધી

(૩૦) અન્વય–ये मायाविषु मायिनः न भवन्ति ते मूढधियः पराभवं व्रजन्ति । हि शठाः तथाविधान् असंवृताङ्गान् निशिताः इषवः इव प्रविश्य घ्नन्ति ।

સમજૂતી—ये मायाविषु...ઈ. જેઓ શઠ પ્રતિ શાઠ્યની નીતિ અખત્યાર કરતા નથી તે મૂર્ખ છે. અને મૂર્ખની માફક હારે છે. કપટી લોકો સામે તો કપટ જ આચરવું જોઈએ. જો આવા ભયનક માણસો સામે આપણે પ્રમાણિક રહીએ તો તો તે લોકો આપણુ દરેક દરેક છિદ્ર જાણીને આપણો વિનાશ જ કરે. જેમ અણીદાર બાણ બખતર વગરના માણસોનાં શરીર સોંસરા જઈ તેમનો વિનાશ કરે છે તેમ આ કપટી લોકો ભોળા માણસના દરેકદરેક છિદ્ર જાણી લઈ તેમનો વિનાશ કરે છે.

જે કરવાનુ છે તે જલદી ન કરનાર મનુષ્ય જરૂર વિનાશ પામે છે. દ્રૌપદી કહે છે કે જો એમણે કપટ કર્યું તો તમે પણ વનવાસનુ વચન ન પાળો અને તેમની સામે કપટ ખેલી તેમને છેતરો અને જીતી લો.

નોંધ

मज्जन्ति–मज्ज् નું વર્ત. કાળ (लट्) ત્રી પુ બ વ મેળવે છે

मूढधिय –मूढा धी યેષાં તે (बहु०) મૂર્ખ અકમતિ,

पराभवम् –અપમાન

मायाविषु–माया अस्ति एषाम् इति । 'अस मायामेधास्रजो विनि' [ अस् અંતવાળા શબ્દો અને माया, मेधा અને स्रज् પછી मतुप् ના અર્થમાં विनि પ્રત્યય આવે છે છેતરનાર લોકો, કપટી

मायिन –કુટિલ. माया अस्ति एषाम् इति

प्रविश्य–प्र+विश् નું સ ભૂ. કૃદંત પ્રવેશીને

घ्नन्ति–हन् નું વર્ત કા. (लट्) ત્રી પુ બ. વ हि घ्नन्तिને બદલે निघ्नन्ति પાઠફેર છે

तथाविधान्–तथा विधा येषां ते (बहु०) તેવા પ્રકારના

असंवृता०–सम् + वृ નુ ક. ભૂ કૃ. संवृत न संवृतम् असंवृतम् (नञ् तत् ०) तादृशम् अगम् येषाम् (बहु०) જેમનું શરીર ન્રક્ષણ વગરનું છે તે. રાજ્યનાં પણ સાત અંગો કહ્યાં છે

વગેરે–स्वाम्यमात्यश्च राष्ट्रं च दुर्गं कोशो बलं सुहृत् । परस्परोपकारीद सप्ताङ्गं राज्यमुच्यते । જે રાજાનાં આ અંગો રક્ષાયાં નથી તેને કુટિલજનો હણે છે

निशिता –नि+शो નું ક ભૂ કૃદંત તીક્ષ્ણ વાંચો–અમરસાર ૪૦૭–निशितक्ष्णुतशात तेजिते ॥

इषव–इषु તીર.

પ્રસ્તુત શ્લોકમાં શઠ લોકોને અણીદાર તીર જોડે સરખાવ્યા છે જેમ કોઈ બખતર વગેરેના રક્ષણ વગરના લોકોના શરીરમાં પ્રવેશીને

તીક્ષ્ણ બાણ તેને હણે તેમ શઠ લોકો પણ ભોળા લોકોનાં છિદ્રો શોધીને તેમને હણે છે. આમ અહીં ઉપમા છે. પણ પ્રથમાર્ધની ઉક્તિનું દ્વિતીયાર્ધના સામાન્ય વાક્યથી સમર્થન થયું છે તેથી અર્થાન્તરન્યાસ અલંકાર છે.

(૩૧) અન્વય–अनुरक्तसाधनः कुलाभिमानी त्वदन्यः क इव नराधिपः गुणानुरक्ताम् कुलजां मनोरमाम् आत्मवधूम् इव श्रियं परैः अपहारयेत्

સમજૂતી—क इव नराधिपः आत्मवधूमिव श्रियं परैः अपहारयेत्—આત્મવધૂ જેવી રાજ્યલક્ષ્મીને કોણ રાજા હરાવા દે ? त्वदन्यः कः—ખરેખર તમારા સિવાય કોઈ તેમ ન થવા દે. તમે કેવા ? अनुरक्तसाधनः અને कुलाभिमानी—તમે પોતે સહાયકોનો સ્નેહ ધરાવો છો. ઉપરાંત કુળના અભિમાનવાળા છો. આમ તમે કોઈ સાધારણ નથી. ઉપરાંત શ્રી પણ કેવી છે ? (૧) गुणानुरक्ताम्—ગુણાનુરક્તા. (૨) कुलजा–પરંપરાગત આવેલી. (પત્ની પક્ષે કુળવાન) (૩) मनोरमा–જેમ. गुणानुरक्ता અને कुलजा પત્ની મનોરમા પણ હોય તેમ તેવી રાજ્યશ્રી પણ મનોરમા હોય છે. આવી સ્ત્રી તમારા જેવા જ ગુમાવે. એમાં ખરેખર તમને જ નુકસાન છે.

દ્રૌપદી કહેવા માગે છે કે તેમની આ દશા થઈ તે લક્ષ્મીને વાંકે નહિ. રાજ્યલક્ષ્મી તો એના તરફ પત્ની જેવી ભક્તિવાળી હતી. પણ યુધિષ્ઠિરે પોતે જ ભૂલ કરી અને તેને ખોઈ. અહીં રાજ્યલક્ષ્મીને પત્ની સાથે સરખાવી છે. સરખામણી નીચે પ્રમાણે છે.

| રાજ્યલક્ષ્મી | પત્ની |
|---|---|
| (૧) गुणानुरक्ता–संधि, विग्रह, यानं आसन द्वैधीभाव અને समाश्रय એમ ૭ અંગોનો યોગ્ય ઉપયોગ | (૧) गुणानुरक्ता સૌંદર્ય વગેરે ગુણોથી અનુરક્ત. |

અથવા તો શૌર્ય વીર્ય વગેરે ગુણો
ઉપર અનુરક્ત

| | |
|---|---|
| (૨) કુલજા<br>વંશ પરંપરાગત આવેલી | (૨) કુલજા<br>ઉચ્ચ કુળમાં જન્મેલી |
| (૩) મનોરમા<br>એના ભભકાથી અને વૈભવથી મનોરમા | (૩) મનોરમા<br>લાવણ્ય, સૌંદર્ય ગુણ વગેરેથી મનોરમા |

આમ અહીં ઉપમા છે

અહીં દ્રૌપદી દ્યૂતની યાદ આપે છે દ્યૂતમાં યુધિષ્ઠિરે કેવળ રાજ્ય લક્ષ્મી નહિ પણ પોતાની પત્નીને (અર્થાત્ દ્રૌપદીને પોતાને) પણ હોડમાં મૂકી હતી શ્રી એટલે રાજ્યલક્ષ્મી પણ આત્મવધૂ એટલે સ્ત્રી પોતે–અર્થાત્ દ્રૌપદી પોતે. આ સરખામણી દ્વારા દ્રૌપદી કટાક્ષ કરે છે કે યુધિષ્ઠિરે રાજ્ય અને પત્ની (દ્રૌપદી) બંનેને હોડમાં મૂકી હાથે કરીને ગુમાવ્યાં હતાં. બંને ગુણાનુરક્ત, કુલજા અને મનોરમા હતાં છતાં તે સાચવી શક્યા નહિ અલબત્ત તે હોડમાં મૂકેલી ચીજ ન જ સાચવી શકે પણ દ્રૌપદી કહેવા માગે છે કે તમે તો ક્ષત્રિય છો. કુલાભિમાની છો દ્યૂતની રમત પછી તમે કૌરવોને હરાવી શક્યા હોત કારણ તમે એકલા નહોતા અનુરક્તસાધન હતા તમને સમગ્ર લશ્કરની અને મંત્રીઓની ઓથ હતી વળી તમે કુલાભિમાની છો પત્નીનું આવું અપમાન તમે કેવી રીતે સાખી શકો? એનો બદલો તમારે લેવો જ જોઈએ નરાધિપ ઉપરનો કટાક્ષ પણ નીચે નોંધમાં સમજાવ્યો છે

આમ દ્રૌપદી આ કટાક્ષયુક્ત વાણી દ્વારા યુધિષ્ઠિરને પુરાણી યાદ દેવડાવી અને તેટલા ઉશ્કેરવા પ્રયત્ન કરે છે આ રીતે ભારવિ મહાભારતના દ્યૂતની કથાનો આખો ઉલ્લેખ એક માત્ર ઉપમા દ્વારા કરી

દે છે. એ ઉપમા અને अनुरक्तसाधन અને कुलाभिमानी એ શબ્દોનું કટાક્ષમય સૂચન એનું અર્થગૌરવ બનાવે છે.

નોંધ

गुणानुरक्ताम्—अनु + रञ्ज् + क्त કર્તરિ अनु + रञ्ज्नुं ક ભૂ. કૃ. પણ અર્થ કર્તરિ. गुणैः अनुरक्ताम्। ગુણથી અનુરક્ત આ વિશેષણ શ્રી અને आत्मवधू-એમ બંનેને લાગુ પડે છે. તે ઉપર સરખામણીમાં સ્પષ્ટ કર્યું છે.

अनुरक्त०—अनुरक्त साधन यस्य स (બહુ૦) જેને સહાય (સાધન) અનુકૂળ છે. સહાય = મદદ કરનાર-મન્ત્રીઓ-લશ્કર, રાજા વગેરે.

कुलाभिमानी—कुलस्य अभिमानः (प. तत्) स अस्ति अस्य इति कुलाभिमानी। શ્રી પક્ષે ક્ષત્રિયકુળ અને સ્ત્રી પક્ષે મોટું કુળ. એ કેટલું સૂચક છે તે માટે ઉપર સમજૂતીમાં જુઓ.

कुलजाम्—कुलात् कुले वा जाता इति कुलजा। ताम्। શ્રી પક્ષે–कुलक्रमागता-વંશપરંપરાગત આવેલી. સ્ત્રી પક્ષે–કુલીન.

नराधिप —अधिपातीति अधिपः। नराणाम् अधिपः नराधिपः। રાજા. અહીં जनाधिपः (રાજા) પાઠફેર છે. અહીં પણ કટાક્ષ છે કે તમે તો રાજા છો. તમારે રાજ્યલક્ષ્મી અને સ્ત્રીનું રક્ષણ કરવાનુ હોય, તેને બદલે તમે તો એને ખોઈ બેઠા ! એક રાજા તરીકે તમારે એને પાછી મેળવવાની ફરજ છે.

परैः—पर = શત્રુ.

त्वदन्यः આને સમાસ તરીકે પણ લેવાય. અથવા બે છૂટા શબ્દો त्वत् अन्यः પણ લેવાય. "अन्यारादितरर्तेदिक्शब्दाञ्चूत्तरपदाजाहियुक्ते" [ अन्य, आरात्, इतर, ऋते दिक्शब्द અને अञ्चु તથા आच्, आहि અંતવાળા શબ્દો સાથે પંચમી વિભક્તિ આવે. ]

क इव—વળી કોણ? કોણ વારુ? इव અધીરાઈ, વિરોધ વગેરે બતાવે છે

अपहारयेत्—अप + हृનુ પ્રેરક વિધ્યર્થ (विधिलिङ्) નો પુ એ વ હરણ કરાવા દે?

मनोरमाम्—रमयतीति रमा। मनसो रमा (ष तत्)

आत्मवधूम्—आत्मन वधू (ष तत्) ताम्।

श्रियम्—રાજ્યલક્ષ્મી

આ શ્લોકમાં अनुरक्त कुल-य અને म નો અનુપ્રાસ નોંધો

(૧૨) અન્વય—हे नरदेव। एतर्हि मनस्विगर्हिते वर्त्मनि विवर्तमान भवन्त उदीरित मन्यु शुष्क शमीतरु उच्छिख अग्नि इव कथ न ज्वलयति?

સમજૂતી—हे नरदेव। मन्यु भवन्त कथ न ज्वलयति? ઓ નૃપાળ! તમને ગુસ્સો સળગાવી કેમ નથી મૂકતો? मन्यु કેવો? उदीरित ઉદ્દીપિત શા માટે? एतर्हि मनस्विगर्हिते वर्त्मनि विवर्तमानमभवन्तम् તમે હવે માનીઓથી ધિક્કારેલા માર્ગમાં રહ્યા છો તેથી તમને ક્રોધ બાળી નથી મૂકતો? કોની માફક? शुष्क शमीतरुम् उच्छिख अग्नि इव—જેમ સૂકા શમીવૃક્ષમાં રહેલો અગ્નિ પ્રજ્વળી ઊઠે અને વૃક્ષને બાળી મૂકે તેમ આવી પરિસ્થિતિથી તમે બળી નથી જતા?

દુશ્મનોએ અત્યારે તમારી એવી દશા કરી મૂકી છે કે કોઈ પણ માની પુરુષ તે ધિક્કારે તમારી સામે કપટ આદરી તેઓએ તમારી આ દશા કરી આવી અપમાનભરી દશા પણ તમને ક્રોધથી સળગાવી નથી મૂકતી?

તમે પોતે શમી વૃક્ષ જેવા પવિત્ર છો જેમ શમી વૃક્ષમાં અગ્નિ સમાયો છે તેમ તમારામાં પણ ક્રોધ સમાયો છે દુશ્મનોના કપટને લીધે તમે પણ શમીવૃક્ષની જેમ સુકાઈ ગયા છો જેમ સુકાયેલા

શમીવૃક્ષમાં અગ્નિ પ્રજ્જ્વળી ઊઠે તેમ તમારી આ કરમાયેલી સ્થિતિ જ તમારો ગુસ્સો સળગાવવા બસ છે. આમ અહીં ઉપમા છે. યુધિષ્ઠિરને શુષ્ક શમીવૃક્ષ સાથે સરખાવ્યા છે.

નોંધ

भवन्तम् –તમને. માનસૂચક છે.

— एतर्हि–અત્યારે. આ વખતે. अस्मिन् काले ।

मनस्वि०— मनः अस्ति प्रशस्तम् इति । गर्ह નુ ક. ભૂ. કૃદંત गर्हित मनस्विभि गर्हित (तृ तत्) तस्मिन् ।

विवर्तमानम् –वि+वृत् નુ વર્ત. કૃદંત રહેલા. એક વખતના પૃથ્વીપતિ તમે હવે એક ભિખારીની દશા પામ્યા છો.

नरदेव–नराणां देवः (ष. तत्० ) અથવા नरेषु देवः । અથવા नरो देवः इव (कर्म०) नरदेव–હે રાજા !

वर्त्मनि– वर्त्मन् રસ્તો. અહીં યુધિષ્ઠિરની અત્યારની દશા બતાવે છે.

ज्वलयति— ज्वल् નું પ્રેરક વર્ત. કાળ (लट्) ત્રી પુ. એ વ. ज्वाल्यति રૂપ પણ થાય.

उदीरित—उद् + ईर् ( દસમો ગણ )નુ ક ભૂ. કૃદંત ઉદીપ્ત થયેલો.

शमीतरुम्—शमी चासौ तरुश्चेति (कर्म०) આ વૃક્ષ પવિત્ર મનાય છે તેની અંદર અગ્નિ સમાયો છે. તેમ મનાય છે વાંચો–रघु० ३–९ शमीमिवाभ्यन्तरलीनपावकम् ।–शाकु०–४–३–अग्निगर्भाम् शमीम् इव ।

આ વૃક્ષની કથા માટે વાંચો (૧) મહાભારત અનુશાસનપર્વ–યજ્ઞની અરણી–લાકડી આ વૃક્ષની ડાળીમાંથી બનાવાતી. અગ્નિમાં શિવનુ તેજ હોવાથી તે પોતે એ સહી ન શક્યો આથી તેણે અનુક્રમે પાણી, અશ્વત્થ વૃક્ષ અને શમી વૃક્ષમાં આશ્રય ગોત્યો. પોપટે તે કહી દીધુ શમી

વૃક્ષમાંથી દેવોએ તેને શોધી કાઢ્યો

(૨) મહાભારત-ગદાપર્વ-ભૃગુઓએ અગ્નિને 'સર્વભક્ષ'નો શાપ આપ્યો બીજનો માર્યો અગ્નિ શમીવૃક્ષમાં સતાયો અને દેવોએ તેને ત્યાંથી શોધી કાઢ્યો

(૩) દેવી પાર્વતી એક વખત ભાવાવેશમાં શમીવૃક્ષને અડેલી ઊભાં રહ્યાં લાકડામાં અતિશય અગ્નિ ઉદ્‌ભવ્યો ત્યાર પછી જરાક ઘર્ષણથી પણ તે પવિત્ર જ્વાળામાં ભભૂકી ઊઠતો

વાંચો અનુશાસનપર્વ મહાભારત-अश्वत्थनिःसृतश्चाग्नि शमीगर्भमुपाविशत्॥ शुकेन ख्यापितो विप्र त देवा समुपाद्रवन्। शशाप शुकमग्निस्तु वाग्विहीनो भविष्यसि॥ स शमीगर्भे वह्निमालक्ष्य देवता तदेवायतन चक्रु पुण्य सर्वक्रियास्वपि॥ ततः प्रभृति चाप्यग्निः शमीगर्भेषु दृश्यते॥

शुष्कम्—सूकु

उच्छिख—उद्‌गता शिखा यस्य स (बहु०) शिखा = જ્વાળા જેની જ્વાળાઓ ઊંચે જાય છે તે

અહીં म અને व નો અનુપ્રાસ નોંધો

(૩૩) અન્વય—अवन्ध्यकोपस्य आपदां विहन्तु देहिनः स्वयमेव वश्या भवन्ति। अमर्षशून्येन जन्तुना जातहार्देन जनस्य आदरो न, विद्विषा च आदरो न॥ અથવા जातहार्देन जनस्य आदर न विद्विषा च दरो न॥

સમજૂતી—अवन्ध्यकोपस्य आपदां विहन्तु देहिन स्वयमेव वश्या भवन्ति—જેનો કોપ સફળ થયો છે તેવા (અને) આપત્તિ ટાળનાર માણસને માણસો પોતાની મેળે વશ થાય છે अमर्षशून्येन जन्तुना जातहार्देन जनस्य आदर न—ગુસ્સા વગરના નિર્માલ્ય જન્તુને માટે સ્નેહી હોય તો આદર થતો નથી કોપ વગરના મનુષ્ય સાથે કોઈ મૈત્રી ઈચ્છતું નથી. विद्विषादर न—એવા માણસનો કોઈ શત્રુ હોય તો તેને તેનો ભય લાગતો નથી

એ સત્ય છે કે ક્રોધ મનુષ્યનો દુશ્મન છે પણ એથી એમ નથી ફલિત થતુ કે માણસે સાવ નિર્માલ્ય બનવુ જગતમાં જ્યાં ત્યા પુરુષત્વ શૌર્ય અને ક્રોધને માન આપવામા આવે છે જે માણસ ગુસ્સે થયા પછી તેના કોપના પાત્ર ઉપર બદલો વાળ્યા સિવાય જપતો નથી તે માણસને લોકો જલદી વશ થાય છે માણસ તે ગુસ્સે થાય ત્યારે બીજાની આપત્તિ ટાળી શકે છે આથી ઊલટુ જે કોઈ સાવ ગુસ્સા વગરનું નિર્માલ્ય જન્તુ છે તે કોઈનો મિત્ર હોય કે શત્રુ હોય તેથી શુ ? કોપવાળા માણસની મૈત્રી લોકો ઇચ્છે કારણ તેમને વિશ્વાસ હોય છે કે એ તેમને વખત આવ્યે ભયમુક્ત કરશે એવા માણસનો દુશ્મનોને પણ મોટો ભય હોય છે અર્થાત્ કોપવાળા માણસની મૈત્રી કે દુશ્મનાવટ નિરર્થક નથી થતા જ્યારે નિર્માલ્ય જનને સહુ કોઈ અવગણે છે કારણ તેવો માણસ નથી કોઈને ઉપયોગી થઈ શકતો કે નથી તે કોઈને નુકશાન કરતો

દ્રૌપદી કહેવા માગે છે કે દરેક વખત નહિ પણ અમુક વખતે તો કોપ આવશ્યક છે જ અત્યારે તમારે માટે ગુસ્સો વ્યક્ત કરવાનો સમય છે તેથી ઊઠો

**નોધ**

अवन्ध्यकोपस्य—न वन्ध्य अवन्ध्य (नञ् तत् ) अवन्ध्य कोप यस्य स॰ (बहु॰) तस्य—જેનો કોપ નિષ્ફળ નથી. આવા કોપવાળો માણસ આપત્તિ ટાળનાર થઇ શકે

आपदां—આપત્તિઓનો

विहन्तु—विहन्तृ ष એ વચન નાશ કરનારો.

वश्या—वश गता इति—વશ

स्वयम्—પોતાની મેળે

देहिन—देह अस्ति एषाम् इति. મનુષ્યો

जन्तुना--નિર્માલ્ય ( માણસ )

जातहार्देन--हृदयस्य कर्म इति हार्दम्। जात हार्दं यस्य स (बहु०) तेन-જેનામાં મૈત્રી પ્રગટી છે તે-મિત્ર

जनस्य ને બદલે नरस्य પાઠ પણ છે

विद्विपा दरः न          विद्विषादरः न

મલ્લિનાથ અહી આ બે રીતે સમજાવે છે

(૧) विद्विपा-विद्विष्-शत्रु શત્રુને दर -ભય-न-નથી

(૨) विद्विषा आदर न-શત્રુ પણ તેને માન આપતો નથી, અર્થાત્ તેને ગણતો નથી મલ્લિનાથ કહે છે આવી રીતે શબ્દો તોડવા તે ચાલુ સંસ્કૃત સાહિત્યની ભાષામા દોષ તરીકે ન ગણાય પણ વેદપાઠયોમાં એ દોષ ગણાય

અહી ज નો અનુપ્રાસ નોધો અહી आपदा विहन्तु નુ કારણ अवन्ध्यकोपस्य છે તેથી કાવ્યલિંગ અલંકાર પણ છે.

(૩૪) અન્વય—लोहित चन्दनोचित महारथ अय वृकोदर (अधुना) रेणुरूषित पदाति अन्तर्गिरि परिभ्रमन् सत्यधनस्य ( ते ) मानस न दुनोति कच्चित्।

સમજૂતી—कच्चित् वृकोदर मानस न दुनोति। હું ધારું છું કે વૃકોદર તમારા મનને જરાક પણ દુઃખ કરતો નથી એ કેવી રીતે? વૃકોદર પોતે ખરાબ આચરણથી તેવુ કરે જ નહિ પણ એની અત્યારની સ્થિતિ તમને દુઃખ નથી આપતી એ ભાવાર્થ થયો। लोहितचन्दनोचित अय वृकोदर (अधुना) रैणुरूषित-જે વૃકોદરને પગે પહેલાં ચદન લગાડાતુ તેને પગે આજે ધૂળ લાગી છે જુઓ તો! તે તમને દુઃખ નથી કરતો? महारथ (अधुना) पदाति-મહારથી વૃકોદર આજ

પગે ચાલના । થયો છે કેવી રીતે ? अन्तर्गिरि परिभ्रमन्–પર્વતની વચ્ચે ફરતાં તેની આજ આ દશા થઈ કોનુ મન વ્યથિત નથી કરતો ? सत्यधनस्य ते–સત્ય જેનુ ધન છે તેવા તમારૂ મન

દ્રૌપદી અહી વ્યગમાં બોલે છે તમે સત્યને વળગી રહેનારા છો આથી બાર વર્ષ વનવાસ અને એક વર્ષ છુપુ એમ તમે જગતમા ગાળવા જ નિશ્ચય કર્યો છે એ સત્યને તમે પકડી રહ્યા છો આથી ભીમને પર્વતોમાં ખુલ્લે પગે આથડવુ પડે છે તેથી તેના પગ ધૂળ લાગે છે એ મહારથી કેવળ પગે ચાલવાની દશા પામ્યો એ બધુ જોઈ હુ માનુ છુ કે તમને દુ ખ નથી થતુ કારણ જો એથી દુ ખ થતુ હોય તો તમે પોતાના સત્યને પકડી ન રાખો તમે તો એક સત્યની જ પરવા કરો છો ભાઈઓનુ તમને કઈ લાગતુ જ નથી

આમ सत्यधनस्य વિશેષણમા દ્યૂતમાં હારે તે બાર વર્ષનો વનવાસ ભોગવે અને તેરમુ વર્ષ છૂપુ ગાળે–એ શરતનો–અને યુધિષ્ઠિરનો તે પાળવા માટેનો ખાસ સત્યનો આગ્રહ–વગેરેનુ સૂચન ભારવિએ કરી દીધુ આ એનુ અર્થગૌરવ બનાવે છે વૃકોદર શબ્દ જ પહેલાંની અને અત્યારની દશા સૂચવી દે છે

વૃક નામનો જઠરાગ્નિ જેના ઉદરમાં છે તે એમ વૃકોદર શબ્દ સૂચવે છે क्षुत्तृष्णावर्धनो वृकाख्यो जाठराग्निविशेष उदरे यस्य अस्ति स वृकोदर इति ।–જે વૃકોદર ખાતાં પીતાં ધરાય નહિ તે વૃકોદર આજ કદમૂળ ખાઈ જેમ તેમ દિવસ કાઢે છે એ તમને નથી લાગતુ ? આ બધુ કેવળ वृकोदर શબ્દ જ સૂચવી દે છે આમ અહી પણ ભારવિનુ અર્થગૌરવ છે

વચો––शब्दार्थचन्द्रिका–य पूर्वं विशिष्टशाल्योदनादिभिर्मेदुरमनोज्ञरूप स एव सम्प्रति उपवास कदशनवशितशोच्यशरीर सवृत्त इति तात्पर्यार्थं । वृकोदर शब्द एव पूर्वोत्तरावस्थानुसन्धानहेतु ।

નોંધ

परिभ्रमन्—परि+भ्रम् નુ વર્ત કૃ પુ પ્ર એ વ. ફરતો

लोहित०—उच् नु भू कृ उचित लोहित चन्दनम् (कर्म०) उचित लोहितचन्दन यस्य स (बहु०) લાલ (લોહિત) ચન્દન જેને યોગ્ય છે તે. અથવા નીચે પ્રમાણે પણ વિગ્રહ થાય—लोहित चन्दन (कर्म०) तत्र અથવા तस्य उचित । (સપ્તમી કે ષ तत् ०)

पदाति—पादाभ्याम् अतति गच्छतीति (उप तत् ०) પગે ચાલનારો અહીં પણ વિશેષ નોંધો પહેલા અર્થમાં જતો હતો હવે તે ફક્ત પગે ચાલનારો થયો છે 'पादस्य पदाज्यातिगोपहतेषु' [आजि आति, ग અને उपहत શબ્દો ઉત્તરપદ તરીકે આવે ત્યારે पाद શબ્દનો पद શબ્દ થઈ જાય છે] એ નિયમ પ્રમાણે અહીં पद થયુ

अन्तर्गिरि—गिरिषु इति विभक्त्यर्थे અવ્યયી પર્વતની વચ્ચે.

रेणुरुषित —रेणुभि रुषित (तृ तत्) રેતીથી ખરડાયેલો.

महारथ —महान् रथ यस्य स (बहु०) 'आन्महत समानाधिकरणजातीययो' એ નિયમ પ્રમાણે महत् નુ महा થયુ એનો અર્થ આમ તો મોટો યોદ્ધો થાય પણ અહીં મોટા રથવાળો

> एको दशसहस्राणि योधयेद् यस्तु धन्विनाम् ।
> शस्त्रशास्त्रप्रवीणश्च स महारथ उच्यते ।
> महाकाया महात्मानो मेघदुन्दुभिनिस्वना ।
> महायुद्धेषु युध्येरंस्तेन ते हि महारथा ॥

सत्यधनरय—सत्य एव धन यस्य स (बहु०) સત્ય જ જેનુ ધન છે તેના

मानस —મન

दुनोति—दु नु वर्त કાળ (लट्) त्री पु એ व વ્યથિત કરે છે

कश्चित्–હું ધારું છું. પોતાની ઇચ્છા કે મત રજૂ કરવા વપરાય છે. कश्चित् कामप्रवेदने । (અમરકોષ)

वृकोदरः–वृकस्य (व्याघ्रविशेषस्य) उदरम् (ષ. તત્) वृकोदरमिव उदरमस्य इति वृकोदरः । વરૂ જેવા પેટવાળો. અહીં सप्तम्युपमान...એ નિયમ પ્રમાણે સમાસ થયો. અથવા તો જેના ઉદરમાં ભૂખ અને તૃષ્ણા વધારનારો વૃક નામનો અગ્નિ હતો તે. વાંચો भविष्यपुराण–यस्य तीक्ष्णो वृको नाम जठरे हव्यवाहनः । मया दत्तः स तेनासौ कथितो हि वृकोदरः

અહીં च, र, म, न અને द નો **અનુપ્રાસ** નોંધો.

(૩૫) અન્વય—वासवोपमः यः उत्तरान् कुरून् विजित्य प्राज्यं अकुप्यं वसु अयच्छत् स धनंजयः अधुना वल्कवासांसि आहरन् तव मन्युं कथं न करोति ?

સમજૂતી–धनंजयः तव मन्युं कथं न करोति ?–ધનંજય તમને કેમ ગુસ્સે કરતો નથી ? એ કેવી રીતે બને ? यः तव प्राज्यमकुप्यं वसु अयच्छत् स वल्कवासांसि आहरन् कथं मन्युं न करोति ? જેણે તમને એકવખત અઢળક ધન આપ્યું તે ધનંજય આજ ફક્ત વલ્કલ જ લાવે છે ! તે જોઇ તમે કેમ કોપાયમાન થતા નથી ? ધનંજયે તેવું ક્યારે કર્યું હતું ? वासवोपमः धनंजयः उत्तरान् कुरून् विजित्य अयच्छत्–ઈન્દ્ર સરખા ધનંજયે તમને રાજસૂય યજ્ઞ વખતે ઉત્તર કુરુ જીતી આપ્યો હતો.

હવે દ્રૌપદી ધનંજયની કેવી દશા થઈ છે તે બતાવી યુધિષ્ઠિરને ગુસ્સે કરવા પ્રયત્ન કરે છે. દ્રૌપદી ખાસ ધનંજય શબ્દ વાપરે છે. જેણે ધન જીતી આપ્યું હતું તે ધનંજય આજ તમારી હઠને લીધે કેવળ વલ્કલ જ લાવી આપે છે. તેની શક્તિ આમ ખોટી વેડફાઈ રહી છે આમ ધનંજય શબ્દ સૂચક છે અને વલ્કલ સાથે સારો વિરોધ બતાવે છે. ધનંજય શબ્દ આમ ભારવિનું અર્થગૌરવ બતાવે છે. જેણે ઉત્તર કુરુ જીતી આપ્યો તે તમારા એક જ બોલે દક્ષિણ કુરુ પણ જીતી આપશે.

અને અઢળક ધન આપશે એમ ખાસ उत्तरकुरु શબ્દ પ્રયોગ દ્વારા સૂચિત થયું. ખરી રીતે उत्तर कुरु આખો શબ્દ છે પણ દ્રૌપદી તે છૂટો પાડે છે. કારણ તે દ્વારા તે ખાસ યુધિષ્ઠિરનું ધ્યાન દોરવા માગે છે કે તેમને લીધે તેમની આ દશા થઈ

રાજસૂય યજ્ઞ પહેલા પાંડવોએ દિગ્વિજય કર્યો ત્યારે અર્જુને ઉત્તર કુરુ જીતી આપ્યો હતો. એ દેશની પરમ શોભાને લીધે કોઈ માનવને એ દેશ જોવા દેવામાં આવતો નહોતો. પણ અર્જુનની ઈચ્છાને લીધે ત્યાંના વસનારાઓએ અઢળક ધન અર્જુનને આપ્યું હતું અહીં આ કથાનો ઉલ્લેખ છે.

નોંધ

विजित्य–वि+जि નું સં ભૂ કૃદંત.

प्राज्यम्–ખૂબ, પુષ્કળ વાંચો અમરકોષ—प्रभूतं प्रचुर प्राज्यम् । વાંચો कुमार०–युगपद्युगबाहुभ्य प्राप्तेभ्य प्राज्यविक्रमा '

अयच्छत्—दा નુ હ્યસ્તન ભૂ. કાળ (लङ्) ત્રી પુ એ, વ આપ્યું હતું.

उत्तरान् कुरून्—ઉત્તરકુરુ અત્યારે દુર્યોધન જે કુરુ ઉપર રાજ્ય કરે છે તે કરતાં આ જુદો છે તેમ બતાવવા ખાસ कुरून् છૂટું પાડ્યુ મેરુ પર્વતને લીધે ઉત્તર અને દક્ષિણ કુરુ એમ ભાગ પડયા. સિંધુ ગંગા અને બ્રહ્મપુત્રાનો મૂળ પાસે આ પર્વત મધ્ય એશિયામાં હોવાનું મનાય છે. [વાંચો રાય] દેશનાં નામ બહુવચનમાં વપરાય છે.

अकुप्यम्—સોનું અને ચાંદી० अकुप्य वसु–હલકી ધાતુનું ધન નહિ એટલે સોનુ અને ચાંદી. सुवर्णरजताभ्याम् अन्यद् धन कुप्य, त्रपुताम्रसीतिकादि; ततः अन्यत् अकुप्यं धनम् । कुप्य = સોના ચાંદી સિવાયનું ધન. न कुप्य अकुप्यम् (नञ् तत्०) कुप्य નહિ તેવુ ધન. એટલે કે

अकुप्य = સોના અને ચાંદીનું ધન॰ नञ् ૭ અર્થમાં વપરાય છે અહીં तदन्यत्व ના અર્થમાં છે

तत्सादृश्यम् अभावश्च तदन्यत्वं तदल्पता ।
अप्राशस्त्यं विरोधश्च नञोऽर्थाः षट् प्रकीर्तिताः ॥

वसु—वसु ( नपुं ) નું દ્વિતીયા એ વચન

वासवोपम --वासव उपमा यस्य स. (बहु०) ઈન્દ્ર સરખો

वल्कः॰—वस्यते आच्छाद्यते अनेन इति वासस् ।

वल्कान्येव वासांसि वल्कवासांसि । ( कर्म० )

अधुना—અત્યારે.

आहरन्—आ + हृ નું વર્ત. કૃદંત લાવતો.

करोति—कृ કરવું-નું વર્ત કાળ ( लट् ) ત્રી પુ એ વ

मन्युम—ગુસ્સો

धनजय —धनं जयतीति धनजय । किरात ०–११०४५ ની ટીકામાં મલ્લિનાથ લખે છે–उत्तरकुरुन् विजित्य धनाहरणात् अहं धनञ्जयोऽस्मीत्यर्थ । વાંચો મહા०–सर्वान् जनपदान् जित्वा वित्तमादाय केवलम् । मध्ये धनस्य तिष्ठामि तेनाहुर्मा धनजयम् ॥

અહી ન નો અનુપ્રાસ છે

(૩૬) અન્વય—वनान्तशय्याकठिनीकृताकृती विष्वक् कचाचितौ अगजौ गजौ इव एतौ यमौ विलोकयन् त्व धृतिसयमौ बाधितु कथ न उत्सहसे ?

સમજૂતી—एतौ यमौ विलोकयन् कथ त्व धृतिसयमौ बाधितु न उत्सहसे ? એ કેવું કે આ જોડકા ને ( નકુળ-સહદેવને ) જોઈને તમને ધૈર્ય અને સંયમનો ત્યાગ કરવાનું મન થતું નથી ? એ કેવી રીતે ? જોડકું કેવું ? (૧) वनान्तशय्या०–વનની ભૂમિશય્યાથી તેમનાં શરીર કઠણ થઈ ગયાં છે (૨) विष्वक् कचाचितौ–ખૂબ વાળવાળા-કારણ

દગામન થતી નથી. (૩) अगजौ गजौ:इव–પર્વતના હાથી જેવા લાગતા –નકુળ સહદેવની આ દુર્દશા જોઈ છતાં તમારી ધીરજ અને સંયમ કેમ રહી શકે છે?

એમ આ શ્લોકમાં નકુળસહદેવની દુર્દશા બતાવી યુધિષ્ઠિરનો કોપ ઉત્તેજવા દ્રૌપદી પ્રયત્ન કરે છે નકુળ સહદેવ તેમના સુંદર દેખાવ માટે પ્રખ્યાત છે તેમની કેવી દશા થઈ છે તે દ્રૌપદી બતાવે છે. તેમને જોતાંની સાથે જ ધૈર્ય જતુ રહેવું જોઈએ.

અહીં अगजौ गजौ इव ની સરખામણી પણ સૂચક છે. કારણ ચિત્રભાનુ નોંધે છે તે પ્રમાણે નકુળ સહદેવ પર્વત ઉપર જન્મ્યા હતા. माद्रीसुतौ शतशृङ्गे पर्वते जातौ।। આ ભારવિનું અર્થગૌરવ બતાવે છ. આ ઉપમામાં ભારવિ નકુળ સહદેવના જન્મનો પ્રસંગ સૂચવી દે છે

वनान्त०---वनस्य अन्तं वनान्त (ष तत्०) वनान्तः एव शय्या (कर्म०) અથવા वनान्ते शय्या। तया कठिनीकृते आकुलौ देहौ ययोः तौ (बहु०) कठिनीकृत न कठिना अकठिना, अकठिना कठिनाकृता इति (ચ્વીરૂપ) વનભૂમિની શય્યાથી જેમનાં શરીર કઠણ થયાં છે તેવા.

कचा०—आ + चि નું ક. ભૂ. કૃ आचित कचैः आचितौ (तृ तत्०) વાળથી છવાયેલા.

विष्वक्—બધી બાજુ. વાચો અમરકોષ–समन्ततस्तु परितः सर्वतो विष्वगित्यपि।

अगजौ—न गच्छतीति अगः–પર્વત. अगे जातौ अगजौ પર્વતમાં જન્મેલા. બીજું રૂપ नग. છે વાંચો कुमार० १ हिमालयो नाम–नगाधिराज।

जनपदजाता गजा जघन्याः वनजाता मध्यमाः पर्वतजाता: प्रशस्ततराः इति हि गजशास्त्रविदां प्रसिद्धिः ।।

धृतिसंयमौ—धृतिश्च संयमश्च (द्वन्द्व) ધૈર્ય અને સંયમ.

यमौ–જોડકા.

विलोकयन्–वि+लोक નું વર્ત. કૃદંત જોતા.

उत्सहसे–उद्+सह् ઉત્સાહ પામવો નું વર્ત. કા. (लट्) બી. પુ. એ. વ.

बाधितुम्—बाध् નું હેત્વર્થ કૃદંત. છોડી દેવા માટે.

અહીં अगजौ गजौ નો વિરોધ સમજવાથી અર્થ સ્પષ્ટ થાય છે. અહીં માદ્રીપુત્રોને अगजौ गजौ સાથે સરખાવ્યા છે તેથી ઉપમા છે. ઉપરાંત संयमौ यमौ માંનો યમક પણ નોંધો.

શ્લો. ૩૪–૩૬ માટે સરખાવો बु. च.

सुजातजालावततांङ्गुली मृदू, निगूढगुल्फौ विषपुष्पकोमलौ। वनान्तभूमिं कठिनां कथंनु तौ, सचक्रमध्यौ चरणौ गमिष्यतः। विमानपृष्ठे शयनासनोचितं महार्हकालागुरुचन्दनाचितम्। कथं न शीतोष्णजलागमेषु तद् शरीरमोजस्वि वने भविष्यति। शुचौ शयित्वा शयने हिरण्मये प्रबोध्यमानो निशितूर्यनिस्वनैः कथमवत स्वप्स्यति सोद्य मे व्रती, पटैकदेशान्तरिते महीतले॥

(૩૭) અન્વય—अहं तावकीं इमां धियं न वेद। चित्तवृत्तयः विचित्ररूपाः खलु। परां भवदापदं विचिन्तयन्त्या मम चेतः आधयः प्रसभं रुजन्ति।

સમજૂતી—अहमिमां तावकीं धियं न वेद હું તમારું મન સમજી શકતી નથી. विचित्ररूपा० ...ખરેખર ચિત્તવૃત્તિ વિચિત્ર હોય છે. आधयः प्रसभं मम चेतो रुजन्ति। મારા મનને આધિ ખૂબ પીડા કરે છે. કારણ? परां भवदापदं विचिन्तयन्त्या–તમારી પરમ આપત્તિનો વિચાર કરતાં મારી મનોવ્યથા વધી પડે છે

હવે ૪૦મા શ્લોક સુધી યુધિષ્ઠિરની પોતાની કેવી ખરાબ દશા થઈ છે તે દ્રૌપદી વર્ણવે છે. દ્રૌપદી કહે છે તમારી એવી ખરાબ દશા જોઈને મને ખૂબ દુઃખ થાય છે. નવાઈની વાત છે કે જે કારણથી

આધિ મને અસહ્ય થઈ પડી છે તે કારણ તમને સહેજ પણ સ્પર્શતું નથી નહિ તો તમે પોતે શાંત રહી જ કેમ શકો ? હુ સમજી શકતી નથી કે તમારુ મન શેનાથી ઘડાયુ છે ? ખરેખર લોકો ભિન્નભિન્ન મનોવૃત્તિવાળા હોય છે કેટનાક લોકો એવા હોય છે કે જે તમારી જગ્યાએ શાંત ન રહી શકે તેઓ અવશ્ય બદનો લે જ તમે વિચિત્ર છો. એકદમ ઊંચેથી તમારી આવી પડતી થઇ છતા તમને તો કઈ લાગતુ જ નથી હુ તે સમજી શકતી નથી भिन्नरुचिर्हि लोकः । પણ તમને જોતાં મારુ હૈયુ દ્રવી જાડે છે એ ચોક્કસ

નોંધ

इमाम्—આ યુધિષ્ઠિરની અત્યારની મનોદશા

वेद-विद् જાણવુ નુ વર્ત. કા (लट्) પહેલો પુ એ. વ. वेद वेत्ति

तावकीम्—तव इयम—તમારી

धियम्—ध्यायति अनया इति—बुद्धि

विचित्र॰—विशेषेण चित्रा इति विचित्रा । (प्रादितत्॰) विचित्र रूपं यासां ता (बहु॰) જે વિચિત્ર પ્રકારની છે

खलु—ખરેખર निश्चये ।

चित्तवृत्तय—चित्तस्य वृत्तय ચિત્તની વૃત્તિઓ સરખાવો—रघु॰—६ भिन्नरुचिर्हि लोक ।

विचिन्तयन्त्या —वि+चिन्त् (દસમો ગણ) નુ વ. કૃ૦ત સ્ત્રી પ. એ. વ વિચાર કરતી

भवदापदाम् —भवत आपदाम् તમારી આપત્તિ.

पराम् —મોટી

रुजन्ति—रुज् નુ વર્ત કા, (लट्) ત્રી પુ બ વ

चेत —મન–ચિત્ત ।

प्रसभम् —બળાત્કારથી.

आधयः —આધિ. મનોવ્યથા.

પહેલી લીટીના વિશેષ વાક્યનું બીજી લીટીના સામાન્ય વાક્યથી સમર્થન થયું છે તેથી અર્થાન્તરન્યાસ:અલંકાર છે

(૩૮) અન્વય—पुरा महाधने शयनं अधिरूढः य स्तुतिगीतिमङ्गलैः विबोध्यसे सः (त्वम् अधुना) अदभ्रदर्भां स्थलीम् अधिशय्य अशिवैः शिवारुतैः निद्राम् जहासि।

અમનૂતી—પહેલાં તમારી કેવી સ્થિતિ હતી? पुराधिरूढः...मङ्गलैः—પહેલાં તમે કીમતી પથારીમાં સૂતા હતા અને મંગળ ગીત અને સ્તુતિથી તમને જગાડવામાં આવતા હતા. પરંતુ આજે? अदभ्रदर्भां... शिवारुतैः—આજે દર્ભ કાઢ્યા વગરની ભૂમિ ઉપર તમે સૂઈ રહો છો અને શિયાળવીના રડવાના અવાજથી તમે જાગો છો. એ દશા શું તમને વ્યથિત કરતી નથી? મને તો એ અતિશય પીડે છે.

## નોંધ

पुरा—પહેલાં.

अधिरूढः—अधि + रुह् નું ક. ભૂ. કૃ. अधिरूढ પણ અર્થ કર્તરી. 'गत्यर्थाकर्मकश्लिषशीङ्स्थास वस् जन रुह जीर्यतिभ्यश्च' [ગત્યર્થ, અકર્મક, श्लिष्, शी, स्था आस् वस् जन् रुह्, जॄ—આ ધાતુઓના કર્મણિ ભૂત કૃદંતનો કર્તરિ અર્થ થાય છે.] એ નિયમ પ્રમાણે કર્તરિ અર્થ થયો.

शयनम्—शय्यते अस्मिन् इति. પથારી ઉપર.

महाधनम्—महत् धन यस्य तत् (बहु०)

विबोध्यसे—वि + बुध् નું પ્રેરક કર્મણિ વર્ત. કાળ (लट्) બી. પુ એ. વ. જગાડવામાં આવતા હતા. 'पुरि लुङ् चास्मे' [જ્યારે पुरा વપરાયું હોય અને स्म ન હોય ત્યારે વર્તમાન કાળનો અદ્યતન ભૂતકાળ જેવો અર્થ થાય.] એ નિયમ પ્રમાણે અર્થ ભૂતકાળનો થાય છે.

स्तुति०—स्तुतयश्च गीतयश्च ता एव मङ्गलानि, तैः । સ્તુતિ અને ગીતના મંગળ (ધ્વનિ)થી

अदभ्र०—अदभ्रा दर्भा यस्याम् ताम् (बहु०) જેમાં ખૂબ દર્ભ છે તે

अधिशय्य—अधि + शी નુ સં ભૂ કૃ અવ્યય

स्थलीम्—જમીન (વનભૂમિ) ' अधिशीङ्स्थासां कर्म ' [अधि + शी, स्था અને आस् દ્વિતીયા લે છે] એ નિયમ પ્રમાણે अधिशय्य નું કર્મ

जहासि—हा નુ વર્ત કા (लट्) બી પુ એ વ

निद्राम्—નિદ્રા अशिवैः -न शिवैः अशिवैः —અમંગળ વાંચો शाकु०—शान्तानुकूलपवनश्च शिवश्च पन्थाः ।

शिवारुतैः —रु નુ કર્મ ભૂ કૃ क्त પણ નપુંસક ભાવવાચક નામના અર્થમાં–रु + क्त नपुंसके भावे । शिवानां रुतानि (ष० तत्०)

महाधर्नं शयन અને अदभ्रदर्भाम् स्थली तथा स्तुतिगीतिमङ्गलैः विबोध्यसे અને जहासि निद्राम् अशिवैः शिवारुतैः નો વિરોધ નોંધો. ક્યાં કીમતી શય્યા અને ક્યાં દર્ભશય્યા ! ક્યાં મદીજનોની સ્તુતિ અને ક્યાં અમંગળ શિયાળવીના અવાજ ! અહીં એક યુધિષ્ઠિરની બે સ્થિતિ બતાવી છે તેથી પર્યાય અલંકાર છે

અહીં બીજી લીટીનો અનુપ્રાસ નોંધો.

(૩૮) અન્વય—नृप, पुरा द्विजातिशेषेण अन्धसा यत् एतत् ते वपुः रामणीयकम् उपनीतम्, अद्य वन्यफलाशिनः ते तत् (वपुः) यशसा समं परं कार्श्यम् परैति ।

સમજૂતી—वपुः यशसा समं परं कार्श्यं परैति–યશ સાથે શરીર પણ ખૂબ સુકાઈ ગયું છે શા માટે ? वन्यफलाशिनः ते वपुः—તમે જંગલી ફળ ખાતા હોવાથી તમારા શરીરની આ દશા થઈ છે પહેલાં શું ખાતા હતા ? પહેલાં શરીર કેવું હતું ? पुरा द्विजातिशेषेण अन्धसा

रामणीयक उपनीत ते वपु -પહેલાં તમે દેખાવે રમણીય હતા કારણ ખાસ બ્રાહ્મણો માટે તૈયાર કરાવેના ખોરાકમાથી વધેલો ખોરાક તમે લેના હતા આથી તમારી આકૃતિ મનોહર હતી

**નોંધ**

पुरा—પહેલા

उपनीतम्—उप + नी नु क भू कृ उपनीत नी द्वि कर्मक હોવાથી તેને બે કર્મ છે वपु પ્રધાન કર્મ છે અને रामणीयकम् अप्रधानकर्म છે

नृप—हे नृप। -લોકોના રક્ષકની આવી દશા થઈ છે!

रामणीयकम्—रम् नु વિધ્યર્થ કૃદંત रमणीय रमणीयस्य भाव रामणीयकम्।

द्विजातिशेषेण—द्वे जाति-यस्य स द्विजाति (बहु) तेषा शेषम् (ष तत्०) तेन। जन्मना जायते शूद्र संस्कारैर्द्विज उच्यते॥ બ્રાહ્મણોના જમી રહ્યા પછી વધેલુ પહેલી ત્રણ જાતિ (બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય) દ્વિજાતિ કહેવાય એક વાર જન્મ થાય તે એક જન્મ અને બીજી વખત યજ્ઞોપવીત પહેર્યા પછી–એમ આ લોકોની બે જાતિ કહેવાય છે બ્રાહ્મણો માટે ભોજન બનાવ્યું હોય તેથી ખાસ કાળજી પૂર્વક બનાવ્યુ હોય આથી યુધિષ્ઠિરનુ શરીર રમણીય હતુ

अघसा—अघस्–અન્ન

एतत्—આ 'આ આંખો સામે દેખાય છે તે–અત્યારનુ શરીર' એવો ભાવ છે

वन्य०—वने भवम् वन्यम्। वन्यफल अश्नातीति अस्य वन्यफलाशिन -જંગલનાં ફળ ખાતા અત્યારે યુધિષ્ઠિર કેવળ ફળ જ ખાય છે

परम्—ખૂબ

परैति—परा + इनु वर्त का (ल्ट) त्री पु એ व પામે છે

कार्श्यम्–કૃશતા.

यशसा–યશ સાથે.

યશ અને શરીર બને મુકાયાં છે समम् શબ્દને લીધે શરીર અને યશ બંને સુકાયાં છે એમ બંનેનો ઉલ્લેખ થયો તેથી સહોક્તિ અલંકાર છે.

(૪૦) અન્વય—अनारत मणिपीठशायिनौ यौ ते चरणौ राजशिरः स्रजां रजः अरञ्जयत् तौ (अधुना) मृगद्विजालूनशिखेषु बर्हिणां वनेषु निषीदत ।

સમજૂતી—તે ચરણો (अधुना) बर्हिणा वनेषु निषीदत–તે પગ આજે કુશ ઘાસના ઝુંડ ઉપર ગયો છો. કુશ ઘાસ પણ કેવું ? સુંવાળું નહિ. પણ मृगद्विजालूनशिखेषु–જેની ટોચ મૃગો અને સાધુઓએ કાપી નાખી છે તેવું. જ્યારે પહેલાં શું હતું ? यौ अनारत मणिपीठशायिनौ જે હમેશ મણિજડેલા બાજઠ ઉપર રહેતા. ઉપરાંત બીજુ ? राज-शिर स्रजा रज अरञ्जयत्–પહેલા તે પગને રાજાઓના શિર ઉપરની માળાની પરાગ શોભાવતી હતી. જ્યારે આજ ? આજ ફક્ત કુશ ઘાસના સ્પર્શથી જ સંતોષ માનવો પડે છે.

પહેલાં તો તમારા દરબારમાં તમે મણિજડિત બાજઠ ઉપર પગ મૂકતા. ચરણે નમતા કેટલાયે રાજાઓના મસ્તક પગને અડકવાથી તેમના ઉપર રહેલી માળાઓની પરાગ તમારા પગ ઉપર પડતી અને પગને શણગારતી. આજ તો તમે અણીદાર કુશ ઘાસ ઉપર વિરાજો છો તેથી દર્ભની અણીથી નીકળતા લોહીથી તમારા પગ રંગાય છે અને મળવા આવનારાઓમાં પણ ક્યાં તો દર્ભ ખાવા આવતાં મૃગો હોય કે દર્ભ તોડવા આવતા સાધુઓ હોય. કેટલો તફાવત ?

નોંધ

अनारतम्–હમેશ

मणिपीठ० मणिनिर्मित पीठं मणिपीठ (शाकपार्थिवादिवत् समासः) मणिपीठयोः शयितुं शील अनयोः इति । મણિમય બાજઠ ઉપર રહેતા.

अरञ्जयत्–रञ्ज् નું પ્રેરક હ્ય. ભૂ. કાળ (लङ्) ત્રી. પુ એ. વ. રંગતા. પુષ્પની પગથી પગ લાલ થઈ જતા.

राजशिरः०–राज्ञां शिरः (ष तत्०) राजशिरस्थाः स्रजः (शाक पार्थिवादिवत् समासः) અથવા राजशिरसः स्रजः (ष. तत०) तासाम्। રાજાના મસ્તકની માળાની.

रजः–रजस् પરાગ–રજ. 'रजो रेणुपरागयोः । स्त्री पुष्पे गुणभेदे च' इति हेमचन्द्रः | કેટલા રાજાઓ ચરણે નમતા તે સૂચવે છે

निषीदतः–नि+सद् નું વર્ત. કા. (लट्) ત્રી પુ. દ્વિ. વચન રાખો છો.

*मृग०–मृगैः द्विजैः च आलूनाः शिखाः येषां तानि (बहु०) મૃગ અને સાધુઓએ જેની ટોચ તોડી છે તેવા. અહીં ચિત્રભાનુ द्विज = દાંત લે છે અને નીચે પ્રમાણે સમજાવે છે–मृगाणां द्विजैः आलूनाः शिखाः येषां तेषु (बहु०)* અહીં आलूनशिखा શું સુચવે છે તે ઉપર સમજૂતીમાં બતાવ્યું છે. પહેલાં તો રાજાઓના મસ્તક ઉપરની માળાઓની રજથી યુધિષ્ઠિરના પગ લાલ રંગાતા. પણ આજે કુશ ઘાસની અણી વાગવાથી નીકળના લોહીથી તે રંગાય છે. ભારવિમાં આવું અર્થગૌરવ છે. ચંચિ. चित्र०–बर्हिषां वनेषु दृश्यनेन पारुष्यं, मृगेन्द्रद्विजालूनशिखेषु इत्यनेन क्षतकरणेन बर्हिषां रुधिरोत्पादकत्वं द्योत्यते । पूर्वं पुष्परजसा रञ्जितौ चरणौ सम्प्रति विषमच्छन्नदर्भस्पर्शजेन रुधिरेण रज्यत इति भावः॥

बर्हिषाम्–बर्हिष् = કુશ ઘાસ.

(૪૧) અન્વય–यत् इय दशा द्विषन्निमित्ता ततः मे मनः समूलम् उन्मूलयतीव । परैः अपर्यासितवीर्यसम्पदां मानिनाम् पराभवः अपि उत्सव एव ।

સમગ્ગૂની—इयं दशा मे मनः समूलम् उन्मूलयति इव–તમારી આવી દશા મારું મન સમૂળું ઉખેડી નાખે છે. કારણ ? દશા તો પલટાયા કરે. તેમાં આટલું બધું શું લગાડવાનું ? એમ નથી. यत द्विषन्निमित्ता ततः मनूलं उन्मूलयति–આ દશા શત્રુઓએ કરી છે તેથી મારું મન સમૂળું ઉખેડી નાખે છે એની એ દશાની માની પુરુષો ઉપર શું અસર થાય છે ? मानिनाम् पराभवः अपि उत्सव एव–માનીઓને તો પરાજય પણ ઉત્સવ જ છે. પણ ક્યારે ? परैरपर्यासितवीर्यसंपदाम्–માની પુરુષોને તો માન જ મોટું ધન છે. તેવાઓને પરાજય થાય છતાં જો તેમની વીર્યની સંપત્તિ શત્રુ ન હરી ગયો હોય તો તેમને એ ઉત્સવ જ છે.

દ્રૌપદી કહેવા માગે છે કે તમારી તો વીર્યની સંપત્તિ પણ હરાઈ ગઈ લાગે છે. કારણ જો તે સંપત્તિ હોય અને તમે અત્યારે ઉત્સવ માનતા હો તો તમે જરૂર રાજ્ય પાછું લેવા યત્ન કરો. પણ અફસોસ ! તમે તો માની પણ નથી. તમારું તો માન પણ જતું રહ્યું લાગે છે. વિધિએ જો આવી દશા કરી હોત તો મને ન લાગત. પણ શત્રુઓએ આ દશા કરી એથી મને ખૂબ લાગી આવે છે. આવું જ્યારે બને ત્યારે શત્રુ ઉપર બદલો લેવાની માણસની ફરજ છે. પણ તમે તેમાંનું કંઈ કર્યું નહિ એ મારા દુઃખનું કારણ છે.

અહીં પ્રથમાર્ધની વિશેષ ઉક્તિનું દ્વિતીયાર્ધની સામાન્ય ઉક્તિ દ્વારા વૈધર્મ્યથી સમર્થન થયું તેથી અર્થાન્તરન્યાસ અલંકાર છે. વિપત્તિ (पराभवः) નહિ પણ માનહાનિ અસહ્ય છે એ ભાવ છે. અહીં वैधर्म्येण अर्थान्तरन्यास છે એમ મલ્લિનાથ બતાવે છે. અહીં વિપત્તિ કેમ અસહ્ય બની છે તેનું સમર્થન એવા સામાન્ય વાક્યથી નથી થયું કે શત્રુઓએ કરેલી બધી વિપત્તિ દુઃખદાયક છે પણ એવા સામાન્ય વાક્યથી સમર્થન કર્યું કે માનીઓને વિપત્તિ એક ઉત્સવ જેવી છે પણ તે ફક્ત ત્યાં સુધી જ કે જ્યાં સુધી માનીઓની વીર્યસંપત્તિ ન હણાઈ હોય. આમ અહીં वैधर्म्येण अर्थान्तरन्यास અલંકાર છે.

નોંધ

द्विषन्०--द्विषत्-शत्रु द्विषन्त निमित्तम् यस्या सा ( बहु० ) શત્રુઓ જેના નિમિત્ત છે તેવી

समूलम्--मूलै सह यथा स्यात् तथा ( अव्ययी ) મૂળ સાથે, સમૂળુ.

उन्मूलयति--उत्खातानि मूलानि यस्य स ( बहु० ) उन्मूल । उन्मूल ઉપરથી નામ ધાતુ उन्मूलयति--ઉખેડી નાખે છે

परैः--દુશ્મનોથી

अपर्यासित०--न पर्यासिता अपर्यासिता । वीर्यस्य संपत् वीर्यसंपत् । ( ष तत्० ) अपर्यासिता वीर्यस्य संपत् येषां तेषाम् ( बहु० ) परि + अस् તુ પ્રેરક કર્મણિ ભૂ. કૃ૦ત पर्यासित-જેમની વીર્યસંપત્તિ દુશ્મનોથી હરાઈ નથી તેવા

मानिनाम्-માનીઓને

पराभव – વિપત્તિ

उत्सवः –ઉત્સવ તેમને એ વિચારે ઉત્સવ થાય કે ચાલો બીજુ બધુ ભલે હણાયુ પણ સદ્‌ભાગ્યે મારૂ માન હણાયુ નથી मानशरीरा राजान ।

અહીં મ અને પ નો અનુપ્રાસ નોંધો

(૪૨) અન્વય–हे नृप, शान्ति विहाय तत् (क्षात्र) धाम विद्विषां वधाय पुन सधेहि । प्रसीद । निस्पृहा मुनय शत्रून् अवधूय शमेन सिद्धि व्रजन्ति भूभृत. [ तु शमेन सिद्धि ] न [ व्रजन्ति ]

સમજૂતી–हे नृप, प्रसीद—એ રાજા! પ્રસન્ન થાઓ શાન્તિ विहाय तत् धाम पुन सधेहि-શાંતિ છોડી દો અને પેલુ (ક્ષત્રિય) તેજ ફરીથી ધારણ કરો શેને માટે ? विद्विषां वधाय-શત્રુઓના વધ માટે.

निस्पृहा मुनयः शमेन शत्रून् अवधूय सिद्धिं व्रजन्ति । નિસ્પૃહ મુનિઓ શત્રુને તરછોડીને શમથી સિદ્ધિ મેળવે છે ત્યારે રાજાઓ નથી મેળવતા ? ના, રાજાઓ શમથી સિદ્ધિ મેળવી શકતા નથી

તમે કઈ નિર્બળ નથી કે આવી શાંતિથી શત્રુએ કરેલી દશા જોયા કરો છો તમે કઈ જોગી મુનિ નથી કે શાંતિથી શત્રુને અવ ગણીને જીતો તમે એક ક્ષત્રિય છો અને સંસારી છો તેથી તમને આશા ઈચ્છા બધું છે આથી તમે જોગીની માફક શાંતિથી શત્રુને જીતવાનો માર્ગ ન લઇ શકો મહેરબાની કરીને હવે પ્રસન્ન થાઓ હજી થોડાં જ વર્ષો પહેલાં દુનિયાએ તમારૂ પરાક્રમ જોયુ છે તેથી આ શાંતિ ત્યજીને ફરીથી પહેલાંનો જુસ્સો લાવો અને તમારા અપ માનનો શત્રુઓ ઉપર બદલો લો શાંતિનો માર્ગ તમારે માટે નથી રાજાનો હેતુ શાંતિથી સિદ્ધ ન થાય તમે રાજાની મહત્વાકાંક્ષા સેવો છો અને સ્વીકારો છો જોગીઓનો માર્ગ ! તે બે વિરુદ્ધ છે તેથી જો તમારી આશા પૂરી કરવી હોય તો રાજા તરીકે આચરણ કરો. અંદરના શત્રુ કામ, ક્રોધ, લોભ...ઈ જીતવાના હોવાથી ઋષિમુનિઓ શાંતિનો માર્ગ સેવી શકે પણ રાજાઓને તો બહારના શત્રુઓ જીત વાના હોવાથી શાંતિ ન રાખી શકે

નોંધ

विहाय-વિ+हा નુ સ. ભૂ કૃ છોડીને

शान्तिम् —શાંતિ

धाम-તેજ-स्त् પહેલું અસિદ્ધ અથવા તો स्त् = तस्मात्-તેથી પણ લેવાય

प्रसीद-प्र+सद् નુ આજ્ઞાર્થ (लोट्) બી પુ એ વચન પ્રસન્ન થાઓ

सधेहि-सम्+धा નુ આજ્ઞાર્થ (लोट्) બી પુ એ. વ.

वधाय—વધ માટે. "क्रियार्थोपपदस्य च कर्मणि स्थानिनः" જો હેત્વર્થ કૃદંતવાળો શબ્દ સ્પષ્ટ ન કહ્યો હોય તો તેનું કર્મ ચતુર્થીમાં આવે. એ નિયમ પ્રમાણે ચતુર્થી આવી वधाव = वध कर्तुम्-આમ તુમુન્ વાળો શબ્દ સ્પષ્ટ કહ્યો નથી. તેથી ચતુર્થી આવી

द्विषाम् –શત્રુઓના

व्रजन्ति–व्रज् નુ વર્ત. કાળ (लट्) ત્રી. પુ બ વ

शत्रून्–(૧) મુનિઓના છ અંદરના શત્રુ કામ, ક્રોધ, લોભ, ઇ. અને (૨) રાજાઓના બહારના શત્રુ

अवधूय—अव+धु કે धू નુ સ. ભૂ કૃ મારીને તરછોડી નાખીને

निःस्पृहा–निरस्ता स्पृहा येषाम् ते (बहु॰) નિસ્પૃહ

शमेन—શમ શાંતિ. વાચો–शमो निरीहावस्थायां स्वात्मविश्रमज सुखम्। અથવા આમ–शमस्तावत् श्रवणादिव्यतिरिक्तविषयेभ्यो मनस निग्रहः॥

सिद्धिम्–સિદ્ધિ

भूभृत –રાજાઓ

(૪૩) અન્વય–धामवतां पुरःसरा यशोधना भवादृशा सुदु सहम् इदृशम् निकारम् प्राप्य रतिं कुर्वते चेत् (तर्हि) हन्त। मनस्विता निराश्रिता (सती) हता।

સમજૂતી–हन्तमनस्विता निराश्रया (सती) हता। –અરે રે! આશ્રય વગરની થયેલી મનસ્વિતા મરી ગઈ! કેમ વારુ? इदृश सुदु सहं निकार प्राप्य भवादृशा- चेत् रतिम् अधिकुर्वते–આવુ અસહ્ય અપમાન પામીને જો તમારા જેવા મનુષ્યો સંતોષ રાખે તો પછી મનસ્વિતા મરી જ પરવારી ગણાય યુધિષ્ઠિર એવા કેવા છે? धामवतां पुरःसरा અને यशोधना–ભગવાનોમાં શ્રેષ્ઠ અને યશરૂપી ધનવાળા એવા તમારા જેવા લોકો જો સંતોષ રાખે તો પછી મનસ્વિતા મરી પરવારી જ ગણાય

તેજસ્વીઓમાં અગ્રેસર મનુષ્યોને તો યશ એ જ પોતાનું ધન છે. જો તેવા લોકો શત્રુના હાથનું અપમાન શાંતિથી સહીને સંતોષ રાખે તો હું ધારું છું કે આ જગતમાંથી બધા તેજસ્વી લોકો મરી પરવાર્યા, કારણ તમારો જ દાખલો લો. તમે શત્રુના હાથનું આટલું મોટું અપમાન સહીને સંતોષથી બેસી રહ્યા છો એ શું બતાવે છે? એ બતાવે છે કે આ જગતમાંથી મનસ્વિતા જતી રહી છે અમે કંઈ સાધારણ રાજાઓ પાસે એવું ઇચ્છતા નથી. પણ તમારા જેવા શ્રેષ્ઠ નૃપશાર્દૂલો જો આમ શાંતિથી બેસી રહે તો અમારે સમજવાનું કે આ દુનિયામાં હવે ક્ષત્રિયનું અભિમાન ભૂતકાળની જ વસ્તુ બની ગયુ અહીં પણ भवादृशः यशोधन અને धामवतां पुरःसराः એ શબ્દો ઉપર કટાક્ષ છે કે તમે તો માની ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ છો. યશ તમારું ધન છે છતાં તમારા જેવા આવું અપમાન થવા દે છે એટલું જ નહિ પણ બદલો વાળતા નથી. આ ભારવિનું અર્થગૌરવ બતાવે છે.

**નોંધ**

पुरःसरा–पुरः सरन्तीति पुरःसराः (उप. तत्०) અગ્રેસરો.

धामवताम्–धाम + मतुप् = धामवता। । માનીઓમાં.

यशोधनाः–यश एव धनम् येषाम् (बहु०) ते। યશ રૂપી ધનવાળા.

सुदुःसहात्–सु अतिशयेन दुःसहम् सुदुःसहम् (प्रादि तत्०)

प्राप्य–प्र + आप् નું સં. ભૂ કૃદંત. મેળવીને પ્રાપ્ત કરીને.

निकारम्–અપમાન. निकारस्तु पराभवे धान्योत्क्षेपे' इति हैम ।

इदृशम्–આવું इदमिव पश्यन्ति जना एतम्, सोऽयम् इदमिव दृश्यमाना इदमिव आत्मान पश्यति इति ।

भवादृशा–તમારા જેવા.

अधिकुर्वते–अधि + कृ નું વર્ત કા. (लट्) ત્રી. પુ. બ. વ. રાખે.

रतिम्–સંતોષ અથવા તો એક વિદ્વાન रति = પ્રીતિ આનંદ– એમ અર્થ બતાવે છે એ પણ સારો છે.

निराश्रया–निर्गत आश्रय यस्या सा (बहु०) આશ્રય વગરની

हन्त–હાય! हन्त हर्षेऽनुकम्पायां वाक्यारम्भविषादयो ।

हता–हन् નુ ક ભૂ કૃ हत નુ સ્ત્રી. हता

मनस्विता–મનસ્વિતા–માન

સરખાવો–उ–च, न तेजस्तेजस्वी प्रसृतमपरेषां विषहते । स तस्य स्वो भाव प्रकृतिनियतत्वादकृतक- ॥ नीतिशतक–यदचेतनोऽपि पादै' स्पृष्ट प्रज्वलति सवितुरिनकान्त । तत्तेजस्विपुरुष' परकृतनिकृतिं कथ सहते ॥

( ૪૪ ) અન્વય–अथ निरस्तविक्रम चिराय क्षमामेव सुखस्य साधनम् पर्येषि, लक्ष्मीपतिलक्ष्मकार्मुक विहाय जटाधर' सन् इह पावक जुहुधि ।

સમજૂતી–अथ निरस्तविक्रम चिराय क्षमाम् एव सुखस्य साधनम् पर्येषि–જો નિર્વીર્ય થઈ ને લાંબો વખત ક્ષમાને જ સુખનુ સાધન માનતા હો તો ખરેખર તમે સાધુ બની જાઓ लक्ष्मीपतिलक्ष्मकार्मुक विहाय इह जटाधर सन् पावक जुहुधि–જો તમે ક્ષમા અને શાંતિ છોડવા ન જ માગતા હો તો ધનુષ્યબાણ ત્યજી દો અને જટાધારી થઈ અગ્નિને આહુતિ આપ્યા કરો

જેમણે તમારૂ રાજ્ય હરી લીધુ છે, જેમણે તમારી સ્ત્રીનુ અપમાન કર્યું છે તેવા શત્રુઓને ક્ષત્રિયોમાં પણ ક્ષત્રિય એવા તમે ભૂલી ન શકો અને ક્ષમા આપી શકો નહિ નિસ્પૃહ મુનિજનો એ અપમાન ગણે નહિ અને કેવળ ક્ષમા તથા શાંતિને સુખનો માર્ગ માની શકે જો તમે એ બધાં અપમાન સાંખી રહેવા માગતા હો તો તમારાં ધનુષ્યબાણ ત્યજી દઈ ને મુનિ થઈ જાઓ અને આશ્રમમા બનિ હોમ્યા કરો

क्षमा शत्रौ च मित्रे च यतीनामेव भूषणम् ।
अपराधिषु सत्त्वेषु नृपाणां सैव दूषणम् ॥

નોંધ

अथ–એ, पक्षान्तरे.

क्षमाम्–क्षमा.

निरस्त०–वि + क्रम् + घञ् = विक्रमः । निरस्तः विक्रमः येन सः (बहु०) જેણે પરાક્રમ ત્યજી દીધું છે તેના. શ્રી. રાય આની સાથે પણ चिराय લેવાનું સૂચવે છે.

चिराय–લાંબા વખત સુધી. कालाध्वनोरत्यन्तसंयोगे ' એ નિયમ પ્રમાણે દ્વિતીયા.

चिराय पर्येषि અથવા चिराय निरस्तविक्रमः એમ બે રીતે લેવાય.

पर्येषि–परि + इ નું વર્ત. કા. (लट्) બી. પુ. એ. વ. માનો–

विहाय–वि + हा સં.નું ભૂ. કૃદંત છોડીને.

लक्ष्मीपति०–लक्षयति पश्यति नीतिमन्तं पुरुषम् इति लक्ष्मीः लक्ष्म्याः पतिः लक्ष्मीपति (ष. तत्०) लक्ष्मीपतेः लक्ष्म (ष. तत्) लक्ष्मीपतिलक्ष्म રાજાના ચિહ્નરૂપ.

कार्मुकम्–ધનુષ્ય.

जटाधरः–जटायाः धरः जटाधरः–જટાધારી

जुहुधि–हु નું આજ્ઞાર્થ (लोट्) બી. પુ. એ. વ.

पावकम्–पुनातीति पावकः–અગ્નિ.

(૪૫) અન્વય परेषु निकृतिपरेषु (सत्सु) भूरिधाम्नस्ते समयपरिरक्षणं न क्षमम् । हि विजयार्थिनः क्षितीशा अरिषु सोपधि संधिदूषणानि विदधति ॥ (पुष्पिताग्रा)

સમજૂતી— યુધિષ્ઠિર કહે છે કે તેમને તો બાર વર્ષ વનવાસનું વચન પાળવાનું છે. પણ દ્રૌપદી કહે છે કે, समयपरिरक्षणं ते न क्षमं–વચન પાળવું તમને ઘટતું નથી. એ કેવું ? યુધિષ્ઠિર અને બે

વચન ન પાળે ! હા. એવું વચન પાળવાની જરૂર નથી કારણ ? भूरिधाम्नः ( ते ) निकृतिपरेषु (सत्सु ) न क्षमम्।–દુશ્મનો કેટલાયે અપમાનો કર્યે જ જાય છે. તમે ખૂબ બળવાન છો તો પછી એવું શા માટે સહી લેવું ? પણ એ તો સારું ન કહેવાય. क्षितीशा हि अरिषु सधिदूषणानि सोपधि विदधति–વાહ ! રાજાઓ કેટલીક વખત એવું ગોઠવે કે એ મિષે સંધિનો ભંગ શત્રુને હાથે જ થાય.

યુધિષ્ઠિર ૧૩ વર્ષ સુધી શાંતિ રાખવા ઇચ્છતા હતા. પણ દ્રૌપદી કહે છે કે તે લોકોએ અનેક વચનભંગ કર્યા છે અને હજી પણ તમારી સામે કપટ કરવા વિચારે છે–तदाशु कर्तुम् त्वयि जिह्ममुद्यते। विधीयतां तत्र विधेयमुत्तरम्। તો પછી તમે શા માટે વચન પાળવા આગ્રહ રાખો છો ? રાજાઓ જો બળવાન હોય તો શત્રુનાં છિદ્રો શોધી ગમે તેમ કરી લડાઈ કરે અને શત્રુએ જ સંધિનો ભંગ કર્યો છે એમ બહાર દેખાડે.

## નોંધ

समयपरिरक्षणम्–समयस्य परिरक्षणम् (ष. तत्. )–વચન પાલન.

क्षमम्–યોગ્ય.

निकृति॰–निकृतिः परम् येषाम् ते ( बहु॰)

परेषु—परः દુશ્મન, શત્રુઓ તમારું અપમાન કરે છે. આમ તેમણે તેમનું વચન તોડ્યુ છે. હવે તમે તમારું વચન તોડી શકો છો.

भूरिधाम्नः—भूरिधामः यस्य सः (बहु॰) तस्य–શત્રુઓએ વચન તોડ્યું છે તેથી તમને ગમે તેમ વચન તોડવાની છૂટ છે. ઉપરાંત તમે ખૂબ બળવાન છો. તેથી હવે કાર્ય કરો.

विजमा॰—વિજયની ઇચ્છા રાખતા.

क्षितीशाः—क्षितेः ईशाः (ष. तत्.)

विदधति—वि + धा नु वर्त माळ. (लट्) नी त्री. ब. वचन नाखे छे, ढोळे छे

सोपधि—उपाधिना सह यस्मिन् कर्मणि यथा स्यात् तथा (अव्ययी) कपटथी. बळवान नजाने जीत मेळववी छे ए जमरो होय छे, ज्यारे नमळो राजा तेना उपर विश्वास मूके छे अने आम छेतराय छे

सन्धिदूषणानि—सधे दूषणानि—सन्धिनो भग

(४१) अन्वय—विधिसमयनियोगाद् दीप्तिसहारजिह्म अगाधे आपत्-पयोधौ मग्नम्, शिथिलवसु रिपुतिमिरम् उदस्य उदीयमान त्वाम् दिनादौ दिनकृतमिव लक्ष्मी भूय समभ्येतु ॥ (मालिनी)

समजूती—हवे द्रौपदीनी उक्ति पूरी थाय छे तेथी ते छेल्ला आशीर्वचन उच्चारे छे लक्ष्मीस्त्वां भूय समभ्येतु—लक्ष्मी तमने फरीथी प्राप्त थाओ ए केवी रीते? दिनादौ दिनकृतम् इव—दिवसनी शरूआतमां जेम सूर्यने पोतानु गयेलु तेज सांपडे छे तेम तमने पण तमारी लक्ष्मी सांपडो ए वळी कई रीते? सूर्य अने युधिष्ठिरमां केवी रीते सरखापणु? नीचेनी बाबतोमां बन्नेनु सरखापणु छे-(१) विधिसमयनियोगात् दीप्तिसंहारजिह्म त्वाम्-सूर्यनी माफक तमे पण विधिना नियमने लीधे तेज नष्ट थवाथी झांखा छो. (२) शिथिलवसु—सूर्यनी माफक तमारो वैभव पण क्षीण थयो छे (३) अगाधे आपत्पयोधौ मग्न सूर्य जेम ऊंडा समुद्रमा डूबे तेम तमे पण दु खसागरमां डूबी गया छो (४) रिपुतिमिरम् इव उदस्य उदीयमानम्—जेम सूर्य तेना शत्रु अंधकारने मारीने ऊगे तेम तमे पण तमारा शत्रुओने मारीने फरीथी उदय पामशो

अत्यारे तमारु नसीब तमारी विरुद्ध छे अत्यारे तमारो वैभव नष्ट थयो छे अने तेथी तमे जरा नबळा जणाओ छो एथी करीने कई शु हिमत हारी जवानी? नहि ज चक्रना आरानी माफक दशा तो उपर नीचे फर्या ज करे छे नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ।

સૂર્ય સામે જુઓને ! સાંજે અસ્ત થઈ કેવો અંધકારમાં ગાઢ સમુદ્રમાં ડુબી જાય છે ! પણ શું તે એવા દુઃખમાં જ રહે છે ! ના. સવારે તે તેના શત્રુ અંધકારને દૂર કરીને વિજયી થઈને બહાર આવે છે. તમે પણ તેવી જ રીતે તમારા શત્રુને મારીને વિજયી થશો જ.

અહીં દુઃખસાગરમાં ડૂબેલા યુધિષ્ઠિરની સરખામણી અસ્ત પામેલા સૂર્ય સાથે થઇ છે. સરખામણી નીચે પ્રમાણે છે–

| યુધિષ્ઠિર | સૂર્ય |
|---|---|
| (૧) विधिसमय० | (૧) विधिसमय० |
| વિધિ–વિધિ–દૈવ. | વિધિ વિધિ |
| સમય–સમય–કાળ. | સમય = સમય, કાળ. વિધિ અને |
| વિધિ અને સમયના શાસનથી તેમનું | સમયના શાસનથી સૂર્ય પણ અસ્ત |
| ( વીર્ય ) તેજ નષ્ટ થયું છે. | પામે છે. અને તેનું તેજ નષ્ટ થાય છે. |
| (૨) शिथिलवसुम् | शिथिलवसुम् |
| યુધિષ્ઠિરની લક્ષ્મી નષ્ટ થઈ છે | સૂર્યના કિરણો નષ્ટ થાય છે. |
| (૩) अगाधे आपत्पयोधौ मग्नम् | अगाधे आपत्पयोधौ मग्नम् |
| ઊંડા દુઃખ સમુદ્રમાં ડૂબેલા | દુઃખ સમા અગાધ સમુદ્રમાં ડુબેલો. |
| (૪) रिपुतिमिरम् उदस्य उदीयमानम् | रिपुतिमिरम् उदस्य उदीयमानम् |
| અંધકાર જેવા શત્રુને મારીને ઊગે. | શત્રુ સમા અંધકારનો નાશ કરીને ઊગે. |

જેમ અગાધ સમુદ્રમાં ડૂબેલો સૂર્ય ગાઢ અંધકાર રૂપી શત્રુને દૂર કરીને ફરીથી ઊગે છે અને પોતાનુ તેજ પ્રાપ્ત કરે છે તેમ દુઃખ-સાગરમાં ડૂબેલા તમે પણ ફરીથી તમારૂં તેજ ધારણ કરશો અને ફરીથી લક્ષ્મી પ્રાપ્ત કરશો. આમ અહીં ઉપમા અલંકાર છે અને તે પૂર્ણોપમા છે. જે ઉપમામાં ઉપમાન, ઉપમેય, ઉપમાપ્રતિપાદક શબ્દ તથા સાધારણ ધર્મ સ્પષ્ટ કહેવામાં આવ્યા હોય તે પૂર્ણા ઉપમા કહેવાય.

અહી યુધિષ્ઠિર (त्वाम्) ઉપમેય છે दिनकृत् ઉપમાન છે मग्नत्व, शिखन्व વગેરે સાધારણ ધર્મ છે અને इव उपमाप्रतिपादक શબ્દ છે આમ અહી પૂર્ણોપમા થઈ

નોંધ

विधि०–विधिश्च समयश्च विधिसमयौ (द्वन्द्व) तयो नियोग (ष तत्०) तस्मात् नि + युज् + घञ् भावे = नियोग વિધિ અને સમયના શાસન પ્રમાણે અહોરાત્રનો વિભાગ કરનાર સૂર્ય ઉપર પણ ભાગ્યનુ શાસન છે अहोरात्रादिकपस्य कर्ताऽपि आदित्य परेण कालेन नियम्यते । युधिष्ठिर પણ વિધિ અને કાળના આદેશને વશ થઈને દુ ખમા આવી પડયા વિધિનો એવો આદેશ છે કે યુધિષ્ઠિર અમુક સમય દુ ખમાં રહેશે અને તે જ વિધિએ સૂર્યને પણ એવો આદેશ કર્યો છે કે અમુક સમય તેને દુ ખમા રહેવુ ૧ શ

दीप्ति०–दीप्त सहार (ष तत्०) तेन जिह्म (तृ तत्०) तेज જવુ રહેવાથી ક્રિયા આ વિશેષણ સૂર્યને પણ લાગુ પડે છે યુધિષ્ઠિર પક્ષે दीप्ति वीर्य, तेज સૂર્ય પક્ષે પ તાનુ तेज

## शिथिल वसुम्-शिथिलबलम्

शिथिल०–वसु એટલે યુધિષ્ઠિર પક્ષે ધન અને સૂર્ય પક્ષે रश्मि=કિરણ शिथिल वसु (धनम्–रश्मि) यस्य तम् (बहु०) વાંચો वैजयन्ती–वसु-र्देवेऽग्नौ रश्मौ च वसु तोये धने मणौ । वसु પુલ્લિંગ = (१) દેવ (२) અગ્નિ (३) કિરણ वसु (नपु) = પાણી, ધન, મણિ शिथिलबलम् પાઠ લેતાં–બનેમાં સરખો અર્થ થાય. જેનુ બળ શિથિલ થયુ છે તે

अगाधे०–गाध्यते तले स्पृश्यते इति गाध न गाध अगाध (नञ् तत्) અગાધ

मग्नम्–मस्ज नु + भू कृ પણ અર્થ કર્તરિ.

आपद्०–पयांसि धीयन्ते अस्मिन् इति पयोधि आपत् पयोधि

इव (उपमित कर्म.) અહી उपमित कर्म. લેવાનો છે. રૂપક તરીકે નથી લેવાનું. સૂર્ય આપત્તિ સમા સમુદ્રમા ડૂબે જ્યારે યુધિષ્ઠિર આપત્તિના સમુદ્રમા ડૂબ્યા છે

વેદમાં કહ્યું છે કે સાંજે સૂર્ય સમુદ્રમાં ડૂબે છે. सूर्यो हि साय सागरे निमज्जतिरपरेद्युरुन्मज्जति इत्यागमः ।

· रिपु०–रिपुः तिमिरम् इव (ઉપમિત સમાસ) યુધિષ્ઠિર પક્ષે અંધકાર જેવા અને સૂર્ય પક્ષે શત્રુ સમા અંધકારને.

उदस्य–उत्+अस् નુ સ. ભૂ. કૃ સંહાર કરીને.

उदीयमानम् –उद्+इ નુ વર્ત. કૃ ઊગતા.

दिनादौ–दिनस्य आदौ.

दिनकृतम्–दिन करोति इति (ઉપ. तत्.) तम् दिनकृतम् –સૂર્ય

लक्ष्मी· –(૧) સૂર્ય પક્ષે તેજ (૨) યુધિષ્ઠિર પક્ષે લક્ષ્મી.

समभ्येतु–सम्–अभि+इ નું આજ્ઞાર્થ ( लोट ) ત્રી પુ એ. વ પ્રાપ્ત થાઓ.

भूयस्–ફરીથી. ' भूयस्त्रिषु बहुतरे पुनरर्थे तदव्ययम् ' इति मेदिनी

દરેક સર્ગને અંતે લક્ષ્મી શબ્દ વાપર્યો છે કારણ તે સુંદર છે અને બીજુ તે મગળ છે. મહાભાષ્યકાર કહે છે કે જે શાસ્ત્રના આરંભમાં, અંતે અને મધ્યમા મંગલ શબ્દ હોય તે શાસ્ત્ર લાંબા કાળ સુધી ટકે છે અને પ્રખ્યાત થાય છે. લોકોને વીર અને દીર્ઘાયુષી બનાવે છે અને વાચકો સરસ વક્તા થાય છે वीरपुरुषकाणि भवन्ति आयुष्मत् पुरुषकाणि च, अध्येतारश्च सिद्धार्था यथा स्युः । ..... શિશુપાલવધ નામના મહાકાવ્યમાં માઘ પણ દરેક સર્ગને અંતે શ્રી વાપરે છે.

# સર્ગ—૨

**કથા સાર**

[ શરૂઆતમાં ભીમસેનની ઉક્તિ છે. (૨–૨૫) ત્યાર પછી યુધિષ્ઠિરની ઉક્તિ આવે છે. ભીમસેન શરૂઆતમાં દ્રૌપદીની ઉક્તિનાં વખાણ કરે છે. તે કહે છે કે દ્રૌપદીએ રાજ્યનીતિની બહુ સુંદર બાબત રજૂ કરી છે. એનો મત નાખી દેવા જેવો નથી. કારણ તે સલાહ હિતકર છે અને બુદ્ધિયુક્ત છે. ત્યાર પછી ભીમસેન પોતે પણ પોતાનો મત રજૂ કરે છે. યુધિષ્ઠિર શા માટે શરતનો ભંગ કરી યુદ્ધ કરતા નથી એમ તે પણ-સલાહ આપે છે. શાણા માણસોએ શત્રુનો ઉદય સાંખી લેવો ન જોઈએ. ક્ષત્રિયના તેજ અને ઉત્સાહ ઉપર તો રાજ્યનો આધાર છે. તેર વર્ષ પછી પણ દુર્યોધન એમ સહેલાઈથી રાજ્ય નહિ આપે. ક્ષત્રિયો અને માનીઓ તેમના પ્રાણ જવા દે પણ તેજ નહિ. આથી તે પણ સલાહ આપે છે કે શાંતિ ત્યજીને યુદ્ધ કરો. ત્યાર પછી ૨૬–૫૩ શ્લોક સુધી યુધિષ્ઠિર પોતાનો મત રજૂ કરે છે. તે ભીમની ઉક્તિનાં વખાણ કરે છે પણ તેના મત સાથે સંમત થતા નથી. તે સલાહ આપે છે કે કોઈ પણ કામ અવિવેકથી ઉતાવળા થઈ કરવું નહિ. વિવેકપૂર્વક કામ કરનારા જરૂર સફળ થાય છે. વિજય ઇચ્છતા રાજાઓએ વિચારવું કે પોતે સાધેલું કાર્ય ભવિષ્યમાં નષ્ટ નહિ થાય ઉદય ઇચ્છતા મનુષ્યે ક્રોધને જીતવો અને સમયને અનુકૂળ કામ કરવું. શાંતિ અને ક્ષમાથી કરેલું સઘળું કાર્ય સફળ થાય છે. તેર વર્ષની શરત પાળ્યા પછી જો કૌરવો ઉપર હુમલો કરીશું તો વૃષ્ણીઓ આપણી પડખે રહેશે અને તેમના મિત્રો અને અનુયાયીઓ પણ આપણો પક્ષ લેશે. ) દુર્યોધન જરા ક્રોધી અને અભિમાની છે. આથી તે અભિમાનમાં ઘણા પોતાના પક્ષના રાજાઓનું અપમાન કરશે જ. આ અપમાનિત થયેલા રાજાઓ પણ તેને છોડીને તે વખતે આપણો પક્ષ લેશે. આમ નિર્બળ થયેલા દુર્યોધનને સહેલાઈથી જીતી શકાશે.

ત્યાર પછી વ્યાસ આવે છે. (૫૪) ૫૫–૫૬માં વ્યાસનું વર્ણન છે. ૫૭–૫૮માં યુધિષ્ઠિર તેનું સ્વાગત કરે છે તેનું વર્ણન છે. પછી તેમની અનુજ્ઞાથી તે બેસે છે. વ્યાસ સામે બેઠેલા યુધિષ્ઠિર બૃહસ્પતિ પાસે રહેલા ચંદ્ર જેવા શોભે છે. (૫૯)

અહીં બીજો સર્ગ સમાપ્ત થાય છે.

આગળ ઉપર વ્યાસ પણ તે જ સલાહ આપે છે કે હમણાં હુમલો કરવામાં લાભ નથી.]

(૧) અન્વય–अथ वृकोदरः प्रियया विहितां मनःप्रिया गिर गरीयसीं निश्चित्य नृपम् उपपत्तिमत् ऊर्जिताश्रय वचनम् ऊचे ।

સમજૂતી–अथ वृकोदरः नृप वचनं ऊचे—પછી વૃકોદરે રાજાને સંબોધીને કહ્યું. કેવું વચન કહ્યું ?—उपपत्तिमत् ऊर्जिताश्रय वचनं ऊचे–દલીલવાળું અને જેમાં બળ મુખ્ય વસ્તુ છે તેનુ (અથવા વિશાળ અર્થવાળું) વચન તે બોલ્યો. એવું વચન કેમ બોલ્યો ? प्रियया विहिता मनःप्रियां गिर गरीयसीम् निश्चित्य–પ્રિયા દ્રૌપદીનાં વચનો પોતાના મનને મળતાં હોવાથી તે વચનો યોગ્ય છે એમ બરાબર નિશ્ચય કરીને જ તે બોલ્યો.

ભીમસેન પણ કપટ સામે કપટ કરી બળ વાપરવાના જ મતનો હતો. પણ આજ સુધી તે મોટાભાઈ સામે કાંઈ કહી શકયો નહોતો. આજ જ્યારે દ્રૌપદીએ ભાવના આવેશમાં જે અર્થગંભીર બોલ યુધિષ્ઠિરને કહ્યા ત્યારે ભીમસેનને પણ જાણે અનુમોદન મળ્યું. દ્રૌપદીના વિચાર ભીમસેન જેવા હોવાથી તે પ્રિયાની વાણી તેને ગમી ગઈ, એટલું જ નહિ પણ ભીમસેને વિચાર્યું કે તે શબ્દો યોગ્ય છે. ફેર માત્ર એટલો કે દ્રૌપદી કેવળ ભાવને જ વેગ આપે છે. જ્યારે ભીમસેન તે માટે દલીલો રજૂ કરે છે.

દ્રૌપદીના વચનો પછી ભીમસેનની ઉક્તિ મૂકવાનુ પણ એક કારણ છે. જો ભીમસેન પછી ન બોલે તો દ્રૌપદીનાં વચનનો શું ભાગ રહે ?

# સર્ગ—૨

**કથા સાર**

[ શરૂઆતમાં ભીમસેનની ઉક્તિ છે (૨–૨૫) ત્યાર પછી યુધિષ્ઠિરની ઉક્તિ આવે છે ભીમસેન શરૂઆતમા દ્રૌપદીની ઉક્તિનાં વખાણ કરે છે. તે કહે છે કે દ્રૌપદીએ નીતિની બહુ સુંદર બાબત રજૂ કરી છે એનો મત નાખી દેવા જેવો નથી પરંતુ તે સનાદ હિતકર છે અને બુદ્ધિયુક્ત છે ત્યાર પછી ભીમસેન પોતે પણ પોતાનો મત રજૂ કરે છે યુધિષ્ઠિર વચના માટે શરતનો ભંગ કરી યુદ્ધ કરતા નથી એમ તે પણ સલાહ આપે છે શાણા માણસોએ શત્રુનો ઉદય સાખી લેવો ન જોઈએ ક્ષત્રિયના તેજ અને ઉત્સાહ ઉપર તો રાજ્યનો આધાર છે તેર વર્ષ પછી પણ દુર્યોધન એમ સહેલાઈથી રાજ્ય નહિ આપે. ક્ષત્રિયો અને માનીઓ તેમના પ્રાણ જવા દે પણ તેજ નહિ આથી તે પણ સલાહ આપે છે કે શાંતિ તજીને યુદ્ધ કરો ત્યાર પછી ૨૬–૫૭ શ્લોક સુધી યુધિષ્ઠિર પોતાનો મત રજૂ કરે છે તે ભીમની ઉક્તિનાં વખાણ કરે છે પણ તેના મત સાથે સંમત થતા નથી તે સલાહ આપે છે કે કોઈ પણ કામ અવિવેકથી ઉતાવળા થઈ કરવું નહિ વિવેકપૂર્વક કામ કરનાર જરૂર સફળ થાય છે વિજય ઇચ્છતા રાજાઓએ વિચારવું કે પોતે સાધેનું કાર્ય ભવિષ્યમા નષ્ટ નહિ થાય ઉદય ઇચ્છતા મનુષ્યે કાળને જીતવો અને સમયને અનુકૂળ કામ કરવું શાંતિ અને ક્ષમાથી કરેલું સઘળુ કાર્ય સફળ થાય છે. તેર વર્ષની શરત પાળ્યા પછી જો કૌરવો ઉપર હુમલો કરીશુ તો વૃષ્ણીઓ આપણી પડખે રહેશે અને તેમના મિત્રો અને અનુયાયીઓ પણ આપણો પક્ષ લેશે ) દુર્યોધન જરા ક્રોધી અને અભિમાની છે આથી તે અભિમાનમાં ઘણા પોતાના પક્ષના રાજાઓનું અપમાન કરશે જ આ [illegible] થયેલા રાજાઓ પણ તેને છોડીને તે વખતે આપણો પક્ષ [illegible] આમ નિર્બળ થયેલા દુર્યોધનને સહેલાઈથી જીતી શકાશે

ત્યાર પછી વ્યાસ આવે છે (૫૪) ૫૫-૫૬માં વ્યાસનું વર્ણન છે. ૫૭–૫૮માં યુધિષ્ઠિર તેનું સ્વાગત કરે છે તેનું વર્ણન છે. પછી તેમની અનુજ્ઞાથી તે બેસે છે. વ્યાસ સામે બેઠેલા યુધિષ્ઠિર બૃહસ્પતિ પાસે રહેલા ચંદ્ર જેવા શોભે છે. (૫૯)

અહીં બીજો સર્ગ સમાપ્ત થાય છે.

આગળ ઉપર વ્યાસ પણ તે જ સલાહ આપે છે કે હમણાં હુમલો કરવામાં લાભ નથી. ]

(૧) અન્વય-अथ वृकोदरः प्रियया विहितां मनःप्रियां गिरं गरीयसीं निश्चित्य नृपम् उपपत्तिमत् ऊर्जिताश्रयं वचनम् ऊचे ।

સમજૂતી—अथ वृकोदरः नृपं वचनं ऊचे—પછી વૃકોદરે રાજાને સંબોધીને કહ્યું. કેવું વચન કહ્યું ?—उपपत्तिमत् ऊर्जिताश्रयं वचनं ऊचे– દલીલવાળું અને જેમાં બળ મુખ્ય વસ્તુ છે તેવું ( અથવા વિશાળ અર્થવાળું ) વચન તે બોલ્યો. એવું વચન કેમ બોલ્યો ? प्रियया विहितां मनःप्रियां गिरं गरीयसीम् निश्चित्य–પ્રિયા દ્રૌપદીનાં વચનો પોતાના મનને મળતાં હોવાથી તે વચનો યોગ્ય છે એમ બરાબર નિશ્ચય કરીને જ તે બોલ્યો.

ભીમસેન પણ કપટ સામે કપટ કરી બળ વાપરવાના જ મતનો હતો. પણ આજ સુધી તે મોટાભાઈ સામે કાંઈ કહી શક્યો નહોતો. આજ જ્યારે દ્રૌપદીએ ભાવના આવેશમાં જે અર્થગંભીર બોલ યુધિષ્ઠિરને કહ્યા ત્યારે ભીમસેનને પણ જાણે અનુમોદન મળ્યું. દ્રૌપદીના વિચાર ભીમસેન જેવા હોવાથી તે પ્રિયાની વાણી તેને ગમી ગઈ. એટલું જ નહિ પણ ભીમસેને વિચાર્યું કે તે શબ્દો યોગ્ય છે. ફેર માત્ર એટલો કે દ્રૌપદી કેવળ ભાવને જ વેગ આપે છે. જ્યારે ભીમસેન તે માટે દલીલો રજૂ કરે છે.

દ્રૌપદીના વચનો પછી ભીમસેનની ઉક્તિ મૂકવાનું પણ એક કારણ છે. જો ભીમસેન પછી ન બોલે તો દ્રૌપદીનાં વચનનો શું ભાગ રહે ?

કારણ આખરે તો તે સ્ત્રીનાં જ ને ! આમ તેની અગત્ય ઘટી ન જાય માટે ભીમસેન તેના મતને દલીલથી ટેકો આપે છે. ભીમસેન બીજા નંબરનો યુધિષ્ઠિરનો ભાઈ હતો અને વળી યુવરાજ હતો આથી તેનાં વચનોથી દ્રૌપદીની સલાહ નાખી દેવા જેવી નથી એમ અવશ્ય ભાર પડે! એક પ્રિયાની માફક દ્રૌપદી હિતકર વચન બોલી છે તે ભીમસેન દલીલોથી સમજાવે છે

વાચો चित्र०–भीमस्या धर्मपत्न्या सोपपत्ति उपच्छन्दनात्मकं वचनं किमसावजातशत्रुर्नाभिनन्दति, युक्तियुक्तमपि स्त्रीवाक्यं न प्रमाणीकर्तव्यमिति प्रतीत्या वा मतिविपर्ययेण वा सर्वथा महाराजो मतिविपर्यये युवराजेन बोधनीयः । तस्मादस्या वाक्यस्य गुणान् सोपपत्तिभिर्वाक्यैरुपबृंहयन् महाराजस्य मतिविपर्ययं परिवर्तयिष्यामीति वृकोदरविमर्शनानन्तर्यमथशब्देन द्योत्यते ।

## નોંધ

विहिताम्—वि + धा તુ ક. ભૂ. કૃ. સ્ત્રીલિંગ वि + धा એટલે શબ્દશઃ 'કરવું' અર્થ થાય. પણ અહી તેનો "બોલવુ" અર્થ થાય છે. वि + धा ના ઉપયોગ માટે વાંચો किरात–१–१४–विधाय रक्षान् परितः परेतरान् । किरात १–३–द्विषां विघाताय विधातुम् इच्छतः, शिशु० १–विधाय तस्यापचितिम् ।

प्रियया—ભીમ અને દ્રૌપદીના વિચારો સરખા હતા. આથી તે એની પ્રિયા હતી. प्रीणातीति प्रिया । એટલુ જ નહિ પણ તે જે બોલી તે હિતકારક હોવાથી તે સાચી પ્રિયા હતી.

मन०—मनसः प्रिया (ष. तत्.) ताम् મનને ગમે તેવી. દ્રૌપદીના વિચારો ભીમસેનના વિચારોને મળતા હોવાથી તેની ઉક્તિ ભીમસેનને ગમી.

अथ—પછી દ્રૌપદીના બોલી રહ્યા પછી.

निश्चित्य—निर् અથવા निस् + चि તુ સ. ભૂ. કૃદંત

गिरम्—ઉક્તિ-વચન.

गरीयसीम्—गुरु-ભારે अतिशयेन गुरु इति. गुरु ના અધિક્તાદર્શક રૂપનું સ્ત્રી. દ્વિ. એ. વ. વધારે અર્થઘન

उपपत्ति०-દલીલે (કારણો)વાળું. અલબત્ત દ્રૌપદી જે બોલી હતી તેની પાછળ ભાવાવેગ હતો પણ ફક્ત પોતાના મતને મળતો હોવાથી જ ભીમ પ્રિયાની ઉક્તિને ટેકો આપતો હતો તેવું ન હતું દ્રૌપદી જે બોલી હતી તે અર્થઘન હતું અને યોગ્ય હતું એવું ભીમને લાગ્યું તેથી જ તેણે તેના મતને ટેકો આપ્યો.

ऊर्जिताश्रयम्-બળ જેનું મુખ્ય વસ્તુ હતું તે. ऊर्ज् નું ક. ભૂ. કૃદંત પણ नपुंसके भावे નપુંસક ભાવવાચક નામના અર્થમાં. आश्रय- મુખ્ય વસ્તુ વિષય ऊर्जितः आश्रयः यस्य तत् । (બહુ૦) અર્થાત્ ભીમે જે કહ્યું તેમાં પણ બળ (વાપરવું) એ જ મુખ્ય વિષય હતો. અથવા તો મલ્લિનાથ ऊर्जितम् એટલે अर्थयुक्तम् એમ અર્થ આપે છે. તે પ્રમાણે ऊर्जिताश्रयम् એટલે ઉદાત્ત ભાવવાળું.

नृपम्-नॄन् पाति इति नृप રાજા અહીં अकथितञ्च "જ્યારે दुह् याच् વગેરેના કારકને સમ્પ્રદાન કે અપાદાન તરીકે ન કહેવામાં આવ્યું હોય ત્યારે તેને કર્મ તરીકે લેવામાં આવે છે."—એ નિયમ પ્રમાણે અહીં नृप ને કર્મ તરીકે લીધું અહીં नृप સંપ્રદાનમાં હોય એવો ભાવ છે नृपाय वचनम् ऊचे પણ તે કહ્યું નથી તેથી नृप ને કર્મ તરીકે લીધું.

ऊचे-કહ્યું ब्रू નું પરોક્ષ ભૂ. કા. (लिट्) ત્રી. પુ એ. વ.

ब्रू ધાતુ દ્વિકર્મક ધાતુ છે. 'वचनम्' प्रधान कर्म છે અને 'नृपम्' अप्रधान कर्म છે. "दुह् याच् पच् दण्ड रुधि प्रच्छिचिञ् ब्रूशासुजिमन्थ मुषाम् । कर्मयुक्स्यादकथितम् तथा स्यान्नीहृकृष्वहाम् ॥"-આ નિયમમાં કહેલા ધાતુઓ દ્વિકર્મક છે.

वचनम्—વચન. ऊचे નું પ્રધાન કર્મ વચો.

शिशु०-शुचिस्मितां वाचमवोचदच्युतः ॥

वृकोदर—वृकस्य व्याघ्रविशेषस्य उदरम् (ष तत्.) वृकोदरमिव उदरमस्य इति वृकोदरः । (बहु०) सप्तम्युपमानपूर्वपदस्य उत्तरपदलोपश्च वक्तव्यः ॥ ભીમ પુષ્કળ ખાતો તેથી તેનું આવું નામ પડ્યું હશે આ શબ્દ ઉપર નોંધ માટે જુઓ ૧-૩૪ ઉપરનું આ પુસ્તકનું ટિપ્પણ.

અહીં અનુપ્રાસ નોંધો.

(૨) અન્વય-मानिनी स्नेहमयेन चक्षुषा परितः वीक्ष्य यद् अवोचत, (केनापि) दुर्वच तद् वचन वागधिपस्यापि विस्मयम् विदधौ ।।

સમજૂતી—तद् वचन वागधिपस्यापि विस्मयं विदधौ-તે વચને બૃહસ્પતિને પણ વિસ્મય પમાડયા. કેવી ઉક્તિ હતી? यत् दुर्वच मानिनी अवोचत तत्—જે વચનો માનિની દ્રૌપદી બોલી તે વચન કોઈ સાધારણ માણસ ન બોલી શકે. તે સાધારણ માણસની શક્તિ બહારનું હતું. એક સ્ત્રીને મુખેથી આવું સુંદર વચન સાંભળીને બૃહસ્પતિને પણ વિસ્મય થવો જોઈએ. તે કેવી રીતે બોલતી હતી? (૧) परितो वीक्ष्य-બધી બાજુથી વિચારીને અને? (૨) स्नेहमयेन चक्षुषा એ બોલતી હતી ત્યારે તમારી સામે તે સ્નેહથી જોતી હતી. આથી તેણે તમને ખોટું લાગે તેવી રીતે પણ કહ્યું નથી.

દ્રૌપદીનાં વચનો કેટલાં અગત્યનાં હતાં તે બતાવવા ભીમ પહેલાં તો તેની સલાહનાં વખાણ કરે છે. જો એક સ્ત્રી રાજકીય બાબતમાં આવાં અર્થવંત હિતકારક વચનો બોલી શકે તો ખરેખર તે બધાને નવાઈ પમાડે જ. અરે સ્વયં બૃહસ્પતિ પણ આવાં વચનો બોલી શક્યા ન હોત. હા એક વાત સાચી કે તેની ભાષા જરાક કડક હતી. પણ એનાં બે કારણો છે. એક તો એને તમારા ઉપર અપાર સ્નેહ છે. બીજું તે માનિની છે. તે સાધારણ સ્ત્રીઓ કરતાં જરા જુદી છે આથી અતિશય સ્નેહને લીધે તે આવાં કડક વેણ બોલી ગઈ. બાકી તે બોલતી હતી ત્યારે તેની આંખમાંથી સ્નેહ નીતરતો હતો.

નોંધ

यत्—જે. यत्तदोर्नित्यसम्बन्धः ।

अत्रोचत-म्रु નું અદ્યતન ભૂ. કાળ (लुङ्) ત્રી. પુ. એ. વ. બોલી.

वीक्ष्य-वि+ईक्ष् નું સંબંધક ભૂ. કૃ. જોઈને મલ્લિનાથ परितो वीक्ष्य એટલે બધી બાજુથી વિચારીને.

मानिनी–मानः प्रशस्तः अस्ति अस्या इति मानिनी । ખૂબ સ્વાભિમાનવાળી. क्षत्रियकुलाभिमानवती

परितः –ચારે બાજુ. આના બે અર્થ થાય (૧) તમને ચારે તરફથી જોઈને (૨) અથવા વસ્તુ સ્થિતિ બધી દૃષ્ટિએ વિચારીને.

स्नेह०–સ્નેહમય. स्निह् +घञ् = स्नेहः स्नेहः प्रकृतः प्रचुरः अस्मिन् इति स्नेहमय । तेन ।

चक्षुषा—મલ્લિનાથનો અર્થ લેતાં चक्षुषा નો અર્થ ન રહે તેથી તે ज्ञानमयेन चक्षुषा એમ અર્થ ઘટાવે છે. પણ સ્નેહ તો ચર્મચક્ષુમાં હોય જ્ઞાનચક્ષુમાં નહિ આથી મલ્લિનાથના ज्ञानमयेन चक्षुषा એ અર્થને વધારે ટેકો મળતો નથી. અહીં એ ભાવ લાગે છે કે દ્રૌપદી જે બોલી તે કડક ભલે હોય પણ એ બોલી તે વખતે તેની આંખો સ્નેહભીની હતી. આથી તેણે કંઈ અવિવેક કે અયોગ્ય કર્યું. એમ ન કહી શકાય. વાંચો શિશુ० ૧૪– स्नेहमाहितविकाशया दृशः ।

अपि–બધા લોકોને નહિ પણ સ્વયં બૃહસ્પતિને પણ વિસ્મય પમાડે એવું આ વચન હતું

वागधिपस्य–अधिपातीति अधिपः–वाचाम् अधिपः (ष. तत् ) બૃહસ્પતિ

दुर्वचम् –दुःखेन उच्यते इति दुर्वचम् । મુશ્કેલીથી બોલાય તેવું. આ બે રીતે લેવાય—(૧) लोके दुर्वचम् અથવા (૨) वागधिपस्य दुर्वचम् ।

विद्योत–વિત્મા નુ વિપર્યય (વિપિલિ) ત્રી પુ એકવચન પમાડવો જોઈએ

विस्मयम्—વિસ્મય

અહી ત્રણ રીતે અર્થ સમજાવાય (૧) કોઈથી પણ ન બોલાય તેવુ વચન બૃહસ્પતિને પણ વિસ્મય પમાડે (૨) બૃહસ્પતિને પણ બોલવુ દુર્લભ તેવુ વચન કોઈને પણ વિસ્મય પમાડે (૩) ચિત્રભાનુ એક ત્રીજો અર્થ સૂચવે છે બૃહસ્પતિ પોતે પણ તેવુ ન બોલી શકે અને તેથી તે વચન તેમને પણ વિસ્મય પમાડે

(૩) અન્વય—विषम अपि नय पयसाम् आशय इव कृतीर्थं (सन्) विगाह्यते तत्र तु स विरलपदुलभ यः कृच्छ्रतम तत् उपन्यस्यति।

સમજૂતી—नय विषमोऽपि विगाह्यते–નીતિશાસ્ત્ર અઘરૂ હોવા છતા લોકો સહેલાઈથી સમજી શકે છે કેવી રીતે? कृततीर्थ नय विगाह्यते–જો ગુરુ દ્વારા યોગ્ય અભ્યાસ કરવામા આવે તો તે સહેલાઈથી સમજી શકાય કોની માફક? कृततीर्थं पयसाम् आशय इव–જેમાં ઘાટ બાંધેલા છે તેવા પાણીના સરોવરની માફક તેમાં પણ એક વ્યક્તિ દુર્લભ છે કોણ વ્યક્તિ? य सत् कृच्छ्रतम उपन्यस्यति–જે તે માટે સાચો માર્ગ શોધી કાઢે છે

દ્રૌપદીની ઉક્તિને બૃહસ્પતિને વિસ્મય પમાડે એવી કહી છે એનુ એક કારણ છે નીતિવિચારક સલાહકારોએ બતાવેલી પદ્ધતિ અનુસાર ચાલવાથી રાજાઓને વિજય મળે છે પણ તેમ કરનારાઓને બધાને વિજય મળતો નથી. તેમા પણ ખરો રસ્તો શોધી તે મુજબ ચાલનારને જ વિજય મળે છે દ્રૌપદીએ જે ટૂકાણમાં માર્ગ બતાવ્યો છે તે નીતિ શાસ્ત્ર મુજબ સાચો રસ્તા છે એક સ્ત્રી આવી સુંદર સલાહ આપે તે સામાન્ય માનવીઓને તો આશ્ચર્ય પમાડે જ પણ બૃહસ્પતિને પણ વિસ્મય પમાડે છે

નીતિશાસ્ત્ર ન સમજાય તેવું હોવા છતાં કેટલાક લોકો ગુરુની મદદથી સમજી શકે છે પણ સાચો માર્ગદર્શક જ મળવો મુશ્કેલ છે. દ્રૌપદી એવી એક માર્ગદર્શક જેવી બની રહી છે તેથી જ તેનું આ વચન વિસ્મય પમાડે તેવું છે.

અહીં નયશાસ્ત્રને જલાશય સાથે સરખાવ્યું છે બંનેમાં અંદર જવું વિષમ છે. નયશાસ્ત્ર સાધારણ નથી કે જલદી સમજી જવાય. તેવી રીતે ઊંડા જલાશયમાં જવું મુશ્કેલ છે પણ જો ઘાટ હોય તો ઊતરી શકાય પણ તેમાં પણ જેમ જલાશયમાં ખાડા, પાષાણ મગર વગેરે વગરનો સાચો માર્ગ બતાવનાર દુર્લભ હોય છે તેમ નયમાં પણ દેશ અને કાળને અનુરૂપ સંધિ વિગ્રહ વગેરે બાબત સાચો રસ્તો બતાવનાર વિરલ હોય છે. દ્રૌપદી એક સાચો માર્ગ બતાવનારી છે, સરખામણી નીચે પ્રમાણે છે.

| નય (નયશાસ્ત્ર) | पयसाम् आश्रय સરોવર |
|---|---|
| (૧) વિષમ. | વિષમ |
| (૨) कृततीर्थस्तु विषमोऽपि विगाह्यते | कृततीर्थस्तु विषमोऽपि विगाह्यते । |
| ગુરુની મદદથી વિષમ છતાં સમજી શકાય છે. | ઘાટ હોય તો ઊંડુ હોય તો પણ ઊતરી શકાય છે. |
| (૩) તેમાં પણ દેશ અને કાળને અનુરૂપ સંધિ વિગ્રહ વગેરેનો સાચો માર્ગ બતાવનાર દુર્લભ હોય છે. | તેમાં પણ ખાડા, પથ્થર, મગર વગેરે વગરનો ચોખ્ખો સાચો માર્ગ બતાવનાર વિરલ હોય છે |
| तत्र तु यः सत् कृत्यवर्त्म उपदिशति स तु विशेषदुर्लभ | तत्र तु यः सत् कृत्यवर्त्म उपदिशति स तु विशेषदुर्लभ ॥ |

આમ અહીં ઉપમા છે.

અહીં કેટલાક તીર્થ એટલે નીતિપક્ષે 'સંપ્રદાય' અર્થ લે છે મલ્લિનાથ અહીં જરા જુદી રીતે સમજાવે છે. જેમ જલાશય ઊંડુ હોય તો યે તેમાં જો ઘાટ હોય તો ઘણા પ્રવેશે પણ તે ઘાટ કરનાર જ વિરલ હોય છે તેમ નયશાસ્ત્રમાં નિગૂઢતત્ત્વ માટે ઉપદેશ કરનાર ઘણા હોય પણ ખાસ કહી બતાવનાર વિરલ હોય. આ દ્રૌપદી આરી બોલનારી છે તેથી વિસ્મય પમાડે છે વાંચો મલ્લિ•—यथा केनचित् कृत तीर्थे पयसि गम्भीरेऽपि प्रवेशारः सन्ति, तीर्थकरस्तु विरलः तद्वत् नीतौ अपि निगूढमपि तत्त्व इति वक्तरि बोद्धारः सन्ति, वक्ता तु न सुलभः। इयञ्च साधु वक्तीति युज्यते विस्मय इति तात्पर्यार्थः ।

નોંધ

विषम —सम = સરખો. विभिन्न समेभ्य. विषम ( प्रादि तत् ) અધરો આ વિશેષણ નય અને જલાશય બંનેને લાગુ પડે છે નય અઘરો છે જલાશય પણ એકસરખું હોતું નથી.

अपि—(છતાં) પણ. વિષમ હોવા છતાં

विगाह्यते—वि+गाह् નું કર્મણિ વર્ત કાળ ( लट् ) ત્રી પુ એ. વચન

नय—નીતિ.

कृततीर्थ —कृत तीर्थ यस्मिन् स. (बहु•) तीर्थ—નયપક્ષે ગુરુ અને જલાશય પક્ષે ઘાટ 'विश्व' પ્રમાણે तीर्थ = શાસ્ત્ર, યજ્ઞ, ક્ષેત્ર, ઉપાય, ગુરુ, પ્રધાન, યોનિ, ઘાટ, અને મંત્રી સાથે અઢાર અમલદારો "तीर्थं शास्त्राध्वरक्षेत्रोपायोपाध्यायमन्त्रिषु" इति विश्वः । योनौ जलावतारे च मन्त्राद्यष्टादशस्वपि इति हलायुधः ।

पयसाम्—पयस्—પાણી तेषाम् आशयः —आशय = આધાર. पयसाम् आशयः = સરોવર.

तत्र—તેમાં. નીતિશાસ્ત્રમાં અને સરોવરમાં

विशेषदुर्लभः –दुःखेन लभ्यते इति । विशेषेण दुर्लभः

सत् –अस् नुं वर्तमान कृदंत. सारो.

उपन्यस्यति–उप+नि+अस् नुं वर्त. का. (लट्) त्री. पु. ए. व. बतावे छे.

कृत्य०—कृत्यस्य वर्त्म (ष. तत्) कामनो रस्तो. (१) नीतिपक्षे संधि, विग्रह वगेरे कर्या कये स्थळे केम वापरवा ते कार्यनो मार्ग जेणे बताव्यो छे ते (२) जलाशय पक्षे खाडा, पथ्थर, मगर वगेरे वमरनो मार्ग.

बृहस्पति पण शा माटे विस्मय पामे तेनुं कारण बीजी लीटीमां आप्युं छे.

सरखावो—शिशु०—२

कृत्वा कृत्यविदस्तीर्थैरन्तः प्रणिधयः पदम् ।
विदाकुर्वन्तु महतस्तल विद्विषदम्भसः ॥

षड्गुणाः शक्तयस्तिस्रःसिद्धयश्चोदयास्त्रयः ।
ग्रन्थानधीत्य व्याकर्तुमिति दुर्मेधसोऽप्यलम् ॥

(४) अन्वय—परिणामसुखे गरीयसि क्षतौजसां व्यथके अल्पीयसि (अपि) अस्मिन् वचसि अतिवीर्यवति भेषजे इव बहु गुणः दृश्यते ।

समजूती—अस्मिन् वचसि बहुगुण० दृश्यते आ वचनमां बहु गुण देखाय छे. केवां वचन? परिणामसुखे–फळ आवे त्यारे सुख आपनारां. अति मीठा सुखदायक नीवडे एवा वचनमां बहु गुण छे गरीयसि ऊंडा अर्थवाळां अल्पीयसि–थोडां–क्षतौजसाम् व्यथके–जेमनु बळ नष्ट थयुं छे तेनाओने (आरंभमां) दुःख करे पण अंते तो ते लाभदायी नीवडे तेवां ज वचनो छे. कोनी माफक थोडामां बहु गुण देखाय छे? अतिवीर्यवति भेषजे इव–खूब सखत दवानी माफक.

નાની અને સખત હોવા છતાં દ્રૌપદીની ઉક્તિ અંતે લાભદાયી છે દ્રૌપદીએ જે કંઈ કહ્યું છે તે તો સાવ થોડું અને તે તમને કડવુ પણ ભલે લાગ્યું હશે છતાં હુ તે કમ વખાણું છુ એનુ કારણ એ છે કે તે વચનો કડવાં તો યે ખૂબ લાભદાયી છે જેમ ઉત્તમમાં ઉત્તમ સખત દવા કેટલીક વખત ખાનારને ભલે સાવ કડવી લાગે છતા અને તે જેમ થોડી હોવા છતા તમારો રોગ નષ્ટ કરી તમને લાભ કરે છ તેવી જ રીતે દ્રૌપદીના બોલ ભલે થોડા અને કડવા રહ્યા, પણ અંતે તો તે તમને સારૂ જ ફળ આપશે આથી અહીં ઉપમા છે. કેટલાક વિશેષણો દવાને અને ઉક્તિને બ નેને લાગુ પડે છે. તેથી સરખામણી નીચે પ્રમાણે સમજાવી છે

| यद्यपि | भेषजे |
|---|---|
| (१) अल्पीयपि बहु गुण दृश्यते | अल्पीयसि॰ |
| નાની છતાં બહુ ગુણવાળી | થોડી છતાં બહુ ફાયદા કારક છે |
| છે. રાજ્ય માન વગેરે ગુણ | આરોગ્ય, બળ, વગેરે ગુણ |
| (२) गरीयपि | गरीयसि |
| અર્થઘન, ઊંડા અર્થવાળી | ખૂબ સખત |
| (३) क्षतौजसाम् व्यथके | क्षतौजसाम् व्यथके |
| જેમની શક્તિ ઓછી થઈ છે | જેમની શક્તિ ઓછી થઈ છે |
| તેમને દુ ખ કરનાર | તેમને વ્યથા કરનાર |
| (४) अतिवीर्यवति | अति॰ |
| ઉત્સાહ પ્રેરે તેવી | ખૂબ શાંતિ દાયક |
| (५) परिणामसुखे | परिणाम सुखे |
| જેનુ ફળ સુખદાયક છે તેવી | જે અને તબિયત સારી કરે છે |
| | અને એ રીતે સુખ આપનારી છે |

આમ અહીં ઉપમા છે

વાંચો ચિત્ર૦–दुःसहतया दुर्जरतया दीपकोपतया च प्रारम्भे दुःखकारमपि भेषज यथा स्वल्पतरं एव समग्रारोग्यसंपादनेन परिणामे सुखदं भवति तथैवेद यचोऽपि विग्रहवैरानुबन्धप्रतिपादकतया दारुणारम्भमपि समग्रसाम्राज्यप्रयोजकतया परिणामे सुखदमेव ।

આ પછી ચિત્ર૦ આ શ્લોક ભારવિની શૈલિને કેવી રીતે લાગુ પડે છે તે બતાવે છે. किं च कविरपि श्रोतृजनप्रीतिप्रत्ययमपादनाय स्वकाव्यस्य गुणभूमानमनेनैव श्लोकेनानुस्वानद्वारेण द्योतयति । ખૂબ સખત માત્રા થોડી હોય તો યે જેમ અત્યંત અસરકારક હોય અને પહેલાં દરદીને જરા દુઃખ કરે તો યે અંતે જેમ સારૂં ફળ આપે છે તેમ ભારવિની શૈલી પણ તેવી છે. ટૂંકી છતાં અર્થગૌરવવાળી અને વાંચતાં જરા મુશ્કેલી પડે છતાં સમજાએ ત્યારે રસ ઉદ્‌ભવે અને સુંદર લાગે તેવી ભારવિની શૈલી પણ અત્યંત જોરદાર છે. રાજનીતિને લગતી ચર્ચાઓમાં તેનું જ્ઞાન ધરાવનારને સંપૂર્ણ સમજ પડે. આમ તે યમક આદિ શબ્દાલંકારોથી પણ ક્યારેક પહેલી નજરે જરા અઘરી–વાચકને મુશ્કેલ પડે તેવી શૈલી છે [ આ માટે વાંચો આ પુસ્તકનું આમુખ ]

## નોંધ

परिणामसुखे—परिणामे सुखम्, तस्मिन् । परि + नम् + घञ् भावे = परिणामः । –અંતે સુખદાયક.

गरीयसि—अतिशयेन गुरु इति गुरु નું અધિકતા દર્શકરૂપ गरीयस्, तस्मिन् गरीयसि ।

व्यथके—व्यथयतीति व्यथक, तस्मिन् । દવા કડવી હોય તેથી દરદીને ન ગમે અને દુઃખ કરે. વાણી પણ લડાઈ વગેરેને ઉત્તેજે તેવી હોવાથી પહેલાં દુઃખ કરે અને ન ગમે. વાંચો–મુદ્રા૦–ये मुहूर्तमात्र कटुक पश्चात् पथ्यमुपदिशन्ति ।

वचसि—वचस्–ઉક્તિ

क्षतौज०—ओजस्-બળ-શક્તિ क्षतम् ओज येषाम् ( बहु० ) तेषाम् । જેમની શક્તિ ઘટી ગઈ છે તેમને લડાઈ કરવા પ્રેરે તેવુ વચન દુ ખ દાયક થઈ પડે જેમનામા શક્તિ ઓછી હોય તેમને ગ્મખત દવા પહેલા ખુરાબ સ્વાદને લીધે ન ભાવે

अति०—वीर्यमस्ति अस्य इति वीयवत् । अतिशयेन वीर्यवत् ( प्रादि तत्० ) (૧) વચન પક્ષે બળ આપે તેવુ (૨) ઔષધ પક્ષે-શક્તિ આપે તેવું

भेषज—દવા ઓસડ 'भेषजौषधभैषज्यानि' इत्यमर बहु-ખૂબ

अल्पीयसि—अतिशयेन अल्पम् इति-अल्प नु અધિકત દર્શક રૂપ अल्पीयस् (१) વચન-ટૂકુ (२) દવા થોડી स्वल्पा च मात्रा बहुलो गुणश्च

रुच्यते—रुच् नु કર્મણિ વર્ત કાળ ( लट् ) त्री पु એ વ

गुण—ગુણ (१) વચન પક્ષે—ન્ય લાભ, માન વગેરે ગુણ (૨) ઓસડપક્ષે-આરોગ્ય બળ વગેરે ગુણ

(૫) અન્વય—ह चराया इय भारती इष्टगुणाय भवत अपि रोचताम् । गुणगृह्या विपश्चिन वचने वक्तृविशेषनिस्पृहा ननु ॥

સમજૂતી—इय भारती भवतेऽपि रोचताम्—આ વચનો મને ગમ્યાં છે, અને બૃહસ્પતિને વિસ્મય પમાડે એવાં છે અ ે તેથી હુ ધારૂ છુ તમને ગમશે પણ એનુ કઈ કારણ ? इय भारतो रुचिरार्था—આ ઉક્તિ નો અર્થ બહુ સરસ છે તેથી યુધિષ્ઠિરને શો લાભ ? इष्टगुणाय भवत रोचताम्-તમે ગુણના પૂજક છો અને આ ઉક્તિમાં ખરેખર ગુણ અને લાભ છે પણ રાજદ્વારી ચર્ચામાં એક ભીલની સલાહ શુ કામની ? એ રાજા કેવો હલકાય ? એમ નથી विपश्चितो वचने वक्तृविशेषनिस्पृहा-ડાહ્યા માણસો કોઈ પણ ઉક્તિ કેવી છે તે જોતા નથી બોલનાર વ્યક્તિ કોણ છે તે તેઓ જોતા નથી ત્યારે શુ જુએ છે ? विपश्चित गुणगृह्या—ડાહ્યા

માણસો ગુણગ્રાહી હોય છે જો એ ઉક્તિમાં ગુણ હોય તો બોલનાર ગમે તે હશે તો પણ તે વખાણશે.

દ્રૌપદીની ઉક્તિ આમ ખૂબ હિતકારક અને ગુણગ્રાહક છે કેવળ એમાં રહેલા ગુણને લીધે એક મારા જેવા સાધારણ માનવીને પણ ખુશ કરે છે અરે ! સ્વયં બૃહસ્પતિને પણ તે વિસ્મય પમાડે એવી છે તમે તો ગુણના પ્રશંસક હોઈ તમને તો આ ઉક્તિ ગમશે જ આથી દ્રૌપદી સ્ત્રી છે તેથી કંઈ તેની સલાહ ન લેવી એવુ નથી બાલાદપિ સુભાષિતં ગ્રાહ્યં । એક નાના બાળક પાસેથી પણ જો સારી સલાહ મળતી હોય તો સ્વીકારવી જોઈએ આ જગતમાં ગુણ જ પૂજવા લાયક છે તેમાં જાતિ કે વય ન જોવાય. ગુણાઃ પૂજાસ્થાનં ગુણિષુ ન ચ લિઙ્ગં ન ચ વયઃ । આમ દ્રૌપદીની શિખામણ લેવી તે નાનમ નથી કારણ તે ગુણવાળી અને હિતકારક છે.

નોંધ

इयम् –ભારતી માટે એટલે કે દ્રૌપદીની ઉક્તિ માટે

इष्ट॰ — इष्टः गुणः यस्य सः (बहु॰) तस्मै । જેને ગુણ ગમે છે તે

रोचताम् रुच् નુ આજ્ઞાર્થ (लोट्) ત્રી પુ એ વ. ભલે ખુશ કરે

रुचिरार्था–रुचिरः अर्थः यस्याः सा અથવા यस्याः सा सरस (રુચિ કારક) અર્થવાળી

भवते–भवत् નુ ચતુર્થી એ વ. रुच्यर्थानां प्रीयमाणः (पा १-४ ३३) रुच्यर्थ ધાતુઓ સાથે જે વ્યક્તિને ખુશ કરવામાં આવી હોય તેની ચતુર્થી આવે એ નિયમ પ્રમાણે અહીં ચતુર્થી થઈ

अपि–અહી अपि નો ખાસ ઉપયોગ થયો છે કારણ તે દ્વારા ભીમ એમ બતાવવા માગે છે કે આ વચનોથી બૃહસ્પતિ પણ ખુશ થાય

તો તે તમને પણ ખુશ કરે જ કેવળ બૃહસ્પતિ ખુશ થાય તેથી કંઈ સંતોષ માનવાનો નથી તમને પણ એ ઉક્તિથી ખુશી ઉપજવી જ જોઈએ

भारती-भरत = नट तस्य इयम् = भारती = વાણી વાચો અમરકોષ ब्राह्मी तु भारती भाषा गीर्वाग्वाणी सरस्वती । સાહિત્યદર્પણ પ્રમાણે भारती = સંસ્કૃત ભાષા भारती संस्कृतप्रायो वाग्व्यापारो नराश्रय । વચો મિત્ર० शास्त्रशस्त्रा वाग् भारती प्रसन्ना न वाङ्मात्रम् । भारती स्वशुत्वानमुखेन भरतवशोचितेति द्योत्यते ।

ननु-યોક્કસ. અહી अवधारणे ના અર્થમાં ननु प्रश्नेऽवधारणे ।

वक्तृ०-निर्गता स्पृहा येषाम् ते निस्पृहा (बहु०) वक्तृणां विशेष (ष तत् ) वक्तृविशेषे निस्पृहा । ખાસ બોલનાર તરફ નિસ્પૃહ

गुणगृह्या – गृह्यते इति गृह्य-गुणानां गृह्या (ष त्त् ) વાંચો રઘુ० २—समार्यगृह्य निगृहीतधेनु । ગુણના પક્ષપાતી

वचने-ઉક્તિમાં

विपश्चित –विपश्चित्–વિદ્વાન વાંચો અમરસાર विद्वान्विपश्चिद्दोषज्ञ सन् सुधी कोविदो बुध ।

અહી પ્રથમાર્ધની ઉક્તિનુ દ્વિતીયાર્ધના સામાન્ય વાક્ય દ્વારા સમર્થન થયું છે તેથી અર્થાન્તરન્યાસ અલંકાર થયો અહી र, भ, અને व નો અનુપ્રાસ નોધો

સરખાવો— युक्तियुक्तमुपादेय वचन बालकादपि । अन्यत्तृणमिव त्याज्य अप्युक्त पद्मयोनिना । कुमार०६-स्त्री पुमानित्यनास्थैषा वृत्त हि महित सताम् ।

(૬) અન્વય-हे नृप, चतस्रष्वपि विद्यासु निष्ठिम् आगता, विवे किनी ते मति विपर्ययम् एत्य करिणी पङ्क इव कथ अवसीदति ।

સમજૂતી—હે नृप, તે मतिः कथमवसीदति એ રાજા ! તમારી મતિ કેમ ડૂબે છે ? કેવી રીતે ડૂબે છે ? विवेकिनो मति विपर्ययमेत्य अवसीदति–તમારી વિવેકપૂર્વકની બુદ્ધિ એકદમ જાણે બદલાઈ ગઈ છે અને ડૂબી ગઈ છે. મતિ કેની છે ? चतसृष्वपि विद्यासु निरूढिमागता ते मतिः अवसीदति–ચારે વિદ્યામાં પારગત થયેલી બુદ્ધિ હવે ફરી ગઈ છે અને હવે તેનો કંઈ ઉપયોગ નથી. મતિ કોની માફક ડૂબે છે ? करिणी पङ्कमे इव अवसीदति—જેમ હાથણી કાદવમાં ખૂંપે તેમ તમારી મતિ ખૂંપી ગઈ છે.

ભીમે ધાર્યું હતું કે દ્રૌપદીની ઉક્તિ માટેનો એનો અભિપ્રાય યુધિષ્ઠિરને જરૂર ખુશ કરશે. તેને એમ હતું કે યુધિષ્ઠિર તેનું કહ્યું માની દ્રૌપદીનાં વચનો સ્વીકારશે અને દુશ્મનો ઉપર સત્વર બદલો લેવા તૈયાર થશે. પણ આશ્ચર્ય ! તેણે જોયું કે તેના બોલની યુધિષ્ઠિર ઉપર કંઈ જ અસર થઈ નથી. તેની મુખરેખાઓથી ભીમ પામી ગયો કે યુધિષ્ઠિર તેનો અને દ્રૌપદીનો મત નહિ સ્વીકારે. અહીંથી હવે ભીમ પોતે યુધિષ્ઠિરને શબ્દ પ્રહાર કરે છે. તે હવે સ્પષ્ટ રીતે યુધિષ્ઠિરને ઠપકો આપે છે કે તમે ચાર ચાર વિદ્યામાં પારંગત થઈને સારાનરસાનો અજબ વિવેક ધરાવતી બુદ્ધિ પ્રાપ્ત કરી છે પણ આજ તે બુદ્ધિ નકામી થઈ ગઈ છે. જેમ કાદવમાં જઈને હાથણી ખૂંપી જાય તેમ અજ્ઞાન પામીને તમારી બુદ્ધિ આજ સાવ નકામી થઈ ગઈ છે. હાથી ખૂંપી ગયો હોય તો પણ છૂટવાનાં ફાંફાં મારે પણ હાથણી તો તેવો કોઈ પ્રયત્ન કરતી નથી તમારી બુદ્ધિ પણ આવી જ છે. ખરો માર્ગ શું છે તે નિર્ણય કરવાનો તમારી બુદ્ધિ પ્રયત્ન કરતી નથી, આથી તે ખૂંપી ગઈ છે એમ હું કહું છું./આ શ્લોકનો ભાવ બતાવતા चित्र० લખે છે કે જેમ કાદવમાં ખૂંપેલી હાથણીને કોઈ બળવાન હાથી ઉગારી શકે તેમ તમારી નષ્ટ થયેલી મતિને પણ કોઈ વિવેકી માણસ પાછી ખરે રસ્તે વાળી શકે છે. વાંચો मादृशां मतिविपर्ययान्यामवाज्ञो-

विवोधनीया । भवत्मतिस्तु विपर्ययग्रस्ता केन वियोधयितुं शक्येति दार्ष्टा-न्तिकाभिप्रायः । पङ्कपतिता करिणी यथा बलवत्तमेन करिणा उत्तार्यते तथैव विपर्ययपतिता तव मतिस्त्वया स्वायत्तमतिना विपश्चित्तमेनोत्तारयितु शक्येति च करिणीदृष्टान्तेन द्योत्यते । प्रामादिक मतेर्विपर्ययमवधूय प्रकृतिं प्राप्नुहीति तात्पर्यार्थं ॥

નોંધ

(૧) चतसृषु–'આન્વીક્ષિકી, ત્રયી, વાર્તા અને દણ્ડનીતિ એમ ચાર વિદ્યાઓ કહી છે आन्वीक्षिकी त्रयी वार्ता दण्डनीतिश्च शाश्वती । विद्या श्चतस्र एवैता योगक्षेमाय देहिनाम् ॥ વાચો કૌટિલ્યનુ અર્થશાસ્ત્ર आन्वी क्षिकी त्रयी वार्ता दण्डनीतिश्चेति विद्या । મનુ૦ ના મત પ્રમાણે आन्वी-क्षिकीમાં વિજ્ઞાન હોય છે, त्रयीમાં ऋग् यजुस् અને सामन् એમ ત્રણ વેદમાં રહેલા ધર્મ અને અધર્મ હોય છે 'वार्ता' માં ખેતીવાડી વગેરે હોય છે રાજ્યનીતિમાં રાજનીતિને લગતુ જ્ઞાન હોય છે વાંચો मनु० आन्वीक्षिकया तु विज्ञान धर्माधर्मौ त्रयीस्थितौ । अर्थानर्थौ तु वार्तायां दण्डनीत्यां नयानयौ ।

अपि–અહી गर्हा (તિરસ્કાર) બતાવે છે ચાર વિદ્યામાં તમે પારગત હોવા છતાં પણ તમારી મતિ નષ્ટ થઈ છે એમ તિરસ્કાર બતાવે છે

विवेकिनी–वि+विच्+घञ् भावे = विवेक । स अस्ति अस्या प्रशस्त इति । વિવેકવાળી

नृप–नृन् पातीति नृप ।

विद्यासु–वेत्ति विद्यते वा अनया इति विद्या । तासु ।

निबद्धिम्–પ્રસિદ્ધિ

आगता–आ+गम् નુ કર્મણિ ભૂ કૃદત પણ અર્થ कर्तरि નુ સ્ત્રીલિંગ

कथम् –કેવી રીતે ? केन प्रकारेण इति ।

एत्य–આ+ઇ નું સંબંધક ભૂ. કૃદંત પ્રાપ્ત કરીને ( प्राप्य )

मति –બુદ્ધિ विवेकिनी मति –સારા નરસાનો ભેદ સમજનારી વિવેકી બુદ્ધિ

विपर्ययम् – વૈપરિત્ય.

करिणी–प्रशस्त करः अस्ति अस्या इति ।

करिणी–હાથણી

अवसीदति–अव+सद् નું વર્ત. કાળ–( लट् ) ત્રી. પુ. એ વ.

જેમ કાદવમા જઈ ને હાથણી ખૂંપી જાય તેમ અવિવેકરૂપી વૈપરિત્ય પામીને તમારી મતિ પણ નષ્ટ થઈ ગઈ છે આમ करिणी ની मति સાથે અને पङ्क ની વૈપરિત્ય સાથે સરખામણી થઈ છે. આથી અહીં ઉપમા છે

(૭) અન્વય–त्वयि परैः इमां अवगीतां दशां गमिते ( सति ) सुरैरपि समावितवृत्ति पौरुषं यत् अवसीदति अत पर विधुरं किम् ?

સમજૂતી–अत पर विधुरं किम् ? આથી વધારે દુઃખ શું ? શેનાથી વધારે ? त्वयि पौरुषं अवसीदति ( इति ) કે તમારામાથી પૌરુષ નષ્ટ થયુ છે? એ પુરુષાતન પણ કેવુ ? सुरैः अपि सम्भावितवृत्ति— દેવોએ પણ જેનુ વર્ણન વખાણ્યુ છે તેવુ પુરુષાતન તમારામાથી નષ્ટ થયું છે અને તે પણ ક્યારે ? परैः इमाम् अवगीतां दशां गमिते त्वयि જ્યારે શત્રુઓએ તમારી આવી અપમાનજનક દશા કરી છે ત્યારે તમારામાથી પુરુષાતન નષ્ટ થાય એથી વધારે મોટુ કષ્ટ બીજુ કયુ હોઈ શકે ?

ભીમ પણ દ્રૌપદીની માફક એક પછી એક વચન કટાક્ષ કરે છે એક વચન યુધિષ્ઠિરનુ પુરુષાતન દેવોને પણ વિસ્મય માન અને ભય

પમાડતું હતું આજ દુશ્મનોએ તેમની અપમાનજનક દશા કરી મૂકી છે આ વેળાએ જ્યારે એવું પહેલાં જેવું પુરુષાતન પ્રદર્શિત કરવાનો અવસર આવ્યો છે ત્યારે યુધિષ્ઠિરમાં લેશમાત્ર પુરુષાતન રહ્યું નથી આજ એ પુરુષાતનથી શત્રુઓને મારવાના હોય ત્યારે તેને બદલે યુધિષ્ઠિર શાંત બેઠા છે રે ! આથી તે મોટું કયું દુ ખ ! એક દુ ખ તો શત્રુએ કરેલી અવદશા તેનાથી પણ મોટું દુ ખ તે તમારી એવી ખનામ દશા તરફની ઉપેક્ષા એથી વધારે કયું કષ્ટ હોઇ શકે ?

નોંધ

विधुरम्–કષ્ટ. विगता धुः अस्मिन् इति विधुरम् । વળી वैजयन्ती 'विधुर प्रत्यवाये स्यात् कष्टविश्लेषयोरपि'

अत परम्–એથી વધારે વિ. દુશ્મનોથી.

अवगीताम्–अव+गै નુ કર્મણિ ભૂ કૃ ત અપમાનજનક अवगीत ह निर्वादे मुहुर्दृष्टे च गर्हिते । (अमर०)

गमिते–गम् નુ પ્રેરક કર્મણિ ભૂ કૃદત ત્વયિ गमिते (सति) માં સતિસપ્તમી પ્રયોગ છે

गमिते–લવાયા છો.

दशाम्–દશા.

अवसीदति–अव+सद् નુ વર્ત કાળ (लट्) ની પુ એ વ

द्रुरे–દૂરેથી

सम्भावितवृत्ति–सम्भाविता वृत्ति यस्य तत् (बहु०) જેનુ વર્તન વખણાયું છે તેવુ

पौरुषम्– पुरुष = માણસ तस्य भाव कर्म वा पौरुषम्–પુરૂષાતન

ન ચે–एतदुक्त भवति दैवादिसमावितमनोवृत्तिस्त्वमीदृश परिभव

गतोऽपि विनयविक्रमादिपौरुषान् नाद्रियस इति यदतोऽन्यो युद्धयत्नादो व्यसनंवा नास्तीति ॥

(૮) અન્વય—भूतिमिच्छता सुमेधसा गुरुः (अपि) द्विषताम् उदयः अस्वन्ततरः सुमर्षणः, महान् अपि परिक्षयः फलसंपत्प्रवणः न (सुमर्षणः)।

સમજૂતી–द्विषताम् अस्वन्ततरः उदय गुरुरपि सुमर्षणः–મોટો છતાં ખૂબ અનિષ્ટ પરિણામ લાવનારો શત્રુનો ઉદય તો ઠીક ઠીક સહી લેવાય. परिक्षयः महान् अपि न सुमर्षणः–પણ મોટી છતાં તેની પડતી તો ન જ સહી લેવી જોઈએ. એમ કેમ વારુ? फलसपतप्रवणः परिक्षयः— જો એ પડતી એના લાભમાં હોય અને પોતાને નુકસાન કરતી હોય તો તે ન સહેવી જોઈએ. શત્રુની સહેજ પણ પડતી સામા શત્રુને ખૂબ ફળ અને લાભ આપે તો તરત ધા કરવો જોઈએ. પણ આ બધું કયા રાજાએ કરવું જોઈએ? भूतिमिच्छता सुमेधसा–અભ્યુદય અને સમૃદ્ધિ ઇચ્છતા શાણા રાજાએ આમ કરવુ જોઈએ.

કોઈ પણ બુદ્ધિશાળી અને અભ્યુદય ઇચ્છતા રાજાએ ક્યારે થોભવું અને ક્યારે લડાઈ કરવી તે ઉપર આ શ્લોકમાં ભીમસેન બોલે છે. જો શત્રુ એકદમ ઉદય પામતો હોય પણ જો શાણો રાજા સમજતો હોય કે આનું પરિણામ તેની પડતીમાં જ આવવાનુ છે તો તે રાજાએ દુશ્મનના તેવા મોટા ઉદયને પણ સહી લેવો પણ જો તે જ મોટો ઉદય જો તેને વધારે સારી સ્થિતિમાં મૂકે તેમ હોય તો તે બુદ્ધિશાળી રાજાએ ન સહેવો. હસ્તિનાપુરમાં શું બની રહ્યું છે તેની તો તમને ખબર જ લાગતી નથી. હજી હમણાં જ દૂતે કહ્યુ કે દુર્યોધનનો ચારે તરફથી અભ્યુદય થઈ રહ્યો છે. અને તેનો તો બહુ સારો અંત આવે એમ છે. આથી આવો ઉદય તમારે સહી ન લેવો જોઈએ જ્યારે તમને એમ ખાતરી નથી કે દુર્યોધનનો આ ઉદય તેની પડતી નહિ કરે ત્યારે તમે એ ઉદય કેવી રીતે સાંખી શકો? તમારે તેની ઉપેક્ષા ન કરવી જોઈએ અને લડવું જ જોઈએ.

આથી ઊલટું જુઓ. પેલો દુર્યોધન ! તે જાણે છે કે શત્રુની એટલે પાંડવોની પડતી અંતે તેમનો ઉદય કરશે. આથી તે બુદ્ધિશાળી તમારી પડતી પણ સહી શકતો નથી ને હજી કપટ કરવા પ્રયત્ન કર્યે જ જાય છે. આથી દુશ્મનની પડતી જો એના લાભમાં હોય તો પણ તે ન સહેવી જોઈએ. હા જો ખાતરી હોય કે શત્રુ કોઈ દિવસ ઊંચો નહિ આવે તો વળી સહી લેવાય. લડાઈ કરવી કે ન કરવી તે શત્રુની ચડતી પડતીના પરિણામ ઉપર આધાર રાખે છે. શત્રુનો ઉદય શત્રુ માટે ખરાબ પરિણામ લાવે તો તે સહેવો. જો શત્રુની પડતી પણ તેને માટે ખરાબ પરિણામ લાવે તો તે ડાહ્યા રાજાએ સહેવી. પણ જો તેનો ઉદય કે પડતી પોતાને અનિષ્ટકર્તા હોય અને શત્રુ માટે અભ્યુદયકર્તા હોય તો તે ન જ સહેવું જોઈએ.

બાર્હસ્પત્ય અને ઔશનસના એમ બે મત ચિત્ર० આપે છે. (१) बार्हस्पत्य—आत्मोदयः साक्षात्फलं, परज्यानिः आनुषङ्गिकम् । (२) औशनस—परज्यानिः साक्षात्फलं आत्मोदयः आनुषङ्गिकम् । તેથી क्षमानयाभ्यामात्मोदय चिकीर्षन्तो बार्हस्पत्या अपि दुरन्ततरमेव द्विषदुदयं सहन्ते न स्वन्ततरं स्वन्तं, दुरन्तं वा । द्विषदुदयमात्रमृष्यमाणाः पराक्रमेण परज्यानिं चिकीर्षन्त औशनसास्तु किं पुनरिति परमताभ्युपगमेन द्योत्यते ॥

નોંધ

द्विषताम्—द्विषन्ति इति द्विषन्तः तेषाम् ।

उदयः—ઉદય.

सुमेधसा—સારી બુદ્ધિવાળા. सु शोभना मेधा यस्य इति सुमेधाः (बहु.) तेन ।

गुरु—મોટો.

अस्वन्ततरः—सु शोभनः अन्तः यस्य स्वन्तः (बहु.) अतिशयेन स्वन्त इति स्वन्ततरः । न स्वन्ततरः अस्वन्ततरः ( नञ् तत्० ) ખરાબ અંતવાળો.

દુર્યોધનનો ઉદય ખરાબ અંતવાળો નથી તેથી તે ન જ સહેવો જોઈએ.

सुमर्षणः—न सुखेन मृष्यते इति ।

महानपि—महान परिक्षय अपि-પડતી મોટી હોય તો પણ.

भूतिम्–સમૃદ્ધિ.

इच्छता—इष् નું વર્ત. કૃદંત નું પુ. તૃ એ. વ.

फल०—फलस्य सपत् (ष तत्०) फलसम्पदि प्रज्ञाः ફળની સંપત્તિ લાવનારી. ધારો કે કોઈ રાજાની પડતી થઈ. છતાં તેના ગુણને લીધે જો તેને તેના મિત્ર રાજાઓ ન છોડતા હોય અને તેમ કરવામાં તેમણે સત્તાધીશ રાજાને પણ અવગણ્યો હોય ત્યારે બુદ્ધિશાળી રાજાએ દુશ્મનનું એવું પતન પણ સાંખી લેવું ન જોઈએ.

(૯) અન્વય–कृती परस्य क्षययुक्तिम् अचिरेण भूयसीं आत्मनः (क्षययुक्तिं) विपरीतां च विगणय्य उपेक्षते, अन्यथा तत्प्रतीकार (अचिरेण) कुरुते ॥

સમજૂતી–कृती उपेक्षते-ડાહ્યો માણસ થોભે છે. ક્યારે ? परस्य अचिरेण भूयसीं क्षययुक्ति विगणय्य-જો તેને લાગે કે દુશ્મનનો બહુ જલદી મોટો વિનાશ થશે તો તે થોભે છે પણ જો તેને પોતાને પણ કંઈ હાનિ થાય એમ હોય તો ? आत्मनश्च विपरीतां विगणय्य उपेक्षते–પોતાને પણ ગેરલાભ થતો હોય તો તે જુએ છે કે પોતાનો ગેરલાભ મોટો છે કે શત્રુનો. જો શત્રુના પ્રમાણમાં પોતાને બહુ થોડી અને મોડી હાનિ પહોંચે એમ હોય તો તે શત્રુની ખરાબ દશા સહી લે છે. અથવા તો તેને એમ લાગે કે શત્રુનો વિનાશ પોતાનો અભ્યુદય કરશે તો પણ તે ઉપેક્ષા સેવે છે પણ એથી ઊલટું હોય તો ? अन्यथा तत्प्रतीकार कुरुते– જો શત્રુની અભિવૃદ્ધિ થતી હોય અને પોતાને હાનિ થતી હોય તો તે થોભતો નથી પણ યોગ્ય પગલાં લે છે.

તમે આળસુ થઈને બેઠા છો. પણ નીતિકુશળ માણસ શત્રુથી

ક્યારે બેસે ? જો બંને પક્ષને હાનિ પહોંચતી હોય તો તેણે શું કરવું ? જો શત્રુને નજીકમાં જ મોટી હાનિ પહોંચે તેમ હોય અને તેના પ્રમાણમાં તેની હાનિ બહુ થોડી હોય અને તે ક્ષણ ઘણી મોડી આવવાની હોય તો જ તે નિષ્ક્રિય બેસે છે અથવા તો તેને ખાતરી હોય કે શત્રુનું પતન બહુ જલદી થશે અને પોતાનો અભ્યુદય થશે તો પણ તે નિષ્ક્રીય રહી શકે છે પણ જો તેથી ઊલટું હોય તો તે નિષ્ક્રીય બેસતો નથી. જો શત્રુની હાનિ ઘણી ઓછી હોય અને પોતાની મોટી હોય તો તે શાંતિ રાખતો નથી

ભીમસેન કહેવા માગે છે કે જો તમે એમ માનતા હો કે દુર્યોધને રાજ્ય ખોટુ અન્યાય રીતે હર્યુ છે અને તેના ફળરૂપે તેનો જરૂર જલ્દી વિનાશ થશે તેથી શાંતિ રાખવી જોઈએ તો પણ તે ઉચિત નથી જો બંને પક્ષની પડતી થવાની હોય તો તમારે વિચારવુ જોઈએ કે કોની પડતી જલદી થશે અને મોટી હશે ? કૌરવની પડતીને હજી વાર છે જ્યારે પાંડવોની પડતી મોટી છે અને તે બહુ જલ્દી થાય એમ છે તેથી તમારે દુર્યોધન પડે એમ વિચાર કરી નિષ્ક્રીય ન રહેવુ જોઈએ

શ્રી રાજ બીજી રીતે પણ સમજાવે છે-દુશ્મનનુ પતન અને પોતાનો ઉદય થતો હોય તો પણ તેણે ઉપેક્ષા રાખવી જોઈએ પણ જો શત્રુનો ઉદય થતો હોય અને પોતાનુ પતન થતું હોય તો શુ કરવુ ? આપણો જ દાખલો લ્યો દુર્યોધનની ચડતી થયે જ જાય છે જ્યારે આપણી પડતી થાય છે તેવુ હોય ત્યારે કુશળ માણસે નિષ્ક્રીય ન રહેવુ જોઈએ.

વાંચો નાથ—कृतौ परस्य क्षययुक्तिम् अचिरेण भूयसीम् आत्मन विपरीताम ( विभक्तां चिरभाविनीमल्पीयसीम् इत्यर्थ ) विगणय्य उपेक्षते । अन्यथा ( उक्तवैपरीत्य परस्य क्षययुक्तौ अल्पीयसी स्वस्य च भूयस्या मित्यथ ) तत् प्रतिकारम् कुरुते । अथवा कृतौ अचिरेण परस्य भूयसीं क्षययुक्तिम् आत्मनश्च विपरीताम् ( इतरा वृद्धिमित्यर्थ ) विगणय्य उपेक्षते ।

अथवा ( विपरीतपक्षे परस्य वृद्धौ आत्मनश्च क्षये यथा अस्माकम् इत्यर्थः ) तत् प्रतिकारं कुरुते ।

આમ અહીં બંને પક્ષની પડતી, કે ચડતી પડતી એક સાથે હોય તો શુ કરવુ તે બતાવે છે.

નોંધ

अचिरेण—न चिरेण अचिरेण ( नञ् तत्० ) નજીકમાં થોડા વખતમાં.

परस्य–દુશ્મનની.

भूयसीम्–બહુ નુ અધિકતાદર્શક રૂપ. भूयस् નુ સ્ત્રીલિંગ. મોટી.

विपरीताम्—વિપરીત. वि + परि + इ + क्त કર્તરિનુ સ્ત્રીલિંગ. विपरीता

विगणय्य—वि + गण નુ સં. ભૂ. કૃ ગણીને.

क्षययुक्तिम्—क्षयस्य युक्तिः ( ष. तत्० ) नाम् । હાનિયોગ.

उपेक्षते—उप + ईक्ष નું વર્ત. કાળ (लट्) ત્રી પુ. એ વ. ઉપેક્ષા કરે છે

कृती—कृ નુ ક ભૂ. કૃ પણ નપુસક ભાવવાચક નામના અર્થમાં कृतम् अस्यस्य इति कृती–કુશળ

कुरुते—कृ નું વર્ત. કાળ (लट्) ત્રી પુ એ વ કરે છે. तद् प्रतिकारम् तस्या प्रतिकारम् तत् प्रतिकारम् ( ष. तत्० )

अन्यथा—નહિ તો (જો વસ્તુસ્થિતિ ઊલટી હોય તો.)

અહીં व અને क નો અનુપ્રાસ છે

(૧૦) અન્વય—उदेष्यतीं द्विषां प्रभुशक्तिं अनीहया अनुपालयतां महीभुजां श्रियः जननिर्वादभयाद् इव अचिरात् अपयान्ति ।

સમજૂતી—महीभुजां श्रियः अचिरात् अपयान्ति-(એવા) રાજાઓને

લક્ષ્મી જલદી છોડી જાય છે કેવા રાજાઓને ? द्विषताम् उदेयतीं प्रभुशक्तिम् अनीहया अनुपालयताम्–શત્રુઓની પ્રભુશક્તિને વધતી જે રાજાઓ ઉત્સાહ વગર જોઈ રહે છે તેવા રાજાઓને લક્ષ્મી જરૂર છોડી જાય છે. જે રાજાઓની સત્તા જામી ગઈ છે તેવાઓની હું વાત નથી કરતો. પણ જેમની સત્તા હજી વધતી અને ઉગતી છે તેવાઓની સત્તા વધવા દેનાર રાજાની જરૂર આપણા જેવી ખરાબ દશા થાય છે. લક્ષ્મી શા માટે તેવા રાજાઓને છોડી જાય છે ? जननिर्वादभयात् इव अपयान्ति–જાણે લોકોની નિંદાના ભયથી લક્ષ્મી તેમને ત્યજી જાય છે.

उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मी –કહ્યું છે કે લક્ષ્મી ઉદ્યમી પુરૂષસિંહ પાસે જાય છે જ્યારે યુધિષ્ઠિર દુર્યોધનની વધતી જતી સત્તાને અવગણીને બેસી રહ્યા છે ત્યારે જરૂર તેઓ પોતાનું રાજ્ય કદી ફરીથી પ્રાપ્ત કરવાના નથી. હા જે રાજાની પ્રભુશક્તિ જામી ગઈ હોય તેની સામે પગલાં લેતાં વિચાર થઈ પડે પણ દુર્યોધનની માફક જેની સત્તા હજી વધે છે અને જામે છે તેને તો નિર્મૂળ કરી જ નાખવો જોઈએ નહિ તો તેવાની ઉપેક્ષા કરાયાથી એ રાજાઓની લક્ષ્મી જતી રહે છે. અનમસ્ત દુર્યોધનનો હાનિયોગ બહુ નાનો અને ધીમો છે છતાં પણ ખુલ્લી રીતે તેના ઉપર આક્રમણ કરવાથી પાંડવોને જ નુકસાન છે કારણ દુર્યોધનનું લશ્કરી બળ ખૂબ મોટું છે આથી હમણાં આક્રમણ કરતાં પાંડવોના પક્ષના ઘણા સૈનિકો પણ નાશ પામે અને તેમના મિત્રો પણ નાશ પામે આથી જો યુધિષ્ઠિર એમ કહેતા હોય કે આપણે જરા સબળ થઈએ અને દુશ્મનનો મુકાબલો કરી શકીએ એવી સ્થિતિમાં આવીએ ત્યાં સુધી શાંતિ રાખવી જોઈએ તો ભીમસેન તેમને કહે છે કે એ યોગ્ય નથી. રોગને અને શત્રુને તો ઊગતો જ ડામવો જોઈએ. નહિ તો તેમને જરૂર હાનિ થવાની.

નોંધ

જેમ સ્ત્રીઓ નપુંસકને ત્યજે તેમ આળસુને લક્ષ્મી ત્યજે છે–

स्त्रीभिः षण्ड इव श्रीभिरलस· परिभूयते । તેથી પરાક્રમ કરવું જોઈએ.

अनुपालयताम्—अनु + पा નું પ્રેરક વર્તમાન કૃદંતનું પુ. ષ. બ. વચન। રાહ જોતા.

उदेष्यतीम्—उद् + इ નું ભવિષ્ય કૃદંત સ્ત્રી. દ્વિ. એ. વ. ઊગતી.

प्रभुशक्तिम्—प्रभोः शक्तिः (ष. तत्०) ધન (कोश) અને લશ્કર (बल)-અંનેથી ઉદ્‌ભવતી આ શક્તિ છે. રાજાને प्रभुशक्ति मन्त्रशक्ति અને ઉત્સાહશક્તિ એમ ત્રણ શક્તિ હોય છે. અહીં प्रभुशक्ति વર્ણવી છે. कोषदण्डजं तेज । વાંચો અમરકોષ—"स प्रभावः प्रतापश्च यत् तेजः कोषदण्डजम्"

द्विषताम्—શત્રુઓની.

अनीहया—ईहा-ઉત્સાહ न ईहा अनीहा (नञ् तत्०) तया । अनीहया-ઉત્સાહ વગર.

अपयान्ति—अप + या નું વર્ત. કાળ (लट्) ત્રી. પુ. એ. વચન.

अचिरात्—નજીકમાં.

महीभुजाम्—महीं भुञ्जन्ति इति (उप. तत्०) तेषां जननिर्वाद-भयात्-जनानां निर्वादः (ष तत्०) तस्मात् भयम् (ष तत्०) લોકોની નિંદાના ભયથી.

इव—અહીં ઉત્પ્રેક્ષા બતાવે છે.

श्रियः—श्रयति पुरुषम् इति श्रीः । लक्ष्मी.

સાધારણ રીતે ઊગતા દુશ્મનને ન દાબી દેનારા રાજાઓની લક્ષ્મી જતી રહે છે. પણ અહીં કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે જાણે તે લોકોની નિંદાના ભયથી તેવા રાજાઓને ત્યજી જાય છે. આમ અહીં हेतूत्प्रेक्षा છે.

સરખાવો—शिशु०–૨–૧૦–उत्तिष्ठमानस्तु परः नोपेक्ष्यः पथ्य-मिच्छता । समौ हि शिष्टैराम्नातौ वर्त्स्यन्तावामयः स च ॥ જેમ મોટા

આચરે તેમ નાના પણ તેમને અનુસરે यद्यदाचरति श्रेष्ठ लोकस्तमनु वर्तते । આથી જ રાજાએ હમેશ ઉત્સાહ અને ખતથી કાર્ય કરવું. કારણ તેના ઉત્સાહ ઉપર જ તેના માણસોના ઉત્સાહનો આધાર છે– વાંચો કૌટિલ્યનુ અર્થશાસ્ત્ર–राजानमुत्तिष्ठमानमनूत्तिष्ठन्ते भृत्याः । प्रमाद्यन्तमनुप्रमाद्यन्ति । कर्माणि चास्य भक्षयन्ति द्विषद्भिश्चातिसन्धीयन्ते । तस्मादुत्थानमात्मनः कुर्वीत । अनुत्थाने ध्रुवो नाशः प्राप्तस्यानागतस्य च । प्राप्यते फलमुत्थानाल्लभते चार्थसंपदम् ।

(૧૧) અન્વય—क्षयपुक्षम् अपि स्वभावजं शिवं धाम दधतं समृद्धये उत्थितम् अनपायं नृपं प्रजाः प्रतिपच्चन्द्रमिव प्रणमन्ति ।

સમજૂતી–યુધિષ્ઠિર કહેશે કે હું સત્તા વગ નો છું, શું કરૂં ? તો ભીમ કહે છે प्रजा नृपं प्रणमन्ति–પ્રજા રાજાને પ્રણમે છે તમે રાજા છો તેથી લોકો તમને જરૂર પૂજશે અરે ! જેની પડતી થઈ હોય તેવા રાજાને પણ તેઓ પ્રણમે છે क्षयपुक्षमपि नृपं प्रणमन्ति । પણ ક્યારે ? समृद्धये उत्थितं नृपं प्रणमन्ति—હારેલા રાજાને પણ લોકો ત્યારે વંદે છે કે જ્યારે તેઓ જાણે છે કે રાજાએ પોતાની સિદ્ધિ માટે ઉત્સાહ આરંભ્યો છે. અને તે પણ ક્યારે ? स्वभावजं शिवं धाम दधतम् अनपायं नृपं प्रणमन्ति સ્વાભાવિક તેજ ધારતા તે રાજાને લોકો પૂજે છે જ્યારે તેઓ જાણે છે કે રાજા પોતાની અભિવૃદ્ધિ માટે ઉદ્યત થયો છે ત્યારે તેમને ખાતરી થાય છે કે ના રાજાનુ પોતાનું રાજવી તેજ ગયુ નથી ત્યારે તેઓ જરૂર તેને પૂજે છે કોની માફક ? प्रतिपच्चन्द्रमिव પ્રતિપદાના ચન્દ્રની માફક લોકો તેને પૂજે છે.

જો યુધિષ્ઠિર કહે કે તેની પાસે સત્તા નથી તો તે માટે ભીમસેન નો અહીં રોકડ જવાબ છે કે દુર્બળ માણસ પણ જો ઉત્સાહી હોય તો લક્ષ્મી તેને વરે છે श्रियं हि सततोत्साही दुर्बलोऽपिसमाप्नुते । ભલે તમે પડતી દશામાં છો. પણ તમારૂ ક્ષાત્ર તેજ ગયુ નથી. તમારો

ઉત્સાહ તમને વિજય અપાવશે જ્યારે લોકો તમને ખતથી અભિવૃદ્ધિ માટે પ્રયત્ન આદરતા જોશે ત્યારે તેમને ખાતરી થશે કે ના આ ઉત્સાહથી તમે જીતશો જ. તમારામાં રહેલુ રાજ્ની તેજ એવુ ને એવું છે એમ ખાતરી થતાં બધા લોકો તમારે પક્ષે આવશે અને તમને દ્વિતીયાના ચદ્રની જેમ વધાવી લેશે જેમ દ્વિતીયાના (બીજના) ચદ્રને લોકો પૂજે છે તેમ તમને પણ તેઓ વધાવશે બીજનો ચદ્ર ઊગે છે તે ધીમેધીમે વૃદ્ધિ પામી પૂર્ણિમાને દિવસે સોળે કળાએ ખીલવા માટે અને તેથી લોકો તેને પૂજે છે તેમ તમે પણ જ્યાર સિદ્ધિ મેળવવા ઉત્સાહથી ઉદ્યત થશો ત્યારે લોકો તમને પૂજશે આમ અહી ઉપમા છે વિશેષણો પ્રતિપચ્ચન્દ્ર અને રાજાને બનને લાગુ પડે છે તે નીચે પ્રમાણે છે

| નૃપમ્ | પ્રતિપચ્ચન્દ્રમ્ |
| --- | --- |
| (૧) ક્ષયયુક્તમ્ ક્ષીણ થયેલા (બળ અને સત્તામાં ક્ષીણ થયેલા) | ક્ષયયુક્તમ્ ક્ષીણ (તેજમાં ક્ષીણ થયેલો) (કારણ પાતળો હોય છે |
| (૨) સ્વભાવજમ્ સહજ | સ્વભાવજમ્ સહજ |
| (૩) શિવમ્ આહ્લાદ —શુભ | શિવમ્ આહ્લાદક—શુભ |
| (૪) અનપાયમ્ નિષ્કલ ક અથવા મલ્લિનાથ પ્રમાણે જેનો નાશ નથી તે | અનપાયમ્ નિષ્કલ ક મલ્લિ પ્રમાણે જેનો નાશ નથી તે |
| (૫) ધામ દધતમ્ ક્ષાત્રતેજ ધારતા | ધામ દધામ્ તેજ (ચદ્રનુ તેજ) ધારતા |
| (૬) સમૃદ્ધયે ઉદિતમ્ વૃદ્ધિ માટે ઉદ્યત થયેલા | , સમૃદ્ધયે ઉદિતમ વૃદ્ધિ માટે ઊગેલા |
| (૭) પ્રજા પ્રણમન્તિ પ્રજા પ્રણમે છે | પ્રજા પ્રણમન્તિ પ્રજા પ્રણમે છે |

અહી આ રીતે ઉપમા છે પ્ર નો અનુપ્રાસ પણ છે

## નોંધ

क्षय० –क्षयेण युक्तम् ( तृ. तत् . ) ચંદ્ર ક્ષયયુક્ત છે કારણ તે નાનો (પાતળો) હોય છે.

अपि–ગર્હા બતાવે છે. ક્ષય યુક્ત હોવા છતાં પણ અર્થાત્ ક્ષયને પણ અવગણીને એ ભાવ અહીં છે.

स्वभावजम्–स्वस्य भावः स्वभावः (ष. तत्) અથવા स्वः भावः स्वभावः (कर्म०) तस्मात् जायते इति स्वभावजम् ।–સહજ.

दधतम् – धा નું વર્ત. કૃદંત दधत् નું પુ. દ્વિ. એ. વ. ધારતા.

धाम–તેજ. રાજા પક્ષે ક્ષાત્રતેજ અને ચંદ્ર પક્ષે તેજ.

शिवम् —શુભ. समृद्धये–વૃદ્ધિ માટે. અહીં विवृद्धये પાઠફેર છે.

प्रणमन्ति–प्र+नम् નું વર્ત. કાળ ( लट् ) ત્રી. પુ. બ. વચન. " उपसर्गादसमासेऽपि णोपदेशस्य " એ નિયમ પ્રમાણે ण થયો.

अनपायम् —अविद्यमानः अपायः यस्य (बहु०) तम् જેનો નાશ નથી તે અથવા न अपायाः सन्ति यस्मिन् सः अनपायः तम् । જેમાં દોષ નથી. રાજાને અને प्रतिपच्चन्द्रने બંનેને આ અર્થ લાગુ પડે. બીજનો ચંદ્ર પણ નિષ્કલંક હોય.

उदितम् –उद्+इ+क्त નું ક. ભૂ. કૃ. પણ " गत्यर्था कर्मक...ई. પ્રમાણે અર્થ કર્તરિ. ઊગેલો.

प्रतिपच्चन्द्रम् —प्रतिपदः चन्द्रः ( ष. तत् ) प्रतिपद्—નવા ચંદ્રનો દિવસ. પડવાને દિવસે ચન્દ્ર દેખાતો નથી. બીજને દિવસે ચંદ્ર દેખાય છે. તેથી મલ્લિનાથના મત પ્રમાણે પ્રતિપદ એટલે બીજ ( द्वितीया ) હિંદુઓ આ નવા ચંદ્રને બીજના ચંદ્રને પૂજે છે. વળી–प्रतिपच्छब्देन द्वितीयाग्रहणम् । प्रतिपदि तस्य अदृश्यत्वात् इति भावः ।

प्रजाः —પ્રજા, લોકો.

नृपम् —नृन् पाति इति नृपः। तम्।

સરખાવો—नेत्रै पपुस्तृप्तिमनाप्नुवद्भिर्नवोदय नाथमिवौषधीनाम् ।

(૧૨) અન્વય—क्रन० नयः कोशदण्डयोः प्रभव· खलु स विधेयपदेषु लोकः नियतिमिव दक्षतामनुरुध्यते ।

સમજૂતી—नय· कोषदण्डयो प्रभव· खलु—કોષ અને દણ્ડનું ઉદ્ભવસ્થાન નય છે અર્થાત્ રાજાઓ નયથી કોષ અને લશ્કરીબળ (પ્રભુશક્તિ) મેળવે છે કેવો નય ? कृतपञ्चाङ्गविनिणयो नय· —કોઈ પણ સફળ રાજ્યનીતિનો આધાર પાંચ વસ્તુ ઉપર છે. કોઈપણ કામ શરૂ કરતાં પહેલાં જો તે પાંચ અગ ઉપર બરાબર વિચાર કરવામાં આવે તો જરૂર સફળતા મળે. હા. પણ કોઈ પણ બાબત ઉપર વિચાર કરવો બહુ સહેલુ કામ છે. ત્યારે ખરું અગત્યનું શું છે ? स विधेयेषु दक्षताम् अनुरुध्यते-ઘણી વખત યોજના ઘડીને વિચારી રાખેલું કામ જો તે સમયસર શરૂ કરવામાં ન આવે તો નિષ્ફળ જાય છે જે સત્વર કરવાનુ કામ ન કરતાં રાહ જોઈ નિરુત્સાહ થઈ બેસી રહે છે તેની ઘડી કાઢેલી યોજના જરૂર નિષ્ફળ જાય છે જ. કેવી રીતે ? लोकः नियतिम् इव—જેમ વ્યક્તિની સફળતાનો આધાર ભાવિ (વિધિ) ઉપર છે તેમ નીતિનો આધાર સત્વર કાર્ય અમલમાં મૂકવાના ઉત્સાહ ઉપર છે

રાજ્યનીતિની દરેક બાબતમા રાજાએ નીચેની પાંચ બાબત પહેલાં લક્ષમાં લેવી પડે છે.—(૧) કાર્યની યોજના વિચારી કાઢવાની (૨) તે કાર્ય માટે જોઈતા માણસો અને પૈસાનો વિચાર કરવો (૩) આ પછી તેણે યોગ્ય જગ્યાએ યોગ્ય સમયે કાર્ય શરૂ કરી દેવુ જોઈએ. (૪) તે કાર્યમાં આવી પડનાર વિઘ્નોનો સામનો કરવા તૈયાર રહેવુ (૫) છેલ્લે સફળતા વરે છે જ. જો તમે એમ કહેતા હો કે માણસો અને પૈસા નથી તો તે ખોટુ છે. પહેલી અને ત્રીજી બાબતમાં જરા વિચાર

શક્તિની જરૂર રહે છે. પણ બીજી બાબતમાં તો તે માણસના ઉત્સાહ ઉપર અવલંબે છે. જો તમે આળસનો ત્યાગ કરી ઉત્સાહથી ફક્ત એક જ બોલ કાઢો કે તમે શત્રુ સામે થયા છો તો તે એક જ બોલ બસ છે. તમારા એ એક બોલે પ્રજાજનો જરૂર તમારી પાસે આવશે અને તમને દ્રવ્ય અને માણસોની મદદ મળી રહેશે. તે બધા તમારી શક્તિ જાણે છે કે તમે ધારો તે કરી શકો છો. આથી તમારામાં રહેલી ઉત્સાહશક્તિથી તમે ફક્ત એક વખત દુનિયાને જણાવી દો કે તમે તમારી આળસ ત્યજી છે અને તમારી શક્તિ ગુમાવી નથી. પછી જુઓ બાકીનું બધું તમને મળી રહેશે.

જેમ વ્યક્તિની સફળતાનો આધાર નિયતિ ( વિધિ ) ઉપર છે તેમ ઉત્સાહ કે જે મંત્રશક્તિનું મૂળ છે તેના ઉપર જ પ્રભુ શક્તિ અવલંબે છે. મંત્રમાંથી જ પ્રભુ શક્તિ સંભવે છે. તે રાત દિવસ મંત્રણા કરે તો પણ ઉત્સાહ વગર તેનાથી કંઈ બનતું નથી. આમ રાજાની પ્રભુ શક્તિને વ્યક્તિ સાથે અને ઉત્સાહને નિયતિ સાથે સરખાવ્યા છે તેથી ઉપમા છે.

નોંધ

प्रभवः—प्रभवत्यस्मात् इति प्रभवः । મૂળ-ઉત્પત્તિસ્થાન.

खलु—ખરેખર.

कोषदण्डयोः—कोष = ખજાનો. दण्ड = લશ્કર. कोषश्चदण्डश्च कोषदण्डौ, (इतरेतर द्वन्द्व) કોષ અને લશ્કરનું. અમરકોષ પ્રમાણે कोष પુલ્લિંગ અને નપું.માં વપરાય છે. તેના નીચે પ્રમાણે અર્થ તે નોંધે છે–(૧) કળિ (૨) ખજાનો (૩) પ્રતિજ્ઞા. कोषोऽस्त्री कुड्मलेऽस्त्रघ्नविधानेऽर्थौघदिव्ययोः इत्यमरः । वैजयन्ती પ્રમાણે दण्ड पु. અને નપું.માં વપરાય છે અને તેના નીચે પ્રમાણે અર્થ થાય છે. (૧) રાજાનું શાસન (૨) હિંસા (૩) લાકડી (૪) યમ (૫) પ્રધાણનો હુકમ (૬) લશ્કરનો ભાગ.

दण्डोऽस्त्री शासने राज्ञां हिंसायां लगुडे यमे। यात्राज्ञायां सैन्यभेदे इति वैजन्यती।

कृत०—पञ्चानां अंगानां समाहारः पञ्चाङ्गम् (समाहार द्विगु) पञ्चाङ्गस्य निर्णयः पञ्चाङ्गनिर्णयः (ष. तत्०) कृतः पञ्चाङ्गनिर्णयः येन अथवा यस्य सः (बहु.) જેમાં પાંચ બાબતો નક્કી થઈ છે. પાંચ બાબતોના નિર્ણય ઉપર નયનો આધાર છે. કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં તે નીચે પ્રમાણે છે—कर्मणामारम्भोपायः, पुरुषद्रव्यसंपद्, देशकालविभागः, विनिपातप्रतीकारः सिद्धिः पञ्चाङ्गमिष्यते। (१) કાર્યનો આરંભ (૨) માણસો અને દ્રવ્યની પ્રાપ્તિ, (૩) દેશ અને કાળનો વિચાર (૪) વિઘ્ન દૂર કરવાં તે (૫) સિદ્ધિ આ પાંચ બાબતો ઉપર નયનો આધાર છે. વાંચો—कामन्दक—सहायाः साधनोपायाः विभागो देशकालयोः। विनीपातप्रतीकारः सिद्धिः पञ्चाङ्गमिष्यते। इति।

नयः—नीति. सः—ते—(नय.)

विधेय०—विधेयानि पदानि (कर्म.) तेषु—કરવાનાં કામમાં.

दक्षताम्—तस्य भाव इति दक्षता—ઉત્સાહ.

नियतिम्—नियम्यते अनया इति नियतिः ताम्। વિધિ દૈવ.

लोकः—લોક. ખેડૂત લોકો. વાંચો मल्लि०—लोकः कृष्यादिप्रवृत्तोजनः। જેમ ખેડૂતો વરસાદ વગેરે માટે નસીબ ઉપર આધાર રાખે છે તેમ. પણ લોક એટલે સમગ્ર લોકો એમ અર્થ લેવાથી પણ અર્થ સારો બેસે છે. नयः વાંચો चित्र०—यथा चेतनानां पुरुषाणां प्रवृत्तिः दैवमनुवर्तते तथा पराक्रमशक्तिमनुवर्तत इत्यर्थः॥

अनुरुध्यते—अनु + रुध् नुं કર્મણિ વર્ત. કા. ત્રી. પુ. એ. વ.

વાંચો शिशु०—२—२८—सर्वकार्यशरीरेषु मुक्त्वाङ्गस्कन्धपञ्चकम्। सौगतानामिवात्मान्यो नास्ति मन्त्रो महीभृताम्॥

(१४) અન્વય—अभिमानवतः प्रियम् उच्चैः पदम् आरुरुक्षतः मनस्विनः आत्मपौरुषम् विनिपातनिवर्तनक्षमम् आलम्बनं मतम् ।

સમજૂતી—आत्मपौरुष विनिपातनिवर्तनक्षमम्—પોતાનું પુરુષાતન અનર્થ ટાળવા પૂરતું છે. એ એટલું શું બસ છે? હા. आत्मपौरुषम् आलम्बनम् मतम्—પોતાનું પુરુષાતન આશ્રયરૂપ મનાયું છે. કોનાથી? प्रियम् उच्चैः पदम् आरुरुक्षतः अभिमानवतः मनस्विनः मतम्—કેટલાક સાધારણ લોકો હોય છે કે ઊંચા પદની આશા રાખવા છતાં તેમને પોતાના પુરુષાતનમાં વિશ્વાસ નથી હોતો. પણ અહીં એવાઓની વાત નથી. બીજા કેટલાક દૃઢ મનોબળવાળા નિશ્ચળ માણસો હોય છે. ફક્ત તેમના પુરુષાતનથી જ તેઓ ગમે તેવી આફતો દૂર હડાવી શકે છે.

આગળના શ્લોકમાં નયની પાંચ બાબતો કહી અને કહ્યું કે ઉત્સાહથી રાજાને કાર્યની યોજના, લશ્કર-દ્રવ્ય અને યોગ્ય સ્થળ અને સમય બધુ સાંપડે છે. બધાનું મૂળ કારણ ઉત્સાહ છે એમ બતાવીને હવે કહે છે કે ત્યારે આવી પડતી મુશ્કેલી અને અનર્થ બાબત શું? મુશ્કેલી અને અનર્થ નિવારવા ફક્ત કાર્ય કરનારનું પુરુષાતન બસ છે. આમ ચોથી બાબતનો પણ ભીમ અહીં જવાબ આપે છે. છેવટે આવા પુરુષાતન ઉપર વિશ્વાસ રાખતા ઉત્સાહી મનુષ્યને સિદ્ધિ જરૂર વરે છે.

અથવા તો મલ્લિનાથ નીચે પ્રમાણે સમજાવે છે—જો યુધિષ્ઠિર કહે કે પોતે અસહાય છે—તેથી ઉત્સાહ હોય તો પણ આફતોનો સામનો કેવી રીતે કરી શકે? તો ભીમસેનનો અહીં સ્પષ્ટ જવાબ છે કે ઉચ્ચ પદની આકાંક્ષા રાખતા અભિમાનયુક્ત નરવીરોને વળી પુરુષાતન સિવાય બીજી શી સહાય શોધવાની હોય? પોતાનું ધ્યેય સાધતાં સાધતાં જો તેને મુશ્કેલી આવી પડે તો કેવળ પુરુષાતનથી જ તે સઘળી મુશ્કેલી દૂર કરી શકે છે. किं पौरुषादन्यैः सहायैः शूराणाम् इति भावः ।—यथा कस्यचित् तुरङ्गमारोहतः ! तुरङ्गमारोहतः किञ्चित् पतनप्रतिबन्धकानुचरहस्तादिक आलम्बन तद्वत् इति ध्वनिः ।

નોંધ

अभिमानवतः—अभिमानः अस्ति अस्य इति ।

अभिमान + वतुप्—અભિમાનવાળા. સ્વમાનવાળા.

मनस्विनः—प्रशस्तं मनः अस्ति अस्य इति मनस्वी, तस्य । માનીઓ હંમેશ અભિમાનરૂપી જ ધનવાળા હોય છે. વળી—शिशु०—सदाभिमानैकधना हि मानिनः ।

प्रियम्—प्रीणाति इति । उच्चैः पदम्—उन्नतं पदम् ।

आरुरुक्षतः—ચઢવાની ઇચ્છા રાખતા. आ + रुह नुं ઇચ્છાદર્શક રૂપ आरुरुक्षति–નું વર્ત. કૃદંત પુ. ૫ એ. વ.

विनिपात०—वि + नि + पत् + घञ् भावे = विनिपातः મુશ્કેલી विनिपातस्य निवर्तनम् ( ष. तत्० )

मतम्—मन् નું કર્મણિ ભૂ. કૃદંત પણ વર્તમાનકાળના અર્થમાં ગણ્યું છે. માન્યું છે. " मतिबुद्धिपूजार्थेभ्यश्च "—એ નિયમ પ્રમાણે વર્તમાનના અર્થમાં ક. ભૂ. કૃ. વપરાયું.

आलम्बनम्—आलम्ब्यते अनेन इति आलम्बनम् આશ્રય.

आत्मपौरुषम्—पुरुषस्य भावः कर्म० वा इति । आत्मनः पौरुषम् । ( ष. तत्० )

(૧૪) અન્વય—अविक्रमम् विपदः अभिभवन्ति; आपदुपेतम् आयतिः रहयति; निरायतेः लघुता नियता; अगरीयान् नृपश्रियः पदं न ।

સમજૂતી—પરાક્રમનો અભાવ બધા અર્થનું મૂળ છે. अविक्रमं विपदः अभिभवन्ति પરાક્રમ વગરનાને સઘળી આપત્તિ આવી પડે છે. આટલો એક અનર્થ બસ નથી. आपदुपेतम् आयतिः रहयति—આપત્તિમાં આવી પડેલાને ભાવિ ત્યજે છે. તેને માટે કોઈ ભવિષ્ય છે જ નહિ. જેનું ભાવિ ન હોય તેનું શું ? निरायतेः लघुता नियता—જેનું ભાવિ

અટકી ગયું છે તેવો માણસ જરૂર હલકો લેખાય છે. એવા ગૌરવ વગરના માણસને શું થાય! अगरीयान् नृपश्रियः पद न। એવા ગૌરવ વગરનાને રાજ્યલક્ષ્મી વરતી નથી.

, ક પરાક્રમનો અભાવ તે બધા અનર્થોનું મૂળ છે. પહેલો અનર્થ એ કે બધી આપત્તિ આવી પડે. આને લીધે બીજો અનર્થ ઉપસ્થિત થાય છે કે આવા આપત્તિમાં આવી પડેલા માટે ભાવિ બધ થઈ જાય છે. એવા ભાવિ વગરનાને હલકાપણું અનુભવવું પડે છે. એ ત્રીજો અનર્થ. ચોથો અનર્થ એ કે એવા ગૌરવ વગરનાને રાજ્યશ્રી વરતી નથી. જ્યારે લોકો તમને હલકા લેખે ત્યારે રાજ્ય મેળવવાની આશા તમારે છોડી દેવી જોઈએ.

## નોંધ

विपदः—મુશ્કેલી–આપત્તિ.

अभिभवन्ति—अभि + भूનું વર્ત. કાળ (लट्) ત્રી. પુ. બ. વ. –ચઢી વાગે છે

अविक्रमम्—પરાક્રમ વગરનાને अविद्यमानः विक्रमः यस्य सः (बहु०)

रहयति—रह् (૧૦મો ગણ) નું વર્ત. (लट्) ત્રી. પુ એ. વ. છોડી દે છે.

आपन्न०—उप + इनुं કર્મણિ ભૂ. કૃ. उपेत. आपदा उपेतः (तृ. तत्) આપત્તિથી ઘેરાયેલાને

आयतिः—आयतिः–ભવિષ્ય, ભાવિ.

नियता—નક્કી, ચોક્કસ.

लघुता—लघोः भावः इति लघुता–હલકાપણું.

निरायतेः—निरस्ता आयतिः यस्य सः (बहु०) तस्य જેનું (ઉજ્જ્વળ) ભાવિ છે જ નહિ તે.

अगरीयान्--अतिशयेन गुरु इति गरीयस्। न गरीयान्-(नञ तत्.) गरीयस्नुं પુ. પ્ર. એ. વ. गरीयान्।

पदम्--આશ્રય નૃપશ્રી०-नृपस्य श्रीः (ष. तत्.) અહીં દરેક પહેલી ઉક્ત પછીની ઉક્તિનું કારણ છે. દા. ત. પરાક્રમનો અભાવ તે આપત્તિ આવી પડવાનું કારણ છે. આપત્તિ આવી પડવી તે ભાવિ બંધ થઈ જવાનું કારણ છે. ભાવિ બંધ થઈ જવું તે હલકાપણું આવવાનું કારણ છે. તથા હલકાપણું તે નૃપશ્રીના આશ્રય ન કરવાનું કારણ છે. આથી અહીં કારણમાલા અલંકાર છે.

(૧૫) અન્વય—तद् उन्नतेः प्रतिपक्षं व्यवसायवन्ध्यताम् अवलम्ब्य अलम्। पराक्रमाश्रयाः समृद्धयः विषादेन सम न निवसन्ति।

સમજૂતી—तत् व्यवसायवन्ध्यताम् अवलम्ब्य अलम् હવે પણ જો મારું કહેવું સમજ્યા હો તો તમારી શાંતિ અને નિરુત્સાહ વગેરે છોડીને પરાક્રમનો આશ્રય કરી કાર્ય કરવા મંડો. કારણ? उन्नतेः प्रतिपक्षम्-व्यवसायवन्ध्यताम्-કાર્ય ન કરી નિરુત્સાહ થઈ બેસી રહેવું તે ઉન્નતિને નડતરરૂપ છે. બીજું શું કારણ? समृद्धयः विषादेन समं न निवसन्ति-સમૃદ્ધિને પણ વિષાદ નડતરરૂપ છે. એમ કેમ? <u>पराक्रमाश्रया, समृद्धयः</u> --સમૃદ્ધિ પરાક્રમ ઉપર આધાર રાખે છે.

બધું કહી રહીને હવે ભીમસેન પોતાનો મત રજૂ કરે છે કે દુશ્મનોને હરાવવા પરાક્રમની જ જરૂર છે. નિરુત્સાહ બની કાર્ય ન કરવાથી ગજ્યશ્રી આવશે નહિ કારણ તે ઉન્નતિમાં વિઘ્નરૂપ છે.

## નોંધ

तत्--તેથી. अलम्-બસ. અહીં સં. ભૂ. કૃ. अवलम्ब्य સાથે વપરાય છે. આવા પ્રયોગ માટે સરખાવો શાક०--अनसूये अल रुदित्वा।

प्रति०--प्रतिगतः पक्षः (प्रादि तत.)—નડનાર.

उन्नतेः०—ઉન્નતિનું.

अवलम्ब्य—अव + लम्बनु सं भू कृदंत अर्थनो आनी साथे प्रयोग थयो छे

व्यवसाय•—वि + अव + सो + घञ् भावे = व्यवसाय -व्यवसाये वन्ध्यता । ताम् उद्योगशून्यता

निवसन्ति—नि + वसनु वर्त काळ (लट्) नी पु ब व.

पराक्रमाश्रया—पराक्रम आश्रय. यासाम्-पराक्रम जेनो आश्रय छे ते. घणा बीजा लोकोनो नीचे प्रमाणे अन्वय करे छे—समृद्धय पराक्रमाश्रया विषादेन समं न निवसन्ति । समृद्धि पराक्रमनो आश्रय करे छे विषाद साथे रहेती नथी

विषादेन—विषाद -विषाद

अही प्रथमार्धना वाक्यार्थनु द्वितीयार्धना सामान्य वाक्यथी समर्थन थयु छे द्वितीयार्धमा रहेलु कारण प्रथमार्धनी उक्तिनु कारण छे. तेथी अही कार्यकारणरूप अर्थान्तरन्यास थयो पण अही कारण नकारदर्शक वाक्यमा छे विषादेन समं समृद्धयो न निवसन्ति । तेथी मल्लिनाथ कहे छे ते प्रमाणे अही वैधर्म्येण अर्थान्तरन्यास अलंकार छे

(१६) अन्वय—अथ अवधि प्रतीक्ष्यते चेत् आविष्कृतजिह्मवृत्तिना धृतराष्ट्रसुतेन नरेन्द्रसंपद् चिर आस्वाद्य कथ सुत्यजा ?

समजूती— अथ चेत् अवधि प्रतीक्ष्यते धृतराष्ट्रसुतेन नरेन्द्रसंपद् कथ सुत्यजा जो तमे शरत पाळवा मागता हो तो धृतराष्ट्रनो पुत्र राज्यसंपत्ति केवी रीते सहेलाईथी छोडशे ? एमा शु ? चिरमास्वाद्य कथ सुत्यजा —एटलो लांबो समय भोगवीने केवी रीते सहेलाईथी छोडी दई शके ? पण न्यायनी वात करने ? शरत शी हती ? आविष्कृतजिह्मवृत्तिना कथ सुत्यजा -जवा दो ने ! एने वळी न्याय केवो ? जेणे

કપટ વૃતિ આદરી છે એવો માણસ લાંબા સમય સુધી ભોગવેલી રાજ્ય સંપત્તિ એમ સહેલાઈથી ન છોડે.

ભીમસેન બીજી દલીલ કરે છે કે જો તમે ૧૩ વર્ષની શરત પાળવા માગતા હો તો તે તમારી ભૂલ છે. એટલા બધા વખત સુધી જામી ગયેલો દુર્યોધન એટલો બધો સમય રાજ્યલક્ષ્મીનો રસાસ્વાદ ચાખીને એકદમ સહેલાઈથી રાજ્ય નહિ છોડી દે. એટલે તે વખતે પણ તમારી શાંતિ દૂર કરીને યુદ્ધ તો આદરવું જ પડશે. તમે ન્યાયની વાત કરવા માગતા હો તો પણ એને વળી ન્યાય કેવો? જે માણસે કપટની વૃત્તિ આદરી છે તેવો દુર્યોધન જેવો માણસ એમ સહેલાઈથી રાજ્યલક્ષ્મી છોડી નહિ દે. ગમે તેમ અત્યારે કે પછી પણ લડાઈ તો છે જ. ૧૩ વર્ષ પછી તે ચોખ્ખી ના સંભળાવશે કે પોતે રાજ્ય છોડવા તૈયાર નથી. તો પછી અત્યારે હજી એ ઊગે છે ત્યારે જ એને દાબી દોને? એટલે મોટી આફત ટળી જાય?

## નોંધ

अथचेत्—હવે જો

अवधिः--અવધિ. ૧૨ વર્ષનો વનવાસ અને તેરમા વર્ષનો છૂપો નિવાસ એમ ૧૩ વર્ષના સમયનો અવધિ.

प्रतीक्ष्यते— વાટ જોતા હો. प्रति + ईक्ष्નું કર્મણિ વર્ત. કાળ (लट्) બી. પુ. એ. વ.

कथम्—કઈ રીતે?

आवि०—आविस् + कृનું ક. ભૂ. કૃનું સ્ત્રીલિંગ–आविष्कृता आविष्कृता जिह्मवृत्तिः येन (बहु०) જેણે કપટ વૃત્તિ આદરી છે તેના.

धृतराष्ट्र०—ધૃતરાષ્ટ્રના પુત્ર વડે–धृतराष्ट्रस्य सुतः (ष. तत्) तेन

सुत्यजाः –सु सुखेन त्यज्यन्ते इति सुत्यजाः । સહેલાઈથી છોડી શકાય તેવી.

चिरम् –લાંબા સમય સુધી.

आस्वाद्य–આ+स्वद् નુ પ્રેરક સ. ભૂ. કૃ ભોગવીને

नरेन्द्र०–नरेषु इन्द्रः नरेन्द्रः । અથવા नराणां इन्द्रः (ष तत् ) અથવા नर इन्द्र इव (ઉપમિત કર્મ) नरेन्द्रस्य संपद् ( ष तत्.) રાજાની સંપત્તિ અહીં नरेन्द्र सपद એમ લેવાથી 'હે નરેન્દ્ર' એમ સંબોધન થાય

(૧૭) અન્વય—અથવા द्विषता विहितम् आत्मनः पदम् त्वया यदि पुनः लभ्यते तदा हे जगन्नाथ ! तव अनुजन्मनाम् आविष्कृतपौरुषैः भुजैः कृतम् ।

સમજૂતી—અથવા यदि द्विषता विहितम् आत्मनः पदम् पुनः त्वया लभ्यते–અથવા જો તમે એમ સહેલાઈથી શત્રુએ આપેલું પદ લઈને બેસવા માગતા હો તો–तवानुजन्मनाम् आविष्कृतपौरुषैः भुजैः कृतम्—તમારા ભાઈઓના પરાક્રમી હાથનો શું અર્થ છે ?

ભીમ કહે છે રાજ્ય છતવું જોઈએ રાજ્યને ભેટ તરીકે સ્વીકારવું ન જોઈએ જો તમે ભીખીને એવી ભેટ શત્રુ તરફથી સ્વીકારશો તો થઈ રહ્યું તમારા ભાઈઓના પરાક્રમી હાથનો શુ અર્થ ? તમે યુદ્ધ આદરો એ જ ઇષ્ટ છે એમ ન ધારશો તમારા ભાઈઓના હાથ નિષ્ફળ જશે એ ભાઈઓના હાથનાં પરાક્રમ સુવિદિત છે તેથી એક વખત યુદ્ધ આદરો અને પછી જુઓ એ બાહુનું પરાક્રમ ક્ષત્રિયને તો રાજ્ય લડીને જ લેવું ઘટે એવા દાન તરીકે રાજ્ય લેવું ક્ષત્રિયને શોભતું નથી,

નોંધ

द्विषता–શત્રુવડે

विहितम्–वि+धा નુ કર્મ ભૂ. કૃ विहितम् (ભેટ) આપેલુ

अथवा—અથવા. અથવા તો જો લોકનિન્દાને ભયે અને ભીષ્મ વગેરેના ભયે જો દુર્યોધન સહેલાઈથી ગત્ય પાછું આપે તો. વાંચો चित्र०—जनापवादभयात् भीष्मादिगौरवात् भवतो भाग्याद् वा सुयोधनः स्वहस्तगतामेव त्वदीयां नरेन्द्रलक्ष्मीं प्रतिदास्यति इति पक्षान्तरम् ।

लब्धा—लभ् નું પ્ર. ભ. કા. (लुट्) કર્મણિ ત્રી. પુ. એ. વ. લેવાય—મેળવાય.

पदम् —સ્થાન—રાજ્ય. पद राज्यम्

जननाथ—जनानां नाथः (ष तत्.)

अनु० —अनु (पश्चात्) जन्म येषां तेषाम् (बहु.) જેનો પછીથી જન્મ થયો છે તે અર્થાત્ ભાઈઓ.

कृतम् —अलम् ના અર્થમાં વપરાતું અવ્યય. વાંચો शाकु०—अथवा कृतं संदेहेन कृतम् अलं ની માફક તૃતીયા લે છે.

आवि०—आविष्कृत पौरुषं यै: ते (बहु.) तैः । જેનું પુરુષાતન જાહેર છે તેવા.

भुजैः —भुजैः कृतम् —હાથથી બસ. હાથનો કંઈ અર્થ નથી.

ભીમસેન અને દ્રૌપદી કહે છે તેવા જ ભાવ दूतवाक्य નામના નાટકમાં સુંદર રીતે આલેખાયા છે—

> राज्यं नाम नृपात्मजैः सहृदयैर्जित्वा रिपून् भुज्यते
> तल्लोके न तु याच्यते न तु पुनर्दीनाय वा दीयते ।
> काङ्क्षा चेन्नृपतित्वमाप्तुमचिरात् कुर्वन्तु ते साहसम् ।
> स्वैरं वा प्रविशन्तु शान्तमतिभिर्जुष्टं शमायाश्रमम् ॥

(૧૮) અન્વય—मृगाधिपः मदस्निग्धमुखैः स्वयं हतैः करिभिः वर्तयते । तेजसा जगत् लघयन् अन्यतः भूतिम् महान् खलु न इच्छति।

સમજૂતી—मृगाधिपः स्वयं हतैः करिभिः वर्तयते । સિંહ પે

પોતે મારેલા હાથી ઉપર જ જીવે છે કોઈએ મારેલાં શબને તે અડકતો પણ નથી એટલુ જ નહિ પણ मदविक्तमुखैः करिभिः वर्तयते તે જેવાતેવા હાથીને મા તો નથી પણ મોટા હાથી ને જ પસંદ કરે છે महान् अन्यत भूतिं न इच्छति–મહાન બીજા પાસેથી ઐશ્વર્ય ઈચ્છતો નથી કારણ ? तेजसा जगत् लघयन् न इच्छति–ને પોતાના પ્રભાવથી જગતને તૃણ જેવુ માને છે

મનુએ કહ્યુ છે કે–साम्ना दानेन भेदेन समस्तैरथवा पृथक् । निर्जेतुं प्रयतेतारीन् न युद्धेन कदाचन । શત્રુને સામ, દાન અને ભેદથી જીતવો જોઈએ યુદ્ધ કોઈ કાળે ન કરવુ જો આપણી માગેલી વસ્તુ યુદ્ધ સિવાય મળી જતી હોય તો પછી નાહક યુદ્ધ શા માટે ? યુધિષ્ઠિર જો એમ કહે કે દુર્યોધન પોતે રાજ્ય આપી દેતો હોય તો યુદ્ધથી શુ ફાયદો ? તો ભીમ કહે છે કે એવુ દાન ક્ષત્રિયને ખપતુ નથી એનો એક દાખલો આપે : કે સિંહ પોતે મારેલા મદઝરતા હાથી ઉપર જ જીવે છે તે હાથી ઉપર તરાપ મારે છે અને વચ્ચે યુદ્ધ થાય છે અને અંતે હાથી પડે છે ત્યારે તે તેને ખાય છે મોટા માણસો દુનિયામાં બીજા કોઈએ આપતુ ઐશ્વર્ય સ્વીકારતા નથી કે ઈચ્છતા પણ નથી

નોંધ

मद०—सिच् નુ ક ભૂ કૃ सिक्त मदेन सिक्तम् (तृ तत्) मदसिक्त मुख येषां ते (बहु०) તે મદથી ભીંજાયેલા મુખવાળા, આ સૂચવે છે કે હાથી જેવા તેવા ન હતા પણ મદમસ્ત હતા

मृगा०—अधिपातीति अधिप । मृगाणां अधिप (ष तत्) સિંહ करिभि–करि હાથી.

वर्तयते–નિર્વાહ ચલાવે છે

स्वय—પોતાનાથી આત્મના

हते –हन् નુ ક ભૂ કૃ हत મરાયેલા

लघयन्—लघु ઉપરથી નામધાતુ लघयति નું વર્ત. કૃદંત પુ. પ્ર. એ. વ. लघयन् ।

इच्छति—इष् નું વર્ત. કા. ( लट् ) ત્રી. પુ. એ. વ.

भूतिम्—भूति = ઉત્કર્ષ–ઐશ્વર્ય.

अन्यतः—બીજા પાસે.

અહી સામાન્યનું વિશેષ વાક્ય દ્વારા સમર્થન થયું છે તેથી **અર્થાન્તરન્યાસ અલંકાર છે.**

(૧૯) અન્વય—अभिमानधनस्य गत्वरैः असुभिः स्थास्नुयशः चिचीषतः अचिरांशुविलासचञ्चला लक्ष्मीः आनुषङ्गिकं फलम् ।

સમજૂતી—ननु लक्ष्मीः आनुषङ्गिकं फलम्–ખરે ! લક્ષ્મી કેવળ ગૌણ ફળ જ છે. એમ કેમ વારૂ ? अचिरांशु विलासचञ्चला लक्ष्मीः—લક્ષ્મી વિદ્યુતના ચમકારા જેવી ચચળ છે. એને માટે વળી લડવું કેવું ? પણ કેવા માણસોની એવી માન્યતા છે ? अभिमानधनस्य–અભિમાન જેનું ધન છે તેવા સ્વમાની માણસો એવું માને છે. ત્યારે તેઓ શા માટે લડે છે ? તેઓ શી આશા રાખે છે ? गत्वरैः असुभिः स्थास्नु यशः चिचीषतः–તેઓ પ્રાણ આપીને પણ યશ માટે લડે છે અને એવો સ્થિર યશ પ્રાપ્ત કરવા ઇચ્છે છે.

યુધિષ્ઠિર કહેશે કે ભાઈ ! હું જે ઇચ્છુ છુ તે કોઈ પણ વિનાશ વગર કે કોઈના પણ જોખમ વગર સહેલાઈથી મળતું હોય તો શું કામ ન લઉં ? એમાં તો મને ચોખ્ખો લાભ છે અને કોઈ નુકસાન નથી. તો ભીમ તે બાબત કહે છે કે હા સાધારણ માણસો તેવું લેખે પણ માની મનુષ્યોને તો લક્ષ્મી એક ગૌણ ફળ છે. ખરી રીતે તેઓ યશને જ ઝંખે છે. હા એ યશની સાથે સાથે લક્ષ્મી આવે તો ઠીક છે નહિ તો કંઈ નહિ. એ એમને મન ફક્ત ગૌણ ફળ જ છે. તેઓ યશ માટે લડે

છે, લક્ષ્મી માટે નહિ  જો તે સાથે કંઈ દુન્યવી લાભ થાય તો તે તેમને મન ફક્ત પ્રાસંગિક અને ગૌણ જ છે

## નોંધ

अभिमानधनस्य—अभि + मन् + घञ् भावे = अभिमान अभिमान धन यस्य स (बहु०) तस्य । અભિમાન (સ્વમાન) જેનુ ધન છે તેના

गत्वरं -અસ્થિર 'गत्वरश्च' એ નિયમ પ્રમાણે गम्ને क्वरप् (वर) લાગીને गत्वर શબ્દ થયો

असुभि —असु-પ્રાણ-પુ બ. વચનમાં વપરાય છે "दाराक्षतलाजासूनां बहुत्वञ्च'

स्थास्नु-સ્થિર तिष्ठतीति । 'ग्लाजिस्थश्चग्स्नु' એ નિયમ પ્રમાણે स्नु પ્રત્યય લાગ્યો

चिचीषत —चेतुमिच्छतीति-चि નુ ઇચ્છાદર્શક રૂપ चिचीषति નુ વર્ત કૃદંત પુ ષ. એ. વ ઇચ્છા રાખના

अचिरांशु०—न चिरम् अचिरम् (नञ् तत्०) अचिर अंशव यस्याः सा (बहु०) अचिरांशु (વિજળી) तस्या विलास. तद्वत् चञ्चला (कर्म) વિજળીના ચમકારા જેવી ચચળ (ક્ષણિક)

ननु—"प्रश्नावधारणानुज्ञानुनयामन्त्रणे ननु इत्यमर ।

लक्ष्मी–લક્ષ્મી फलम्–ફળ

आनुषङ्गिकम्–अनुषङ्गात् आगतम्–ગૌણ

અહી ક્ષણભંગુર જીવનના બદલામા શાશ્વત્ યશ મેળવવાનુ કહ્યુ છે તેથી ન્યૂન સાથે અધિકની અદલાબદલી થઈ એટલે કે સમ અને અસમની અદલાબદલી થઈ તેથી **પરિવૃત્તિ** અલંકાર થયો.

परिवृत्तिर्विनिमयो योऽर्थानां स्यात् समासमे ।–કાવ્યપ્રકાશ ઉપરાંત અહીં अचिरांशुविलास० लक्ष्मी માં ઉપમા પણ છે

સરખાવો—रघु०—१४—अपि स्वदेहात् किमुतेन्द्रियार्थात्, यशोधनाना हि यशो गरीय ।

(૨૦) અન્વય—जन भस्मनां चयम् आस्कन्दति ज्वलित हिरण्यरेतस न । अत मानिन अभिभूतिभयात् असून् सुखम् उज्झन्ति, धाम न (उज्झन्ति)

સમજૂતી—ત્યારે શું જીવન એવી નાની વસ્તુ છે કે એકદમ વેડફી દેવાય ? मानिनः असून् सुखम् उज्झन्ति न धाम—માની પુરુષો પ્રાણ જલદી આપી દે છે પણ માન નહિ એમ શા માટે ? अभिभूतिभयात्—અપમાનના ભયથી પોતાનુ તેજ ગુમાવે તો અપમાન મળે અને માનીઓ તેવું પસદ કરતા નથી તેથી પોતાના તેજ કરતાં પ્રાણ જલદી આપી શકે છે. એમ શા માટે ? અપમાન કેવી રીતે ? जन भस्मनां चयम् आस्कन्दति ज्वलित हिरण्यरेतस न—લોકો રાખના ઢગલાને હલાવે પણ ભડભડતા અગ્નિને નહિ.

ધારો કે કોઈ એમ દલીલ કરે કે જીવતો નર તો ભદ્રા પામે—जीवन्नरो भद्रशतानि पश्येत् એમ ખાલી યશ માટે પ્રાણ શા માટે આપવા ? જીવન બહુ અગત્યનું છે જ્યારે માન એવું અગત્યનું નથી ભીમ તેનો જવાબ આપે છે કે માન (धाम) એટલે કે યશ એ આ દુનિયામાં બહુ મૂલ્યવાન છે. જેમનામાં માન ન હોય તેમનુ લોકો હમેશ અપમાન કરે છે, જ્યારે માનીઓનુ અપમાન જલદી થઈ શક્તુ નથી. લોકો રાખના ઢગલાને જલદી હલાવે પણ બળતા અગ્નિને નહિ કારણ બળતા અગ્નિમાં બાળવાની પ્રચડ શક્તિ છે જ્યારે રાખના ઢગલામાં તે નથી. આથી માનીઓ પ્રાણ જવા દે પણ માન સાચવી રાખે. કારણ અપમાનભરી રીતે જીવવું તે કરતાં માનભેર મરવું વધારે સારૂ. અપકીર્તિ કરતાં મરણ વધારે સારૂ. सम्भावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ।

નોંધ

ज्वलितम्—બળતા. શ્રી રાય અહીં નીચે પ્રમાણે નોંધ આપે છે- ज्वलनुं ह. પુ. ह. પણ नपुंसके भावे ના અર્થમાં.

हिरण्यरेतसम्—हिरण्यं रेतो यस्य सःहिरण्यरेताः (बहु०)—અગ્નિ તમ.

चयम्—ढगलो. વાંચો અમરસાર-૧૭૪

समूहनिवहव्यूहसंदोहनिकरव्रजाः ।

समुदायश्च संघातः समवायश्चयोगण ॥

स्त्रियां तु संहतिर्वृन्द निकुरम्ब कदम्बकम् ॥

आस्कन्दति—आ + स्कन्द् હુમલાવવું વર્ત. કાળ. (लट्) ત્રી. પુ. એ. વ.

भस्मनाम्—भस्मन-ભસ્મ. तेषाम्.

अभिभूतिः—अभिभूतेः भयम् (પંચમી તત્.) तस्मात् અપમાનનો ભય.

अत: તેથી. सुखम्-સુખ.

उज्झन्ति—उज्झ् છોડી દેવું. વર્ત. કા. (लट्) ત્રી. પુ. બ. વ.

धाम— धामन्-તેજ.

मानिनः मन + घञ भावे = मानः स अस्ति येषाम् इति

અહીં પછીના સામાન્ય વાક્યનું પહેલા વિશેષ વાક્ય દ્વારા સમર્થન થયું છે તેથી અર્થાન્તરન્યાસ અલંકાર છે.

(२१) અન્વય—मृगाधिपः फलं अपेक्ष्य घनतः पयोधरान् प्रार्थयते किं सा महीयसः प्रकृतिः खलु, यया अन्यसमुन्नति न सहते ।

સમજૂતી—सा खलु महीयसः प्रकृतिः —તે ખરેખર મોટા માણસોનો સ્વભાવ હોય છે. કેવો ? यया अन्य समुन्नति न सहते—જેને લીધે

બીજાની ઉન્નતિ તે સહી શકતો નથી. એ કેવી રીતે ? मृगाधिपः किं फलं अपेक्ष्य घनतः पयोधरान् प्रार्थयते ? સિંહના માથા ઉપર વાદળ ગરજતાં હોય તો સિંહ સામી ત્રાડ પાડે છે. શા માટે ? એને કંઈ લાભ છે ? ના. કેવળ તે મેઘગર્જનસહી નથી શકતો તેથી તેનો સામનો કરે છે. એ એનો સ્વભાવ છે.

યુધિષ્ઠિર કહેશે પણ વિનાકારણ શા માટે કોઈ ઉપર હુમલો કરવો ? ભીમ તેનો રોકડો જવાબ આપે છે કે એ તો મોટાઓની પ્રકૃતિ જ છે કે તેઓ બીજાની ઉન્નતિ સહન કરી શકતા નથી. એમાં વળી દલીલ કરવાની શું જરૂર રહે છે ? સિંહ પોતે માથા ઉપર વાદળનું ગર્જન નથી સહી શકતો તેથી સામે પડકાર કરે છે. એ એનો સ્વભાવ છે કે કોઈ શક્તિશાળી સામે પડકાર કરવો. તમે પણ મહાન છો. દુર્યોધન તમારી સામે ઊગે છે. તેનો તમારે સામનો કરવો જ જોઇએ. તમારી એ પ્રકૃતિ છે. માટે તમે સામનો કરો. મોટાઓને તો જીત મેળવવાનો સ્વભાવ જ હોય.

## નોંધ

किम् –फलम् अपेक्ष्य प्रार्थयते किम् –ફળની અપેક્ષાથી સામનો કરે છે શું ? આમ અહીં काकु છે. અર્થાત્ તે ફળની અપેક્ષા વગર સામનો કરે છે એ ભાવ આ ' કાકુ ' પાછળ છે. અથવા તો किं फलम् अपेक्ष्य-શું ફળની અપેક્ષા...એમ સીધી રીતે ' કાકુ ' વગર પણ લેવાય.

अपेक्ष्य—अप् +ईक्ष् નું સં. ભૂ. કૃ. અપેક્ષા રાખીને. અહીં अपेक्ष्य પાઠફેર છે.

पयोधरान् ०–धरन्ति इति धराः । पयसां धराः पयोधराः ( ष. तत्. ) વાદળાં तान् ।

घनतः —ગાજતાં. घन् નું વર્ત. કૃ પુ. દ્વિ બ. વ. पयोधरान् નું વિશેષણ

प्रार्थयते—प्र+अर्थ (१० गण) वर्त काળ (लट्) त्री. पु ए व. સામનો કરે છે પડકાર કરે છે

मृगाधिप —સિંહ प्रकृति —સ્વભાવ

महीयस -महत् नु અધિમતા દર્શક રૂપ महीयस् नु पु व. એ વ. મોટા માણસનો

सहते-सह्—नु वर्त काળ (लट्) त्री. पु એ. व.

अन्य०—अन्येषां समुन्नति (प त्त् ) ताम् ।

यया—જેનાથી (સહન ન કરી શકવાથી) અહીં પણ પછીના સામાન્યનુ વિશિષ્ટ વાક્ય દ્વારા સમર્થન થયુ છે તેથી અર્થાન્તરન્યાસ અલંકાર છે

સરખાવો—ह च ६—

न तेजस्तेजस्वी प्रसृतमपरेषां विषहते
स तस्य स्वो भाव प्रकृतिनियतत्वादकृतकः ।
मयूखैरश्रान्त तपति यदि देवो दिनकर
किमाग्नेया ग्रावा निकृत इव तेजांसि वमति ॥

शिशु० १५—परवृद्धिमत्सरी मनो हि मानिनाम् ।

शिशु० ४—नान्यस्य गन्धमपि मानभृता सहन्त ।

(२२) अन्व०—हे नृप, त्वं प्रमादत्वं तमः निर्धूय विक्रमे एव मतिं कुरु । विद्विषां विपत्तयः त्वदनुपाहृहृता (सन्ति) । एतत् ध्रुवम् अवेहि ।

સમજુતી-हे नृप ! विक्रमे मतिं कुरु । ઓ રાજા ! લડવા માટેજ વિચાર કરો કેવી રીતે ? प्रमादज तम निर्धूय कुरु—સાફ કરો પણ તમે પ્રમાદમાં પડયા છો એ પ્રમાદનો અંધકાર કાઢી નાખીને જાગો અને સાચી વસ્તુસ્થિતિનો વિચાર કરી લડવા વિચાર કરો एतत् ध्रुवम्

अवेहि-એ ચોક્કસ જાણો. શું ! विद्विषां विपत्तयः त्वदनुत्साहहताः — શત્રુઓની વિપત્તિ તમારા અનુત્સાહને લીધે જ નાશ પામી છે.

હવે ભીમસેન સ્પષ્ટ કહે છે કે હે રાજા ! હવે તમારો આ પ્રમાદ છોડો અને વિચારો કે, તમે ઉત્સાહ વગરના છો તેથી જ શત્રુઓની વિપત્તિ શમી ગઈ છે. જો તમે ઉદ્યમ કરશો તો સઘળી વિપત્તિ શત્રુઓને ઘેરી વળશે. શત્રુઓ તેમના પરાક્રમને લીધે આપત્તિ દૂર રાખી શકતા નથી પણ તમારા નિરુત્સાહને લીધે તેમની આપત્તિ દૂર રહે છે. માટે આ સાચી વસ્તુસ્થિતિ વિચારી તમારો પ્રમાદ છોડીને જરા જાગો અને લડાઈનો આશ્રય લ્યો. તમારૂં પરાક્રમ નિષ્ફળ જવાનુ નથી જ કારણ કેવળ તમારા નિરુત્સાહથી જ શત્રુઓ ઉપર વિપત્તિનાં વાદળ ઘેરાઈ આવતાં નથી.

## નોંધ

कुरु-कृ નું આજ્ઞાર્થ ( लोट् ) બી. પુ એ. વ. કરો.

तन्मतिम्-તે (માટે) નો વિચાર.

विक्रमे-वि+क्रम् +घञ् भावे = विक्रम = પરાક્રમ.

नृप-नॄन् पातीति नृप

निर्धूय-निर् +धू નું સં. ભૂ. કૃ. છોડીને. ત્યજીને.

प्रमादजम् —" प्रमादोऽनवधानता " इत्यमरः । प्रमादात् जातम् प्रमादजम् ।

ध्रुवम् —ચોક્કસ. एतत् —આ

अवेहि-अव+इ નુ આજ્ઞાર્થ ( लोट् ) બી. પુ. એ. વ જાણો. अव+इ ના ઉપયોગ માટે વ.ચો રઘુ•૧૪-अवैमि चैनां अनघेति किन्तु लोकापवादो बलवान् मतो मे ।

विद्विषाम् —શત્રુઓની.

विद०—न उत्साहः अनुत्साहः (नञ् तत्.) तव अनुत्साहः (ष तत्.) त्वदनुत्साहेन हताः—તમારા અનુત્સાહથી નાશ પામેલી.

विपत्तयः —આપત્તિઓ.

(२३) અન્વય—द्विषतां कः दिग्विभावितान् चतुरः द्विरदान् इव, (तथा चतुरः) तोयनिधीन् इव रणे आयतः शतमन्युतेजसः तव अनुजान् प्रसहेत ।

द्विषतां तव अनुजान् कः प्रसहेत ?—આ શત્રુઓમાંથી તમારા નાના ભાઈઓને કોણ પહોંચી શકે એમ છે ? ભાઈઓ કંઈ જેવા તેવા છે ? दिग्विभावितान् द्विरदान् इव अनुजान्—તમારા ભાઈઓ દિશાઓમાં પ્રખ્યાત દિગ્ગજો જેવા છે. એકલા કદમાં જ અપ્રતીમ છે એવું નથી.

शतमन्युतेजसः—તે ઇન્દ્ર જેવા પરાક્રમવાળા છે, ઉપરાંત ? आयतः चतुरः तोयनिधिन् इव—તે આગળ ધસતા ચાર સમુદ્ર જેવા છે—કોઇથી રોકી ન શકાય તેવા.

જો તમે કહેતા હો કે ભીષ્મ અને કર્ણ આગળ તેમનું શું ગજુ તો તે દલીલ ખોટી છે. તમારા ચાર ભાઈઓમાં દિગ્ગજો જેવું બળ છે. તમારા ચાર ભાઈઓનાં પરાક્રમ સ્વયં ઇન્દ્રનાં પરાક્રમ જેવાં છે. એ લોકો ચાર સાગર જેવા છે. જો ધસે તો તેમને સમુદ્રની માફક કોઈ આગળ વધતા રોકી શકે નહિ. યુદ્ધમાં તમારા ભાઈઓ અજેય છે. તમારે એ બાબત શંકા રાખવી નહિ કે તમે યુદ્ધમાં હારી જશો.

## નોંધ

द्विरदान्—द्वौ रदौ येषां ते (बहु०) હાથી. ચાર દિશાના ચાર દિગ્પાળ એવા ચાર દિગ્ગજ છે.

दिग्विभावितान्—दिक्षु विभाविताः—દિશાઓમાં પ્રખ્યાત.

चतुरः—ચાર. આને द्विरदान्, अनुजान् અને तोयनिधिन् ના વિશેષણ તરીકે લઈ શકાય.

तोयनिधिन् –तोयानां (ष. तत्) तान्–સમુદ્ર

आयतः —आ+इ નું વર્ત. કૃ. आयत् નું પુ. દ્વિ. બ. વ. આ વિશેષણ પણ द्विरदान्, अनुजान्, અને तोयनिधिन् ને લાગે અથવા તો तोयनिधिन् અને अनुजान् ને એકલાને પણ લાગે

प्रसहेत-प्र+सह् નું વિધ્યર્થ (विधिलिङ्) ત્રી. પુ. એ. વચન સહન કરે.

अनुजान् —अनु पश्चात् जाता इति अनुजाः तान् નાના ભાઈઓ.

द्विषताम् –શત્રુઓમાંના.

१/-२ शतमन्यु॰ —मन्यु એટલે યજ્ઞ વાચી અમરસાર ४५४–मन्युर्दैन्ये क्रतौ क्रुधि । ઈન્દ્રે સો અશ્વમેધ યજ્ઞ કર્યા હતા તેથી તે शतक्रतु, शतमन्यु કહેવાય છે शत मन्यवः यस्य स (बहु) शतमन्युः । शतमन्योः तेजः शतमन्युतेजः (ष. तत) शतमन्युतेजः इव तेजः येषाम् इति शतमन्युतेजसः –ઈન્દ્ર જેવા પરાક્રમવાળા "सप्तम्युपमानपूर्वस्य उत्तरपदलोपो वक्तव्यः ।" એ નિયમ પ્રમાણે સમાસ થયો.

અહીં ચાર ભાઈઓને ચાર દિગ્ગજો અને ચાર સમુદ્ર સાથે સરખાવ્યા છે અને તેમના પરાક્રમને ઈન્દ્રના પરાક્રમ સાથે સરખાવ્યું છે તેથી આ શ્લોકમાં ઉપમા છે.

(२४) અન્વય—तव चेतसि सतत ज्वलत वैरिकृतस्य जातवेदस. शिवेतरा रिपुनारीनयनाम्बुसततिः शम विदधातु ।

रिपुनारीनयनाम्बुसन्तति जातवेदस. शमं विदधातु–તમારા શત્રુની સ્ત્રીઓનાં આંસુથી અગ્નિ શાંત થાઓ કેવાં આંસુ? રોકના કે હર્ષનાં? शिवेतरा—અમગળ અર્થાત્ અશુભ માટેનાં આંસુ કયો અગ્નિ? तव चेतसि सततं ज्वलत. जातवेदस—તમારા ચિત્તમાં હંમેશ બળતો અગ્નિ

શાંત થાઓ પણ કોણે પ્રગટાવેલો ?–वैरिकृतस्य–શત્રુઓએ તેમનાં ખરાબ કામને લીધે પ્રગટાવેલો

ભીમની ઉક્તિનો આ છેલ્લો શ્લોક છે હવે તે છેલ્લે આશીર્વાદ આપે છે કે તમે તમારા શત્રુઓ ઉપર છત મેળવો અર્થાત્ આ આશીર્વાદ દ્વારા ભીમ સૂચવે છે કે તમે ભીમની સલાહ માનો અને જુઓ કે શું પરિણામ આવે છે

નોંધ

ज्वलत —ज्वल् નું વર્ત કૃ૦ત પુ ષ એ. વ. બળતો

तव–તમારા '

जात०—અગ્નિતુ અગ્નિના પર્યાય શબ્દો માટે વાંચો–અમરસાર–૨૧–૨૨–

अग्निर्वैश्वानरो वह्निः कृशानु पावकोऽनल ।
रोहिताश्वो वायुसखो हुतभुग्दहन शिखी ॥
तनूनपाज्जातवेदा ज्वलनो हव्यवाहन ।

सततम्—સતત सम् + तन् નુ કે ભૂ. કૃ૦ત પણ અર્થ કર્તરિ બીજુ રૂપ सततम् થાય "समो वा तत हितयो'' પ્રમાણે જ્યારે પછીથી तत કે हित આવે ત્યારે सम् ના म् નો વિકલ્પે લોપ થાય

वैरि०—वैरिभि कृतस्य ( तृ तत् ) શત્રુઓએ પ્રગટાવેલો. (શબ્દશ કરેલો)

विदधातु—वि + धा નુ આજ્ઞાર્થ ( लोट् ) ત્રી પુ એ વ કરો

शमम्—પ્રશમન શાંત

शिवेतरा०—शिवात् इतरा ( ष तत्० ) મગળ નહિ તેવી. અમગળ.

रिपु०—रिपुणां नाय (ष तत्०) रिपुनारीणा नयनानि (ष तत्०) रिपु

नारीनयनानाम् अम्बूनि (ष. तत्०) तेषां संततिः (ष. तत्०) શત્રુઓની સ્ત્રીઓની આંખના આંસુની ધારા.

અહીં ક્રોધના ક્ષેત્રને અવગણીને અગ્નિને મુખ્ય રાખ્યો છે. આમ અહીં પ્રકૃત વસ્તુનું (ઉપમેયનું) બીજાથી (ઉપમાનથી) અધ્યવસાન થયું ઉપમેય ક્રોધ અનેઉપમાન जातवेदस् વચ્ચે અભેદ બતાવ્યો છે. તેથી **અતિશયોક્તિ અલંકાર** થયો તેમાં પણ ક્રોધ અને जातवेदस् બે જુદા છે છતાં તે બે વચ્ચે અભેદ ગણ્યો તેથી भेदेऽप्यभेदः એ પ્રકારની અતિશયોક્તિ થઈ. આથી તે પાણીથી ઠંડો થાય એ ઉક્તિ શક્ય બને છે. જેમ અગ્નિને પાણીથી શાંત પાડી શકાય તેમ ક્રોધને પણ શત્રુઓની સ્ત્રીઓની આંખનાં આંસુની ધારાથી શાંત પાડી શકાય.

निगीर्याध्यवसानं तु प्रकृतस्य परेण यत् । અહીં ज, ज અને द નો અનુપ્રાસ પણ છે.

(૨૫) અ-૧૫—इति दर्शितविक्रियम् कोपपरीतमानस मरुतः सुतम् महीपतिः दुष्टम् द्विरदम् इव उपसान्त्वयितुम् उपचक्रमे ।

સમજૂતી—महीपतिः मरुतः सुतम् उपसान्त्वयितुम् उपचक्रमे—રાજાએ ભીમને શાંત કરવા માંડયો. ભીમસેન કેવો હતો ?–कोपपरीतमानसम् इति दर्शितविक्रियम् मरुतः सुतम्–જે કોપાયમાન થઈ ગયો હતો અને તેથી જેણે પોતાના મનની વિકૃતિ આ રીતે (બોલીને) બતાવી છે–તેવા ભીમસેનને યુધિષ્ઠિરે શાંત કરવા માંડયો. કોની માફક ? दुष्ट द्विरदम् इव–દુષ્ટ હાથીની માફક.

## નોંધ

इति—આમ. अनेन प्रकारेण–(આ રીતે બોલીને જેણે વિકાર બતાવ્યો છે તેવો.)

दर्शितविक्रियम्—दर्शिता विक्रिया येन सः तम् (बहु०) જેણે વિક્રિયા બતાવી છે એવો વાણી બોલીને. એ વાણીરૂપે જેણે વિક્રિયા બતાવી છે

| गिरां विस्तरे | आदर्शे |
| --- | --- |
| (१) अपवर्जित० ખોટી દલીલો વગરની. | (१) अपवर्जितविप्लवे ધૂળ વગરનો |
| (२) शुचौ સહેલી | (२) शुचौ ચોખ્ખો |
| (३) हृदयग्राहिणि હૃદયને ખુશ કરનારી. | (३) हृदयग्राहिणि પોતાના પ્રતિબિંબથી જોનારના હૃદયને ખુશ કરનારી |
| (४) मङ्गलास्पदे હિતકારક હોવાથી મંગળ | (४) मङ्गलास्पदे શુભ-કારણ સવારમાં ઊઠીને દર્પણમાં જોવું તે શુભ ગણાય છે |

જેમ દર્પણમાં ચોખ્ખું પ્રતિબિંબ દેખાય તેમ તારી ઉક્તિમાં પણ તારી ચોખ્ખી બુદ્ધિ દેખાય છે આમ અહીં ઉપમા છે

નોંધ

अपवर्जित०—अप+वृज् (१० मो गण) નું કર્મ ભૂ કૃ अपवर्जित अपवर्जित विप्लव यस्य (बहु०) तस्मिन् જેમાંથી (१) ખોટી દલીલ (२) કચરો-જતો રહ્યો છે તે વાંચો मलिन०-विप्लव मलसङ्कम ।

शुचौ—शुचि-ચોખ્ખો બે અર્થ—(१) સહેલો (२) ચોખ્ખો.

हृदय० -हृदय साधु गृह्णातीति આના પણ બે અર્થ થાય તે ઉપરની સમજૂતીમાં જોવા

मङ्गलास्पदे—मङ्गलस्य आस्पदम् (ष तत्) तस्मिन् । શુભ (મંગળ) નું રહેઠાણ आस्पदं प्रतिष्ठायाम् । ભવભૂતિ પણ વાણીને 'શુભ' ની માતા કહે છે વાંચો—उ च

कामान् दुग्धे विप्रकर्षत्यलक्ष्मीं कीर्तिं सूते दुष्कृतं या हिनस्ति ।
तां चाप्येतां मातरमङ्गलानां धेनुं धीरा सूनृतां वाचमाहुः ॥

કહ્યું છે કે સવારમાં ઊઠીને દર્પણમાં જોવું તે શુભ છે. रोचनं चन्दनं हेम मृदङ्गं दर्पण मणिम् । गुरुन् अग्निं तथा सूर्यं प्रातः पश्येद् सदा बुधः

विमला—विगतं मलम् अस्या इति विमला કે विगतमला (बहु) प्रादिभ्यो धातुजस्य बहुव्रीहिर्वा चोत्तरपदलोपः । એ નિયમ પ્રમાણે સમાસ થયો. (ઉપરના નિયમ માટે આગળ આવી ગયું છે.)

विस्तरे—વિસ્તાર

गिरम्—વાણીનો.

आदर्शे—आ सम्यक् दृश्यते अस्मिन् इति आ + दृश् + घञ् = आदर्शः तस्मिन्

अभिदृश्यते—अभि + दृश नुं કર્મણિ વર્ત. કાળ (लट्) ત્રી. પુ. એ. વચન.

(૨૭) અન્વય—पदैः स्फुटता न अपाकृता । अर्थगौरवम् च न स्वीकृतम् इति न । गिराम् पृथगर्थता रचिता । क्वचित् च सामर्थ्यं न अपोहितम् ।

નોંધ–[આ અને પછીનો શ્લોક સાથે લેવાના છે. તેથી સમજુતી ભેગી આપી છે.

સમજૂતી—(શ્લો. ૨૭–૨૮) कः इद प्रसभ वक्तुमुपक्रमेत–આવું ભારપૂર્વક કોણ બોલે? અર્થાત તારા સિવાય કોઈ આવું ન બોલે. એમ શા માટે? ભીમ એવો તે કેવો હતો?–अनीदृगाशयः कः इदृश वक्तु उपक्रमेत–જેનું મંતવ્ય આવું ન હોય તેવો કોણ આવું બોલી શકે? અર્થાત તું કહે છે તેવુ જ તને પ્રમાણિકપણે લાગે છે, એવી પ્રમાણિકતા વગર કોઈ આવું બોલી ન શકે. એ ઉક્ત એવી તો કેવી વખાણવા જેવી છે?–(૧) पदैः स्फुटता न अपाकृता–શબ્દોના અર્થ ચોખ્ખા છે. તારી ઉક્તિનો એક પણ શબ્દ દ્વિઅર્થી નથી. ત્યારે અર્થ કેવો છે? (૨) अर्थगौरवम् न स्वीकृतम् न અર્થગૌરવ નથી એમ નથી.

તેવો ભીમસેન वागारम्भणात्मक विकार —વચિા છાંદોગ્ય ઉપ૦-वाचारम्भण विकारो नामधेय मृत्तिकेत्येव सत्यम् । કોપને લીધે ભીમસેનના મનમાં વિકાર ઉદ્દભવ્યો અને તે વાણીરૂપે પ્રગટ થયો.

सुतम्—પુત્રને

मरुत—પવનના 'मरुतो पवनामरो'

कोपपरीत०—कोपेन परीत मानस यस्य स (બહુ૦) જેનું મન કોપથી ઘેરાઈ ગયું હતું તેવા

उपसान्त्व०—उप + सान्त्व નું હેત્વર્થ કૃદંત. શાંત પાડવા.

महीपति —पातीति पति, महया पति महीपति । (ષ તત્૦) રાજા. द्विरदम्—(૨૩મા શ્લોકમાં જુઓ.)

दुष्टम्—દુષ્ટ

उपचक्रमे—उप + क्रम्‌નું પરોક્ષ ભૂ કાળ (लिट्) ત્રી. પુ એ. વ.—શરૂઆત કરી.

ભવિષ્યમા કોઈ ખાસ કામમાં હાથીની જરૂર પડે એમ સમજીને જેમ કોઈ રાજા જગતી હાથીને પણ કેળવે છે અને છોડી દેતો નથી તેમ કાબૂમાં ન રાખી શકાય તેવા માણસને પણ ને રાજા છોડી ન દેતાં તે ભવિષ્યમાં ખાસ કામ લાગશે એમ વિચારી તેને ધીમે ધીમે સમજાવે છે ભીમસેન પ આવો કાબૂમ ન રહી શકે તેવો હતો તેને છોડી દેવો હિતાવહ નહોતું તેથી દુષ્ટ હાથીને જેમ ધીમે ધીમે કેળવે તેમ ભીમને પણ તેણે ધીમે ધીમે સમજાવવા માંડયો આમ અહીં ઉપમા છે

कोप० અને दर्शित०—એ બે વિશેષણો. દુષ્ટ હાથીને પણ લાગુ પડે. દુષ્ટ હાથી મદરૂપે વિકાર પ્રગટ કરે છે વચિા मल्लि०—राज्ञा माव्युपकार विशेषापेक्षया कथचित् अवश्यो जन शनै द्विरदवत् वशीकरणीयो न त्याज्य इति भाव"

(૨૬) અન્વય—अपवर्जितविप्लवे, शुचौ, हृदयग्राहिणि मङ्गलास्पदे तव गिरां विस्तरे (तव) विमला मतिः आदर्शे इव अभिदृश्यते ।

સમજૂતી—तव गिरां विस्तरे मतिः: विमला अभिदृश्यते—તારી લાંબી ઉક્તિમાં શુદ્ધ મતિ સ્પષ્ટ દેખાય છે. કોની માફક ?–आदर्शे इव–જેમ દર્પણમાં ચોખ્ખું દેખાય તેમ તારી વાણીમાં પણ તારી ચોખ્ખી મતિ દેખાય છે-કેની રીતે ? (૧) आदर्शे इव शुचौ विस्तरे–જેમ ચોખ્ખા દર્પણમાં દેખાય તેમ તારી સ્પષ્ટ વાણીમાં તારૂં ચોખ્ખું મન દેખાય છે (૨) आदर्शे इव अपवर्जितविप्लवे विस्तरे–જેમ કચરા વગરના દર્પણમાં તેમ અજાણ્યા વિચારો વગરની તારી વાણીમાં તારી શુદ્ધ મતિ દેખાય છે. (૩) हृदयग्राहिणि मङ्गलास्पदे विस्तरे–જેમ આદર્શમાં પડતું પ્રતિબિમ્બ મનને ખુશ કરે અને જેમ તે શુભ ગણાય છે તેમ તારી વાણીમાં મૂર્ત થતી તારી બુદ્ધિ મનને ખુશ કરનારી છે અને હિતાવહ છે.

યુધિષ્ઠિર ભીમથી તદ્દન વિરુદ્ધ મત ધરાવે છે. પોતાનો મત સાચો છે એમ તે ભીમસેનને પ્રતીતિ કરાવવા માગે છે. પણ તે જાણે છે કે ભીમસેન કાબૂમાં રહે અને સહેલાઈથી માની જાય તેવો નથી. તે એને છોડી પણ ન દઈ શકે કારણ તેની ભવિષ્યમાં યુધિષ્ઠિરને ખાસ જરૂર પડવાની છે. આથી જેમ દુષ્ટ હાથીને ગજા છોડતો નથી પણ ભવિષ્યમાં કામ લાગશે એ વિચારે તે એને કેળવે છે તેમ યુધિષ્ઠિર પણ ભીમસેનને ધીમે ધીમે પોતાની વાત સમજાવવા માંડી. આ માટે તે એકદમ કહેતા નથી કે તારી ભૂલ થાય છે. પણ તે ધીમે ધીમે વાત પ્રગટ કરે છે. આ માટે ભીમને વિશ્વાસમાં લેવા તે પોતે પહેલાં ભીમની ઉક્તિનાં વખાણ કરે છે. મતાંતર થાય તો કોઈને ન જ ગમે તેથી યુધિષ્ઠિર અહીં પહેલાં મીઠું બોલે છે અહીં તે ભીમની ઉક્તિને એક દર્પણ સાથે સરખાવે છે. તેથી ઉપમા છે. વિશેષણો ઉપમેય અને ઉપમાન બંનેને લાગુ પડે છે. આમ સરખામણી નીચે પ્રમાણે છે—

શબ્દો સ્પષ્ટ છે છતા તેમાં ઊંડો અર્થ છે. એ ભાગ્યે જ સાંપડે છે. (૩) गिरां पृथगर्थता रचिता–દરેક વાક્યનો પોતાનો અર્થ છે જ. અર્થાત પુનરુક્તિ ક્યાંય પણ થઈ નથી ત્યારે તો બધાં વાક્યો સબંધ વગરનાં જ હોવાં જોઈએ ના એમ નથી. क्वचित् सामर्थ्यं न अपोहितम्–ક્યાંય પણ અસંબદ્ધતા નથી. આખી ઉક્તિમાં એક પ્રકારનો દલીલનો મૂળગ સંબંધ છે (૪) उपपत्ति बलात् उदाहृता– દલીલ બુદ્ધિમત્તાપૂર્વક રજૂ કરવામાં આવી છે. એવી પોતે પોતાની બુદ્ધિશક્તિથી રજૂ કરેલી દલીલોમાં તો ભૂલ હોઈ પણ શકે. (૫) आगम अनुमानेन न क्षता–પણ તારી દલીલો એવી છે કે જેમાં અનુમાન અને શાસ્ત્રનો વિરોધ નથી

આમ આ બંને શ્લોકોમાં યુધિષ્ઠિર ભીમની ઉક્તિનાં વખાણ કરે છે. ભારવિ પોતે પણ કોઈ ઉક્તિ કેવી હોવી જોઈએ તે માટે પોતાના વિચારો અહીં રજૂ કરે છે. ભારવિ પોતે ખાસ–અર્થગૌરવ માટે પ્રખ્યાત છે એનો અહીં કવિ પોતે ઈશારો કરે છે —

નોંધ

स्फुटता—સ્પષ્ટતા, વિશદર્થતા સુસ્પષ્ટ અર્થ

पदै—શબ્દ મલ્લિ. "सुप्तिङन्तशब्दैः" એમ સમજાવે છે (વ્યાકરણના પ્રત્યયો સહિત શબ્દો)

अपाकृता—अप + आ + कृ નું ક. ભૂ. કૃ છોડયુ ન–મ–બે 'નકાર' 'હકાર' બતાવે છે. વાંચો મલ્લિનાથ–वैशद्यप्रख्यार्थगौरवाभाव निवर्तनार्थं स्वीकृतम्—अस्व स्व कृतमिति स्वीकृतम्

अर्थगौरवम्—गुरु–ભારે तस्य भाव इति गौरवम् अर्थस्य गौरवम् (ष. तत्०)

पृथगर्थता—पृथग् अर्थः इति पृथगर्थं, तस्य भावः पृथगर्थता જુદો અર્થ. અર્થાત્ તેમાં કોઈ પુનરુક્તિ ન હતી.

– गिराम्—ઉપરનો શ્લોક જુઓ.

सामर्थ्यम्—(પરસ્પર) સંબંધ અહીં મલ્લિનાથ अन्योन्य साकांक्षत्वम् તરીકે લે છે. કોઈ પણ ઉક્તિમાં દરેક શબ્દો આકાંક્ષા, સંનિધિ અને યોગ્યતાથી સંકળાયેલા હોવા જોઈએ. અર્થાત્ શબ્દો સંબંધ વગર ન બોલાયેલા હોવા જોઈએ. અહીં અન્યોન્ય આકાંક્ષાથી શબ્દો સુસંકલિત છે એમ તેમના મત પ્રમાણે અર્થ થાય. શ્રી રાય જરા જુદી રીતની આકાંક્ષા લે છે. મલ્લિનાથે જે સમજાવ્યું તે તો વાક્યના શબ્દો માટે છે. પણ શ્રી રાય એમ સમજાવે છે કે દરેક વાક્યનો જુદો અર્થ હતો એટલે એમ નહિ કે વાક્યો પરસ્પર સુસંબદ્ધ નહોતાં. વિષય એક હતો એટલે વાક્યો સુસંકલિત જ હતાં. પણ સામર્થ્ય એટલે જોરદાર શૈલી એમ લઈએ તો પણ અર્થ વધારે સરસ લાગે છે.

अपोहितम्—अप + ऊह નુ કે ભૂ. કૃ—ભોગ આપવામાં આવ્યો. વાંચો શાકુ०-स हि विघ्नानपोहति; ઉ. ચ. सुखैः दुःखानपोहति ।

क्वचित्—ક્યાંય.

અહીં ભીમની ઉક્તિના નીચેના ગુણ ગણાવ્યા છે. (૧) શબ્દોની વિશદતા (૨) અર્થગૌરવ (૩) સુસ્પષ્ટતા (૪) પરસ્પર સંબંધ અથવા વેગ.

(૨૮) અન્વય—बलात् उपपत्तिः उदाहृता, अनुमानेन च आगमः न क्षतः, इदृक् इदम् अनीदृशाशयः कः प्रसभम् वक्तुं उपक्रमेत् ।

સમજૂતી આગળ આવી ગઈ.

## નોંધ

उपपत्ति —દલીલ.

उदाहृता—उद् + आ + हृ નુ ક. ભૂ. કૃ उदाहृत નુ સ્ત્રીલિંગ उदाहृता

बलात्—બુદ્ધિબળથી. પોતાની બુદ્ધિથી દલીલો રજૂ થઈ છે.

अनुमानेन—અનુમાન પ્રત્યક્ષ અનુમાન, ઉપમાન અને શબ્દ—એમ ચાર પ્રમાણ છે શબ્દ પ્રમાણને જ અનુસરવુ જોઈએ બીને જે અનુમાન યુક્ત મત કહ્યો તેમાં પણ તેનુ અનુમાન રાજ્યનીતિના સિદ્ધાંત વિરુદ્ધ એટલે કે શબ્દ પ્રમાણ વિરુદ્ધ નથી એમ યુધિષ્ઠિર કહે છે

आगम—શાસ્ત્ર. आ सम्यक् गम्यते अनेन इति आगम "आगम शास्त्र आगतौ" इति मेदिनी ।—

क्षत—ક્ષણ્ (આઠમો ગણ)નુ ક. ભૂ. કૃ. પુ પ્ર. એ. વ. ખંડિત થયો નથી.

इदम्—(ભીમ બોલ્યો તો)

ईदृक्—इदमिव पश्यन्ति जना एतत् तदेतत इदमित्र दृश्यमानम् इदमिव आत्मानं पश्यति इति ईदृक्—આવુ.

अनी०—न ईदृक् अनीदृक् (नञ् तत्०) अनीदृक् आशय यस्य स (बहु) જેનો આવો આશય નથી તે

प्रश्रमम्—"प्रणता सभा विचार अस्मात् इति प्रश्रमम्-तत् यथा तथा"—(ગદ્ય)—ભારપૂર્વક.

वक्तुम्—બોલવા

उपक्रमेत—उप + क्रम् नु विध्यर्थ (विधि लिङ्) ત્રી. પુ. એ. વ. શરૂઆત કરે "प्रोपाभ्याम समर्थाभ्याम्" [ જ્યારે क्रम् પહેલાં प्र અને उप આવે અને 'શરૂ કરવુ' એવો અર્થ થતો હોય ત્યારે તે આત્મનેપદ હોય.

ભીમની ઉક્તિ એવી તો ઊંચી અધરી છે કે જે બીજો કોઈ બોલી ન શકે " શબ્દો સાદા છે. स्फुटता न पदं . ઈ આથી એમ માનીએ કે ત્યારે અર્થ પણ ઠીક સાધારણ સાદો જ હશે પણ અહીં તો એમ નથી <u>આ શબ્દો સાદા છે છતાં અર્થની ગહનતા છે એ જ ભીમની</u> ઉક્તિની ખુબી છે, न च न स्वीकृतमर्थगौरवम्—બીજુ દરેક વાક્યનો

જુદો પોતાનો જ અર્થ છે. गिरां पृथग० ત્યારે તો બધાં વાક્યો છૂટાં છૂટાં સંબંધ વગરનાં હશે. પણ ના. અહીં તેમ નથી. આ દરેક વાક્યનો ભલે સ્વતન્ત્ર અર્થ રહ્યો પણ એ કંઈ અસંબદ્ધ નથી. બધાં એક જ વિષયને લગતાં હોઈ સુસંકલિત છે. અર્થાત્ તેમાં ભાવની અને વિચારની એકતા છે. न च सामर्थ्य० ત્રીજુ ભીમે:જે દલીલો કરી છે તે પોતાની જ બુદ્ધિશક્તિને આભારી છે. बलात् उपपत्तिः ..ઈ. ત્યારે તો જરૂર ભીમની ઉક્તિ નીતિશાસ્ત્ર વિરુદ્ધ હાવી જોઈએ પણ તેમ નથી. ભીમની દલીલો ભલે અનુમાનગમ્ય છે तथापि તે નીતિશાસ્ત્રની વિરુદ્ધ જતી નથી. अनुमानेन न चागमः क्षतः ।

આ રીતે જોવાથી આવી સુંદર ઉક્તિ કેમ કોઈ બીજું બોલી ન શકે એ સમજાઈ જાય છે.

આ બે શ્લોકમાં કોઈ પણ ઉક્તિ કેવી હોવી જોઈએ એ બાબત ભારવિ પોતાનો મત રજૂ કરે છે. તે નીચે મુજબ છે. (૧) શબ્દોની વિશદતા. (૨) અર્થની ગહનતા (૩) સુસ્પષ્ટતા (૪) પરસ્પર સંબંધ અથવા વેગ (૫) બુદ્ધિબળ પૂર્વકની દલીલો (૬) શાસ્ત્ર સાથે વિરોધ ન હોવો જોઈએ.

અહીં ભારવિ પોતાની શૈલી અને પોતાની ચર્ચાઓ પણ આવી જ છે એમ સૂચન કરે છે.

(૨૯) અન્વય—तथापि मे हृदयम् अवितृप्ततया निर्णयम् एव धावति । विधेयेषु विशेषसम्पदः सुखम् अवसाययितुम् क्षमाः न (भवन्ति)

સમજૂતી—तथापि मे हृदयम् अवितृप्ततया निर्णयम् एव धावति– આવી સુંદર ઉક્તિ હોવા છતાં પણ તેને હજી સંતોષ થયો નથી. તેથી તેનુ મન નિર્ણય કરવા તરફ વળે છે. એમ કેમ વારૂ ? विधेयेषु विशेषसम्पदः सुखं अवसाययितु न क्षमाः–કરવા યોગ્ય કામોમાં જે વિશિષ્ટ વિગતો છે તે જ સહેલાઈથી સમજી શકાતી નથી.

યુધિષ્ઠિર ભીમને સમજાવે છે કે નીતિશાસ્ત્રના સામાન્ય સિદ્ધાંતો જોતાં તેની દલીલો બધી બરાબર છે પણ નીતિશાસ્ત્ર એટલું વિશાળ છે કે તેમાં કોઈ પણ નિર્ણય આમ સામાન્ય સિદ્ધાંતો જોઈને થઈ ન શકે એ સામાન્ય નિયમોમાં પણ બીજા નાના ખાસ નિયમો છે એ બધી વિગતો ચારે તરફથી ચકાસીને જ કોઈ નિર્ણય કરવો ઘટે દા. ત સંધિ યાન વગેરે ક્યાં કઈ રીતે અપનાવવાં તે બહુ જુદી જુદી રીતે સમયને અને સંજોગોને અનુસરીને નક્કી કરાય છે આ બાબતમા એટલી બધી વિગતો છે કે બધી વિગતો તપાસીને નિર્ણય કર્યો છે એમ એકદમ કહી શકાય નહિ ધારો કે કોઈ બાબત તપાસવી રહી ગઈ તો આખો નિર્ણય ફરીથી જોવો પડે તારી ઉક્તિ સામાન્ય નિયમો જોતાં સાચી છે પણ આ બધી ઘણી વિગતો જોવાની હોવાથી આ નિર્ણય એકદમ સ્વીકારી શકાય નહિ

નોંધ

अवितृप्त० —विशेषेण तृप्त वितृप्त ( प्रादि तत् ० ) न वितृप्तः अवितृप्त ( नञ् तत् ) अवितृप्तस्य भाव इति अवितृप्तता । तया—સંતોષ ન થવાથી

तथापि—છતાં પણ તે બરાબર નિર્ણય કર્યો છે છતાં પણ

मे-મારૂં निर्णयम् -નિર્ણય તરફ

धावति-धाव् નું વર્તમાન કાળ ( लट् ) ત્રી પુ એ વ. અહી આ ધાતુનો 'શોધવું' એવો અર્થ થાય

अवसाययितुम्—अव+सो નું પ્રેરક હેત્વર્થ કૃદન્ત સમજાવવા.

क्षमा —क्षमन्ते इति-क्षमा સમર્થ.

सुखम्-સહેલાઈથી. विधेयेषु-કરવાની બાબતોમા

विशेषसम्पद -विशेष વિગતો, અવાન્તરભેદ तेषां सम्पदः (ष तत्

પહેલી લીટીની ઉક્તિનું કારણ બીજી લીટીના વાક્યાર્થમાં છે તેથી કાવ્યલિંગ અલંકાર છે

(૩૦) અન્વય–सहसा क्रियां न विदधीत । अविवेकः आपदां पर पदम् । गुणलुब्धाः हि सपदः विमृश्यकारिणं स्वयम् एव वृणते ।

સમજૂતી–सहसा क्रियां न विदधीत–કંઈ કામ ઉતાવળથી કરવું જોઈએ નહિ. કારણ ? अविवेकः पर आपदा पदम् –અવિવેક પરમ આપત્તિઓનુ સ્થાન છે. ત્યારે સંપત્તિ કોને વરે છે ? गुणलुब्धाः सपदः स्वयमेव हि विमृश्यकारिणं वृणते–સંપત્તિ ગુણલોભી હોય છે, તેથી વિચાર કરીને કામ કરનારાનો એ ગુણ જોઈને સંપત્તિ પોતે સામી આવી તેને વરે છે.

કોઈ પણ કામ ખૂબ વિચારીને કરવુ જોઈએ. નહિ તો વિપત્તિ આવવાનો સંભવ છે. જો કે કોઈક વખત એવું બને છે કે અવિવેક પૂર્વક વગર વિચારે કામ કરવાથી કોઈક કામ અકસ્માત સફળ થાય છે. પણ એથી કંઈ અવિચારી રીતે કરેલું દરેક કામ સિદ્ધ જ થાય એવું કંઈ શાશ્વત ન કહેવાય ત્યારે વિવેકપૂર્વક વિચારીને કામ કરનારમા શું ફેર ? ફેર એટલો જ કે તેના મનુષ્યને સપત્તિ સામી આવીને વરે છે. કારણ સંપત્તિ ગુણલોભી હોય છે આ માણસમાં વિવેકપૂર્વક કામ કરવાનો ગુણ છે એમ જોઈને લક્ષ્મી પોતે સામી આવી પોતાની મેળે એને વરે છે. અર્થાત્ વિવેકપૂર્વક કામ કરનારનુ કામ સફળ થાય છે જ. એને નિષ્ફળતાનો કે વિપત્તિનો સહેજ પણ ભય હોતો નથી.

આ શ્લોક પ્રખ્યાત છે. કારણ કહેવાય છે કે જે રાજાને ભારવિએ આ શ્લોક લખી મોકલ્યો હતો તે આ શ્લોક વાંચીને ઉતાવળિયું કામ કરવા થકી પાછો પડયો હતો. અને આમ તે ઘણી આફતોમાંથી બચી ગયો હતો. આથી તેણે ભારવિને સારો બદલો આપ્યો હતો.

નોંધ

सहसा—એકદમ.

विदधीत–वि+धा નુ વિધ્યર્થ ( विधिलिङ्‌ ) ત્રી. પુ. એ. વ.

क्रियाम् –ક્રિયા. अविवेक —वि+विच्+घञ् भावे । विवेक न विवेक अविवेक (नञ् तत्)

परम् —મોટું आपदाम् –વિપત્તિઓનુ. पदम् –સ્થાન.

वृणते–वृ नु वर्त કાળ (लट्) त्री પુ બ. વ

विमृश्य०—विमृश्य करोतीति विमृश्यकारी વિચાર કરીને કરનાર

गुण०—गुणेषु लुब्धा ગુણની લોભી

स्वयम् –પોતે. एव–જ.

सम्पद —સંપત્તિ

અહી પહેલી લીટીમાં પ્રથમાર્ધમાંની ઉક્તિનું દ્વિતીયાર્ધની ઉક્તિથી સમર્થન થયુ છે પણ વૈધર્મ્ય હોવાથી અહી મલ્લિનાથ બતાવે છે તેમ वैधर्म्येण अर्थान्तरन्यास છે ત્રીજી લીટીમાંની સામાન્ય ઉક્તિ પણ પહેલી ઉક્તિને સમર્થન આપે છે તેથી ત્યાં પણ અર્થાન્તરન્યાસ છે પણ વૈધર્મ્યથી નહિ

સરખાવો.—किरात ३-निरुत्सुकानामभियोगभाजां समुत्सुकेवाङ्कमुपैति सिद्धि ।

(૩૧) અન્વય—य विधिबीजानि विवेकवारिणा अनुपाल्यन् अभिवर्षति, स सदा फलशालिनीं क्रियां लोक शारदम् इव अधितिष्ठति ।

સમજુતી—स सदा फलशालिनीं क्रियाम् अधितिष्ठति–તે માણસને હમેશ ફળવાળી ક્રિયા મળે છે. અર્થાત્ તે માણસનુ કાર્ય હમેશ સફળ થાય છે કયા ? य विवेकवारिणा विधिबीजानि अभिवर्षति–જે કાર્યના બીજને વિવેકના પાણીથી સીચે છે તેને સિદ્ધિ વરે છે કેવી રીતે પાણી સીચે છે ? अनुपाल्यन् अभिवर्षति ફળ માટે અપેક્ષા રાખીને તે સીચે છે અથવા તે કેવી રીતે સિદ્ધિ મેળવે છે ? સમય માટે થોભીને તે સિદ્ધિ મેળવે છે. કોની માફક ? लोक शारदमिव જેમ ખેડૂત અથવા જગત શરદઋતુ પ્રાપ્ત કરે તેમ તેને સિદ્ધિ મળે છે

વારૂ કોઈક વખત વગર વિચારે કામ કર્યું હોય તો પણ સિદ્ધિ મળે છે તો પછી વળી વિચારની શી જરૂર છે ? યુધિષ્ઠિર એ દલીલનો જવાબ આપે છે કે અલબત્ત કયારેક એવી સિદ્ધિ મળે છે ખરી પણ તેથી કંઈ એમ નહિ માનવાનું કે વિવેકપૂર્વક વિચારીને કામ કરવાની જરૂર જ નથી. વગરવિચાર્યું કામ કયારેક સફળ થાય છે પણ તે કાકતાલીય ન્યાયથી. કાગનું બેસવું અને તાડનું પડવું જેમ આકસ્મિક છે તેમ તેવું અવિચારી કામ સફળ થાય તો તે કેવળ અકસ્માત જ ગણવો. દરેક વગરવિચાર્યું કામ સફળ જ થાય એવો નિયમ ન બાંધી શકાય.

ડાહ્યા માણસે કોઈ પણ કામને (ધાન્યના) બીજ જેવું ગણવું. એ બીજને વિવેકના પાણીથી સીંચવું. એવી રીતે બરાબર સીંચાયેલું કાર્યબીજ સમય આવે અચૂક ફળ આપે છે જ. જેમ ચોમાસામાં બરાબર સીંચેલું બીજ પુષ્કળ પાકવાળી શરદ લાવે છે તેવી રીતે બરાબર વિચારીને કરેલું કાર્ય ચોક્કસ કાર્યની સિદ્ધિ આપે છે જ. કોઈ પણ ખેડુત પહેલાં પોતાનાં બી ચોમાસામાં રોપીને પછી તેને ધીરજથી પાણી સીંચે છે. એવી રીતે સંભાળભરી રીતના સીંચનથી જ તેને શરદઋતુમાં પુષ્કળ પાક મળે છે. તેવી રીતે કોઈ પણ મનુષ્યે કોઈ કાર્યને એવા બીજ જેવું માની તેને વિવેકના પાણીથી ધીરજથી સીંચવું. અંતે તેની ક્રિયા ધાર્યું ફળ આપે જ છે. આમ અહીં ક્રિયાને શરદ સાથે સરખાવી છે. અને સઃની લોકઃ સાથે સરખામણી થઈ છે. સરખામણી નીચે પ્રમાણે છે—

| સઃ | લોકઃ |
| --- | --- |
| તેનું કાર્ય ફળવાળું થાય છે. | ખેડુતને (અથવા જગતને ફળ વાળી શરદ મળે છે. |
| क्रिया (फलशालिनी) ક્રિયા ફળ–વાળી થાય છે. | शरद (फलशालिनी) શરદઋતુ ફળવાળી થાય છે. |

| | |
|---|---|
| विधि–કાર્યનું સીંચન કરવાનું | बीज–બીજનું સીંચન કરવાનું. |
| विवेक–કાર્ય બીજનું વિવેકથી સીંચન કરવાનું, એટલે કે ક્રિયા ને બરાબર વિચારવાની. | वारि–ધાન્યના બીજનું જળથી યોગ્ય સીંચન કરવાનું. |
| अनुपालयन्–યોગ્ય રીતે ધીરજથી આવી રીતે વિવેકપૂર્વક કાર્ય કરવાથી તેની ક્રિયાને સિદ્ધિ અવશ્ય મળે છે જ. | अनुपालयन्–ધીરજથી પાણી સીંચવાથી તેને પુષ્કળ ફળ-વાળી શરદઋતુ સાંપડે છે જ. |

આમ અહીં ઉપમા છે. ઉપરાંત અહીં फल શબ્દ દ્વારા शस्य અને કાર્યની સિદ્ધિ એ બે વચ્ચે અભેદ સ્થપાયો છે. આથી અહીં શ્લેષ ઉપર અવલંબતો અતિશયોક્તિ અલંકર થયો. ઉપમા પણ આ અતિશયોક્તિ ઉપર જ આધાર રાખે છે. व નો અનુપ્રાસ પણ અહીં છે

શ્રીરાય लोकः = 'જગત' અર્થ કરવો વધારે સારો લાગે છે– पथिक–भुवन तु प्रथमं प्रावृट्कृततर्पणमनुभवति त्न शस्यशालिनीं शरदमधितिष्ठति । अनतीतासु वर्षासु न शरद् । त्वमपि तथा फल प्रतीक्षस्व । आदौ अभिवर्षणमनुभूय पश्चात् फलशालिनीं क्रियामधिष्ठास्यसि । अलं साहसप्रवृत्त्या ।

(३२) અન્વય—शुचि श्रुतम् वपु भूषयति तस्य प्रशम अलङ्क्रिया भवति । पराक्रम प्रशमाभरणम् । स नयापादितसिद्धिभूषण. ॥

शुचि श्रुतं वपु भूषयति—શાસ્ત્રનું ઊંડું જ્ઞાન તે શરીરનું ભૂષણ છે. प्रशमः तस्य अलङ्क्रिया भवति–સંયમ તે જ્ઞાનનુ આભૂષણ છે. पराक्रमः प्रशमाभरणम् –પરાક્રમ તે સંયમનું આભૂષણ છે. स नयापादितसिद्धिभूषण. —નીતિથી મેળવેલી સિદ્ધિ એ જ પરાક્રમનું ભૂષણ છે.

અહીં શરીર આભૂષણનું સ્થાન છે. સિદ્ધિ અલંકાર છે. આ

બંનેની વચ્ચે ગણાવેલાં श्रुतम् प्रशमः અને पराक्रमः એ અલંકૃત પણ છે. અને અલંકાર પણ છે. જ્યારે છેલ્લે બતાવેલી સિદ્ધિનું કોઈ આભૂષણ બતાવ્યું નથી. આવી કશાયથી અલંકૃત ન થયેલી સિદ્ધિ બધાનું સાચું આભૂષણ છે વાંચો મલ્લિનાથ–वपुषो भुष्यतैवात्र सिद्धेर्भूषणतैव तु । उभयंमध्यमानां तु तेषां पूर्वोत्तरेच्छया ॥

નોંધ

शुचि—શુદ્ધિ.

भूषयति—भूष् ( ૧૦મો ગણ ) વર્ત. કાળ (लट्) ત્રી. પુ. એ. વ.

श्रुतम्–श्रूयते यत् तत् श्रुतम्–શાસ્ત્ર.

प्रशमः –प्र+शम्+घन् भावे = प्रशमः સંયમ.

अलङ्क्रिया–અલંકાર.

प्रशमा० –आ सम्यक् भ्रियते અથવા भ्रियते अनेन इति आभरणम् । प्रशमस्य आभरणम् प्रशमाभरणम् ( ष. तत् ) સંયમનું આભૂષણ.

पराक्रमः—પરાક્રમ. सः—પરાક્રમ માટે વપરાયું છે.

नय०—नयेन आपादिता–(ष. तत्०) नयापादिता सिद्धिः (कर्म०) नयापादितसिद्धिः भूषणम् यस्य सः (बहु०) નયથી મેળવેલી સિદ્ધિ જેનું ભૂષણ છે તેવું. आ + पद्‌નું પ્રેરક ક. ભૂ. કૃદંત आपादित.

અહીં દરેક પછી આવતી બાબત પહેલા કહેલી બાબતનો અનુક્રમે અલંકાર બની રહે છે તેથી **એકાવલી અલંકાર** થયો.

(૩૩) અન્વય—मतिभेदतमस्तिरोहिते गहने कृत्यविधौ विवेकिनाम् सुकृतः परिशुद्धः आगमः दीप इव अर्थदर्शनम् कुरुते ।

સમજૂતી—ત્યારે એવી બાબતમાં કેવી રીતે કામ કરવું જોઈએ ? आगमः विवेकिनाम् अर्थदर्शनम् कुरुते–વિવેકપૂર્વક કામ કરનારાઓને શાસ્ત્ર સાચો રસ્તો બતાવે છે. કેવું શાસ્ત્રજ્ઞાન ? परिशुद्धः सुकृतः आगमः—

બરાબર જાણેલું શુદ્ધ શાસ્ત્રજ્ઞાન તેવા માણસને રસ્તો બતાવે છે. કોની માફક તે જ્ઞાનમાર્ગ બતાવે છે?

दीप इव—દીવાની માફક. ક્યારે? मतिभेदतमस्तिरोहिते—જ્યારે મતની ભિન્નતાના અંધકારથી કરવાનું કામ ઢંકાઈ ગયું હોય ત્યારે. પણ સીધા રસ્તે તો દીવા વગર પણ જઈ શકાય. गहने कृत्यविधौ—આ રસ્તો સીધો નથી. અને કાર્ય માટે જે માર્ગ શોધવાનો છે તે સહેલો નથી.

મતમતાંતર ઘણા હોવાથી સાચો રસ્તો કયો તે ઘણી વખત દેખાતો નથી. ત્યારે તેવી બાબતમાં વિવેકપૂર્વક વિચારીને કામ કરનાર મનુષ્યે શાસ્ત્રને આધારભૂત ગણી સાચો માર્ગ શોધી કાઢવો. જેમ અંધારામાં વિષમ માર્ગ ઉપર દીવો સાચો રસ્તો દેખાડે તેમ આ વિષમ માર્ગમાં શાસ્ત્ર સાચો રસ્તો બતાવે છે. આમ અહીં **ઉપમા** છે પણ તે શ્લેષ ઉપર આધાર રાખે છે. ઉપમા નીચે પ્રમાણે સમજાવી શકાય—

| | |
|---|---|
| आगमः—શાસ્ત્ર | दीपः—દીવો. |
| सुकृतः સારી રીતે અભ્યાસ કરાયેલું. | सुकृतः સારી રીતે ગોઠવેલો. |
| परिशुद्धः શુદ્ધ. | परिशुद्धः ચોખ્ખો. |
| अर्थदर्शन कुरुते કરવાની બાબત બતાવે છે. | अर्थदर्शन कुरुते વસ્તુઓ બતાવે છે. |

આમ અહીં શ્લેષ ઉપર આધાર રાખતી **ઉપમા** છે.

## નોંધ

मति०—मतेः भेदः मतिभेदः । स एव तमः तेन तिरोहिते (तृ. तत्०) મતભેદના અંધકારથી ઢંકાયેલું.

गहने—ગહન.

कृत्यविधौ—कृत्यस्य विधौ (ष. तत्०)

विवेकिनाम्—વિવેકપૂર્વક કામ કરનારાઓને.

सुकृतः—(૧) બરાબર અભ્યાસ કરેલો (૨) બરાબર ગોઠવેલો. सु सुष्ठु कृतः सुकृतः (प्रादि तत्०)

परिशुद्धः—(૧) શુદ્ધ. (૨) ચોખ્ખો.

आगमः—आ सम्यक् गम्यते अनेन इति आगमः શાસ્ત્ર.

कुरुते—कृ वर्त. કાળ (लट्) ત્રી. પુ એ. વ. કરે છે.

अर्थदर्शनम्—(૧) સાચી બાબતનું જ્ઞાન. (૨) વસ્તુનું જ્ઞાન. अर्थस्य दर्शनम् (ष. तत्०) સરખાવો शिशु०૪-शास्त्र हि निश्चितधियां क्व न सिद्धिमेति ।

(૩૪) અન્વય—स्पृहणीयगुणैः महात्मभिः चरिते वर्त्मनि मनः यच्छतां विधिहेतुः आगसाम् अहेतुः विनिपातः अपि समुन्नतेः समः ।

સમજૂતી—विनिपातः अपि समुन्नतेः समः-ક્યારેક અવનતી (કાર્યની નિષ્ફળતા-પડતી) પણ ઉન્નતિ જેવી બની રહે છે. એ એવી કેવી અવનતી છે? आगसाम् अहेतुः- જે પોતાના દોષનું કારણ નથી તેવો વિનિપાત. એવા કેવા લોકોનો તે વિનિપાત છે? महात्मभिः चरिते वर्त्मनि मनो यच्छतां विनिपात :—જે લોકોએ મહાત્માઓના માર્ગમાં રહીને વિનિપાત મેળવ્યો હોય તેવાઓ માટે વિનિપાત ઉન્નતિ જેવો જ મહાન બની રહે છે. ઉપરાંત તે લોકો કેવા છે?

स्पृहणीयगुणैः महात्मभिः—તે મહાત્માઓના ગુણ બધા લોકો વખાણે છે. જ્યારે એવા લોકો કામ કરે છે ત્યારે પછી વિનિપાત સંભવી જ કેમ શકે?

विधिहेतुः विनिपातः—એ બાબતમાં વિધિ બળવાન છે જ્યારે એટલી સાચી રીતે સાચા માર્ગે ચાલીને એવા મોટા લોકો કામ કરે ત્યારે પણ નિષ્ફળતા સાંપડે ત્યારે વિધિ જ બળવાન છે તેમ કહેવું પડે. નહિ તો એવો સારી રીતે કરેલું કામ શી રીતે નિષ્ફળ જાય? यत्नेकृते यदि न सिध्यतिकोऽत्र दोषः ? એમાં મનુષ્યનો દોષ નથી પણ

વિધિનો જ દોષ છે. વાંચો कामन्दक-"यत्तु सम्यगुपक्रान्तं कार्यमेति विपर्ययम् । पुरुषस्तत्रनुपालभ्यो दैवान्तरितपौरुष ॥

## નોંધ

स्पृहृ०-स्पृहणीयाः गुणाः येषाम् ते (बहु०) तैः-જેના ગુણ વખાણવાલાયક છે તે

महात्मभिः—महान् आत्मा येषाम् ते (बहु०) મહાત્માઓ વડે

चरिते—સ્વીકારેલો. આચરેલો.

वर्त्मनि-वर्त्मन्-રસ્તો

यच्छताम्-दा नुं वर्त. કૃદંત यच्छत् नुं पु. ष ब. व.

मन.—મન.

विधिहेतु—विधि एव हेतुः यस्य स (बहु०) વિધિ જેનું કારણ છે તે.

अहेतु—न हेतुः अहेतुः (नञ् तत्०) કારણ નહિ તે

आगसाम्—आगस् દોષ तेषाम् ।

विनिपात:—विनिपात. અવનતિ. सम-સરખો.

समुन्नते—समुन्नति-तस्याः । "तुल्यार्थैरतुलोपमाभ्यां तृतीयान्यतरस्याम्" [तुल्यार्थ શબ્દો સાથે ષષ્ઠી કે તૃતીયા આવે પણ तुला અને उपमा સાથે નહિ ]

અહીં व અને स નો અનુપ્રાસ છે

(૩૫) અન્વય—जिगीषवः विजितक्रोधरयाः गरीयसीं अदूषितायतिं फलनिष्पत्तिं विगणय्य पौरुषं शिवं औपयिकं नयन्ति ।

સમજૂતી—जिगीषवः पौरुषम् शिवम् औपयिकं नयन्ति-જિગીષુઓ પુરુષાતનને અનુકૂળ ઉપાય માટે વાપરે છે.

અનુકૂળ ઉપાય એટલે શું ? गरीयसीम् अदूषितायतीम् फलनिष्पत्तिं विगणय्य नयन्ति–એનું ફળ મોટું હોવું જોઈએ અને તે ભવિષ્યમાં પણ અનિષ્ટ પરિણામ લાવનારી ન નીવડવી જોઈએ. પણ આ બધું શી રીતે તપાસી શકાય ? विजितक्रोधरयाः (सन्तः) नयन्ति–જો પોતાનો ક્રોધ જીતે તો આ બધું સમજાય.

વિજિગીષુ પહેલાં પોતાનું કાર્ય નક્કી કરે છે. તેને માટે યોજના ઘડે છે. પછી તેની તરફેણમાં અને વિરુદ્ધ શું શું છે તે એ તપાસે છે. જો તેનું સારૂં પરિણામ આવશે એમ લાગે તો જ તેઓ પોતાની શક્તિ એને માટે વાપરે છે. આ બાબત પક્ષાપક્ષી વગર તપાસવી જોઈએ. તેથી જરૂર બધું સમજાઈ જાય છે.

## નોંધ

शिवम्—અહીં शिव એટલે શિવકર–સારૂં કરનારા અર્થાત અનુકૂળ.

—औपयिकम्—ઉપાય. उपाय एव इति उपाय + ठक् (પ્રત્યય) = औपयिक ।

गरीयसीम्—જુઓ શ્લોક ૧ નોટી.

फलनिष्पत्ति—फलस्य निष्पत्तिः (ष. तत्०) ફળની નિષ્પત્તિ.

अदूषि०—न दूषिता अदूषिता (नञ् तत्०) अदूषिता आयतिः यस्याः सा (बहु०) ताम् જેનું ભવિષ્ય ખરાબ નથી.

विगणय्य—वि + गण् નું સં. ભૂ. કૃ. વિચારીને.

नयन्ति—नी નુ વર્ત. કાળ (लट्) ત્રી. પુ. બ. વચન આ ધાતુ દ્વિકર્મક છે. पौरुषं પ્રધાનકર્મ છે અને औपयिकम् અપ્રધાનકર્મ છે.

पौरुषम्—પુરુષાતન. આગળ જુઓ.

विजित०—वि + जि નું ક. ભૂ. કૃ. विजित. क्रुध + घञ् भावे = क्रोध क्रोधस्य रयः क्रोधरयः (ष. तत्०) विजित क्रोधरयः यैः ते (बहु०)

જેમણે ક્રોધનો વેગ જીત્યો છે તેવા

जिगीषव —जि નુ ઇચ્છાદર્શક વિશેષણ जिगीषु તેનુ પુ પ્ર. બ. વચન જીતવાની ઇચ્છાવાળા.

વાંચો—निष्फल क्लेशबहुलम् सदिग्धफलमेव च । न कर्म कुर्यान्म तिमान् सदा वैरानुबन्धि च ॥

(૩૬) અન્વય—उदेतुम् इच्छता (जनेन) पुर. धिया रोषमय तिमिरम् अपनेयम् । अशुमता अपि प्रभया निशाकृत तम अविभिद्य न उदीयते ।

સમજૂતી—उदेतुम् इच्छता पुर रोषमय तिमिर अपनेयम्—જે ઉદય પામવા ઇચ્છતો હોય તેણે પહેલાં તો \ આગળ રહેલુ ક્રોધરૂપી તિમિર દૂર કરવુ જોઈએ કેવી રીતે તેને દૂર કરવુ ? धिया-બુદ્ધિથી એવો કોઈ દાખલો છે ? હા अशुमता अपि निशाकृत तम प्रभया अविभिद्य न उदीयते—સૂર્ય પણ રાત્રીનો અધકાર તેજથી દૂર કર્યા સિવાય ઊગતો નથી

ઉદય ઇચ્છતા રાજાએ શુ કરવુ તે બાબત યુધિષ્ઠિર અહી કહે છે પહેલા તો તેણે ક્રોધ જીતવો જોઈએ એ સિવાય કઈ જ સત્તી શકતુ નથી સૂર્ય પણ પહેલા તેજથી રાત્રીનો અધકાર દૂર કરીને પછી જ ઊગે છે

નોંધ

अपनेयम्—अप + नी નુ વિધ્યર્થ કૃદત નપુ પ્ર એ વચન દૂર કરવુ જોઈએ

उदेतुम्—उद् + इ નુ હેત્વર્થ કૃદત ઊગવા ઉદય પામવા इच्छता—इष् (इच्छ) વર્ત કૃદત પુ તૃ એ વચન

तिमिरम्—અધકાર

रोषमयम्—रुष् + घञ् भावे = रोष । रोषात् आगतं इति रोष + मयट् (तत आगत-ના અર્થમાં) = रोषमयम् ક્રોધથી ઉદ્ભવેલો

धिया—બુદ્ધિથી. पुरः—પહેલાં.

अविभिद्य—वि + भिद्‌નું સં. ભૂ કૃ विभिद्य, न विभिद्य अविभिद्य (नञ् तत्०)—ભેદ્યા વગર.

निशाक्तम्—निशा = રાત્રી. तया कृतम् (तृ. तत्०) રાત્રીએ કરેલો. तमः—અંધકાર प्रभया—તેજથી.

अंशुमता—अंशु + मतुप् = अंशुमान्, तेन अंशुमता ।

उदीयते—उद् + इ નું કર્મણિ વર્ત. કાળ (लट्) ત્રી. પુ એ. વ. ઊગે છે.

અહીં પ્રથમાર્ધના વિશેષ વાક્યનું દ્વિતીયાર્ધના વિશેષ વાક્યથી સમર્થન થયું છે. તેથી દૃષ્ટાન્ત અલંકાર છે. दृष्टान्तः पुनरेतेषां सर्वेषां प्रतिबिम्बनम् ।

(૩૭) અન્વય—बलवान् अपि कोपजन्मनः तमसः अभिभवम् यः न रुणद्धि सः क्षयपक्षः ऐन्दवीः कलाः इव सकलाः शक्तिसंपदः हन्ति ।

સમજૂતી—सः बलवान् अपि सकलाः शक्ति संपदः हन्ति—તે બળવાન હોવા છતાં પણ તેની સઘળી શક્તિ ખોઈ બેસે છે. કોણ? यः तमसः अभिभवं न रुणद्धि—જે અંધકારનો આવિર્ભાવ રોકી શકતો નથી તે. શેનો અંધકાર?—कोपजन्मनः—ક્રોધથી ઉદ્ભવેલો. કોની માફક?—क्षयपक्षः ऐन्दवी कलाः इव—જેમ કૃષ્ણપક્ષ ચંદ્રની કળા ગુમાવે છે તેમ.

જેમ અંધકારના આવિર્ભાવથી કૃષ્ણપક્ષ ચંદ્રની કળા ખોઈ બેસે છે તેમ ક્રોધરૂપી અંધકારના આવિર્ભાવથી ગમે તેવો બળવાન મનુષ્ય પણ પોતાની શક્તિ ખોઈ બેસે છે. જેમ કૃષ્ણપક્ષ અંધકારનો હુમલો રોકી શકતો નથી ત્યારે ચંદ્રની કળા ગુમાવે છે તેમ બળવાન ક્રોધનો હુમલો રોકી શકતો નથી તેથી સઘળી શક્તિ ગુમાવે છે આમ અહીં ઉપમા છે. કોઈ કહેશે દુર્બળ માટે તે આવશ્યક હશે પણ સબળ માટે એવી શી જરૂર છે? પણ એવો બળવાન માણસ પણ ક્રોધને લીધે

उपैति—उप + इ નુ વર્ત કાળ (लट्) ત્રી પુ એ વ ધારે છે

मार्दवम्—मृदो भाव मार्दवम्-મૃદુતા

समये—સમયે. ( યોગ્ય સમયે )

तनोति—तन् વર્ત. કાળ (लट्) ત્રી પુ એ. વ બતાવે છે

तिग्मताम्—કડકાઈ–કઠોરતા

अधितिष्ठति—अधि + स्था નુ વર્ત મ. (लट्) ત્રી પુ. એ વ. શાસન કરે છે

लोकम्—દુનિયા 'लोकस्तु भुवने जने इत्यमर।' 'अधिशीङ्स्थासा कर्म' -એ નિયમ પ્રમાણે अधितिष्ठति નુ કર્મ

ओजसा = ओजस् = બળ 'ओजोदोषो बलो इत्यमर'।

विवस्वान्—સૂર્ય विवस् + मतुप् = विवस्वान् 'मादुपधायाश्च मतोर्व अयवादिभ्य' [म અથવા अ અતે કે ઉપતિ હોય તેવા શબ્દને मतुप् લાગે તો તે म નો व થાય છે यवादि વર્ગ આમાં અપવાદ રૂપ છે]

मेदिनी०—मेदिनी = પૃથ્વી तस्या पति मेदिनीपति (ષ તત્૦) પૃથ્વીપતિ.

(૩૯) અન્વય—श्रिया चिराय परिमृह्य क्व ? दुर्गेन्द्रियवाजिवश्यता च क्व ? शरदभ्रचला बहुच्छला श्रिय चलेन्द्रियै असुरक्षा ।

સમજૂતી–श्रिय असुरक्षा हि–લક્ષ્મી ખરેખર સહેલાઈથી રક્ષી શકાય નહિ તેવી હોય છે કારણ ? शरदभ्रचला बहुच्छला श्रिय–લક્ષ્મી શરદનાં વાદળાં જેવી ચચળ હોય છે અને બહુ છળવાળી હોય છે માણસને ખબર પણ ન પડે કે ક્યારે તે તેને છોડીને જતી રહી. તે કોનાથી રક્ષી શકાય છે ? चलेन्द्रियै असुरक्षा हि–જેમની ઇન્દ્રિયો અસ્થિર છે તેવા લોકો લક્ષ્મીને સાચવી શકતા નથી એટલું

બધું ? –હાસ્તો–चिराय श्रियां परिग्रहः क्व ! दुष्टेन्द्रियवाजिवश्यता च क्व ! લાંબા કાળ સુધીનો સંપત્તિનો પરિગ્રહ ક્યાં? ઈન્દ્રિયો રૂપી દુષ્ટ અશ્વોની ગુલામી ક્યાં !

ત્યારે એક જવાબદાર રાજાએ શું કરવું ! તેણે પોતે ઈન્દ્રિય સંયમ કેળવવો જોઈએ. તેથી જ તે લક્ષ્મીને સાચવી શકે. નહિ તો લક્ષ્મી ચંચળ છે. સાધારણ અસંયમી રાજા તેને સાચવી શકતો નથી.

## નોંધ

क्व–क्व–બે क्व બે વસ્તુની વિષમતા બતાવે છે. વાંચો शाकु० क्व बत हरिणकानां जीवितं चातिलोलं क्व च निशितनिपाता वज्रसाराः शरास्ते।

चिराय—લાંબા વખત સુધી. चिरं कालं व्याप्य।

परिग्रहः પરિગ્રહ. કાબુ. श्रियाम्–લક્ષ્મીનો.

दुष्टे०—इन्द्रियाणि एव वाजिनः इन्द्रियवाजिनः।

दुष्टाः इन्द्रियवाजिनः दुष्टेन्द्रियवाजिनः, तेषां वश्यता (ष. तत०) અથવા इन्द्रियाणि वाजिनः इव (उपमित कर्म) પણ લેવાય. ઈન્દ્રિયો રૂપી દુષ્ટ અશ્વોની ગુલામી. वश्यता–ગુલામી. અહીં ઈન્દ્રિયોને અશ્વો ગણ્યા છે. કઠોપનિષદમાં પણ આવો વિચાર છે વાંચો–कठोपनिषद्–यस्त्वविज्ञानवान्भवत्ययुक्तेन मनसा सदा। तस्येन्द्रियाण्यवश्यानि दुष्टाश्वा इव सारथेः॥

शरदभ्र०—शरदः अभ्राणि (ष. तत्.) शरदभ्राणि इव चलाः (कर्म०) શરદનાં વાદળ જેવી ચંચળ. વાંચો किरात–११–शरदम्बुधरच्छायागत्वर्यो यौवनश्रियः।

चलेन्द्रियैः—चलानि इन्द्रियाणि येषाम् तैः (बहु०) જેની ઇન્દ્રિયો ચંચળ છે તે. વાંચો मुद्रा०३–दुराराध्या हि राजलक्ष्मीः आत्मविद्भिरपि राजभिः॥

સર્વનુ ગુમાવે છે ક્રોધને લીધે બળવાન માણસની પ્રભુ, ઉત્સાહ અને મત્ર એમ ત્રણે શક્તિ હણાઈ જાય છે જેમ આંધળાનુ પગનુ બળ નકામુ છે તેમ ક્રોધાન્ધ મનુષ્યનુ અમાનુષી બળ પણ નકામુ છે વગેરે મल्लि०—अन्धस्य जङ्घाबलमिव क्रोधान्धस्य लोकोत्तरमपि सामर्थ्यं व्यर्थमेव इत्यर्थ ॥

नोंध

बलवान्—બળવાન

कोपजन्मन —कोपात् जन्म यस्य तस्य (बहु०) ક્રોધથી ઉદ્ભવેલો. तमस —तमस् = અધકાર

अभिभवम्—હુમલો આક્રાન્તિ

रुणद्धि—रुध् રોકવુ નુ વર્ત. કાળ (लट्) ત્રી પુ એ વચન.

क्षय०—क्षयस्य पक्ष (ष तत्०) કૃષ્ણપક્ષ કૃષ્ણપક્ષમાં ચદ્રની એકએક કળા ઓછી થાય છે

ऐन्दवी इन्दो सबन्धिनी ऐन्दवी । ता ऐन्दवी—ચદ્રની.

कला—कला—કળા કળા એટલે ૧૬મો ભાગ "कला तु षोडशो भाग" (अमर)

सकला —બધી

हन्ति—हन् નુ વર્ત કાળ (लट्) ત્રી પુ એ વચન

शक्ति०—शक्तीनां संपद (ष तत्०) શક્તિની સપત્તિ. અહી રાજાની ત્રણ શક્તિ-प्रभुशक्ति, मन्त्रशक्ति અને उत्साहशक्तिનો ઉલ્લેખ છે.

(૩૮) અન્વય—य समवृत्ति (सन्) समये मार्दवम् उपैतितिग्मतां च तनोति स मेदिनीपति विवस्वान् इव ओजसा लोकम् अधितिष्ठति ।

/ ભાષાન્તર—य समये तिग्मतां तनोति स लोकम् अधितिष्ठति—યોગ્ય વખતે જે ગુસ્સે થાય છે તે વિશ્વ ઉપર શાસન કરે છે બસ એટલુ

જ ? આખો વખત ક્રોધ કરવાનો ? ના. समये यः मार्दवञ्च उपैति स अधितिष्ठति–જે સમય આવે નરમ બને છે તે શાસન કરે છે. સમય માગે તે પ્રમાણે કડક કે નરમ બનવું જોઈએ. समवृत्तिः मेदिनीपतिः ओजसा लोकमधितिष्ठति। –સરખા સ્વભાવવાળો રાજા પોતાના પ્રભાવથી પૃથ્વી ઉપર શાસન કરે છે. કોની માફક ' विवस्वान् इव–સૂર્યની માફક.

'ત્યારે ક્રોધ શું સાવ નકામો છે ? એમ જો કોઈ પૂછે તો યુધિષ્ઠિર કહે છે કે ક્રોધ સાવ નકામો નથી. સમય માગે તે પ્રમાણે કોઈ પણ રાજાએ ક્રોધ કે શાંતિ રાખવા જોઈએ. જેમ સૂર્ય ઉનાળામાં સખત પ્રકાશે છે અને શિયાળામાં ઓછો તપે છે તેમ જે રાજા સમયને અનુસરી ક્રોધ અને શાંતિ ધારે છે તે પૃથ્વી ઉપર સૂર્યની માફક શાસન કરે છે અથવા તો કોઈ એમ પણ સમજાવે છે કે જેમ સૂર્ય દિવસે તપે છે અને રાત્રે નથી તપતો અને આમ અનુકૂળ હોઈ તે પૃથ્વી ઉપર શાસન કરે છે, તેમ સમયને અનુકૂળ થઈ કોપ અને શાંતિ ધરનાર રાજા પૃથ્વી ઉપર શાસન કરે છે. આમ અહીં ઉપમા છે.

વાંચો महाभारत—मृदुर्भवत्यवज्ञातस्तीक्ष्णादुद्विजते जनः। काले प्राप्ते द्वय चैतद्यो वेद स महीपतिः॥ काले मृदुर्यो भवति काले भवति दारुणः। स वै सुखमवाप्नोति लोकेऽमुष्मिन्निहैव च॥

शिशु०—तेजः क्षमा च नैकान्त कालज्ञस्य महीपते मृदुव्यवहितं तेजो भोक्तुमर्थान् प्रकल्पते॥ महा०–मृदु हि राजा सततं लङ्घ्यो भवति सर्वश.। तीक्ष्णाच्चोद्विजते लोकस्तस्मादुभयमाश्रय॥

નોંધ

सम०—समा वृत्तिः यस्य स (बहु०) જેનો સ્વભાવ સરખો છે તે. એટલે કે જે બહુ તેજ પણ નથી અને નરમ પણ નથી અથવા समा वृत्तिः એટલે (तेजसि क्षमायां च तुला–ક્રોધમાં અને ક્ષમામાં સરખી) न खरो न च भूयसा मृदु ...विभज्य भक्त्या समपक्षपातया। (સર્ગ ૧)

असुरक्षा—सुखेन रक्ष्यते इति सुरक्षा न तथा इति असुरक्षा (नञ् तत्०)

हि—કારણ 'हि हेत्ववधारणे' અહીં હેતુ બતાવે છે.

बहु—बहूनि छलानि यासाम् ताः (बहु०) વાચો અમરકોશ—छल तु स्खलिते व्याजे । બહુ છળવાળી શ્રી ચલા છે માટે બહુ છળવાળી છે

વાંચો કૌટિલ્યનું અર્થશાસ્ત્ર—एते चान्ये च बहवः शत्रुषड्वर्गमाश्रिताः । सबन्धुराष्ट्रा राजानो विनेशुरजितेन्द्रियाः ॥ शत्रुषड्वर्गमुत्सृज्य जामदग्न्यो जितेन्द्रियः । अम्बरीषश्च नाभागो बुभुजाते चिरम् महीम् ॥

અહીં બે 'વિરૂપ'ની સંઘટના છે તેથી પ્રથમાર્ધમાં વિષમ અલંકાર છે ચલે૦—असुरक्षा हि बहु० ચિયં તુ કારણ તરીકે શરદભ્ર૦ માં આપ્યું છે તેથી કાવ્યલિંગ અલંકાર થયો

(૪૦) અન્વય—उपात्तरहस मनसः असामयिकं क्षोभम् वितन्वता भवता धीरतया अधरीकृतः अपां पतिः किम् उच्चैः क्रियते ।

સમજૂતી—किं भवता अपांपति उच्चैः क्रियते ? તારાથી સમુદ્ર કેમ ઊંચો કરાય છે ? (ચડિયાતો બતાવાય છે ?) સમુદ્ર તો સાધારણ માણસથી ચડિયાતો જ હોય ને ? भवता धीरतया अधरीकृतः अपांपतिः उच्चैः क्रियते—ને તારી ધીરજથી શાંત રહીને સમુદ્રને નીચો પાડયો હતો કેવી રીતે ? સમુદ્ર તો અમુક સમયે ભરતી આવવાથી ઊંચો ચડે છે પણ તું તો હંમેશ ધીરજ રાખી તેવો ને તેવો શાંત રહ્યો હતો પણ આજ ? આજ તે સમુદ્રને પાછો ચડિયાતો બનાવ્યો છે કઈ રીતે ? उपात्तरहसः मनसः असामयिकम् क्षोभम् वितन्वता—આ સમયે ઉતાવળ કરતા તારા મનનો ક્ષોભ બતાવતાં તે આજે સમુદ્રને પાછો ચડિયાતો થવા દીધો છે

યુધિષ્ઠિર કહેવા માગે છે કે આજ સુધી તેં બીમે સમુદ્ર જેવી શાંતિ

ધારી હતી. આજ આકસ્મિક માનસિક ક્ષોભ બતાવી શા માટે તે શાંતિ તોડે છે ? શાંતિ માટે સમુદ્ર એક પ્રતીક છે. આજ સુધી ધીરજથી શાંત રહી ભીમ સમુદ્રથી પણ ચડિયાતો રહ્યો હતો. સમુદ્રમાં અમુક સમયે ભરતી આવે છે તેથી તે તો એટલો પણ વધે છે જ્યારે તું તો ધીરજથી હમેશ શાંત રહ્યો છે. સમુદ્ર તો સંયમ તોડે છે જ્યારે તું તો સંયમ તોડતો જ નહોતો. સભા વચ્ચે દ્રૌપદીનું ખુલ્લું અપમાન થયું ત્યારે જે ગજબની શાંતિ તે ધારી હતી. તેનાથી તેં સમુદ્રને પણ હલકો પાડયો હતો. પણ આજે આકસ્મિક માનસિક ક્ષોભ બતાવી તુ અકાળે ચિડાયો છે. અને તેં ધીરજ ખોઈ છે. આ રીતે તેં સમુદ્રને પાછો ઊંચો ચડાવ્યો છે કારણ સમુદ્ર તો ચોક્કસ દિવસે યોગ્ય સમયે જ ઊંચો ચડે છે જ્યારે તું તો અકાળે અયોગ્ય સમયે ન ગુસ્સે થવું જોઈએ ત્યારે ગુસ્સે થયો છે. આમ આજ તુ સમુદ્રથી ઊતરતો ગણાય છે

## નોંધ

किम् —કેમ ? અહીં પ્રશ્ન બતાવે છે.

असामयिकम् —समयः प्राप्तः अस्य इति सामयिक । अथवा समये भवः सामयिक । तम् सामयिकम् न सामयिकम् असामयिकम् । આકાલિક. અસમયનો.

वितन्वता–વિસ્તન્ નું વર્ત. કૃદંત वितन्वत् નું પુ તૃ એકવચન બતાવતા.

मनसः क्षोभम् —મનનો ક્ષોભ. क्षुभ+घञ् भावे = क्षोभ

उपात्त०—रहस्=વેગ. उपात्त रहः येन सः (बहु०) तस्य उपात्तरहसः

क्रियते–कृ નુ કર્મણિ વર્ત કાળ ( लट् ) ત્રી. પુ. એ. વચન કરવામાં આવે છે. કરાય છે.

पति —पातीति पतिः ।

उच्चकैः – ઊંચે. ચડિયાતો.

अपाम् –अप् નું સ્ત્રી. ષ. બ. વ. હંમેશ. બહુવચનમાં વપરાય છે.

भवता–તારાથી. भवत् સાથે ક્રિયાપદ ત્રીજા પુરુષમાં વપરાય છે.

धीरतया—ધીરતાથી. શાંતિ રાખી શકાય નહિ તેવાં કારણો ઉપસ્થિત થયાં હોવા છતાં જે ધૈર્ય ગુમાવતા નથી અને અડગ રહે છે. " मनसो निर्विकारत्वं धैर्यं सत्स्वपि हेतुषु ।" વાંચો કુમાર૦– " विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः ।"

अधरीकृत.–अनधरः अधरः सम्पद्यमानः कृतः इति अधरीकृतः (च्वि રૂપ अधरीकरोति નું ક. ભૂ. કૃ.)

અહીં वितन्वता શબ્દ ભીમનું વિશેષણ છે. તેથી તેનો પદાર્થ उच्चैः करण નું કાવ્યમય કારણ છે. કારણ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું નથી તેથી કાવ્યલિંગ અલંકાર થયો.

જેને નીચે પાડયા છે તેઓને કદી ઊંચા આવવા દેવા જોઈએ નહિ. તેથી એક વખત કાબૂમાં લીધેલો ક્રોધ બહાર આવવા દેવો જોઈએ નહિ.

(૪૧) અન્વય ये श्रुतम् अधिगम्य अपि शरीरजन्मनः रिपून् न विनयन्ते ते खलु अचिराय सम्पदाम् चापलाश्रयम् अयशः जनयन्ति ।

સમજૂતી–ते खलु अचिराय सम्पदाम् अयशः जनयन्ति–તેઓ ખરેખર સંપત્તિના અપયશ જલદી પેદા કરે છે. કેવો અપયશ ? चापलाश्रयम्–ચપળતામાં જેનો આશ્રય છે તેવો. કોની બાબતમાં આમ બને છે ? ये शरीरजन्मनः रिपून् न विनयन्ते–જેઓ શરીરથી ઉદ્‌ભવતા શત્રુઓને દાબી દેતા નથી તેઓને સંપત્તિનો અપયશ મળે છે. પણ વિદ્યા હોય તો ? श्रुतम् अधिगम्य अपि ये न विनयन्ते–વિદ્યા પ્રાપ્ત કરીને પણ જેઓ સંયમ સાચવી શકતા નથી તેઓને લક્ષ્મી ત્યજી જાય છે.

લક્ષ્મીને ચચળ કહી છે પણ તે એના આશ્રયને લીધે જો વિદ્વાન રાજાઓ પણ ક્રોધ, લોભ વગેરે ષડરિપુ ઉપર કાબૂ ન રાખી શકે તો તેવા પુરુષોનો આશ્રય કરવાને લીધે લક્ષ્મી પણ ચંચળ કહેવાય છે. લક્ષ્મી પોતે ચંચળ નથી પણ તેનો ભોગવનાર ચંચળ છે. જેણે ષડરિપુને જીત્યા નથી તેને વળી લક્ષ્મી કેવી ? અર્થાત્ ષડરિપુને જીતનાર વિદ્વાન મનુષ્યને સંપત્તિ છોડતી નથી. આથી અસ્થાને આવેગ બતાવી એવી ચંચળ લક્ષ્મી પ્રાપ્ત કરવાનો શું અર્થ એમ યુધિષ્ઠિર કહેવા માગે છે

## નોંધ

श्रुतम्—શાસ્ત્ર.

अधिगम्य—अधि+गम् નું સં. ભૂ. કૃદંત જાણીને.

विनयन्ते-वि+नी નું વર્ત. કાળ ( लट् ) ત્રી. પુ બ. વ. કાબૂમાં રાખતા નથી.

शारीर०—शरीरात् અથવા शरीरे जन्म येषाम् ते (बहु०) तान् । શરીરમાંથી અથવા શરીરમાં ઉદ્દભવેલા. વાંચો કૌટિલ્યનું અર્થશાસ્ત્ર—विद्याविनयहेतुरिन्द्रियजयः कामक्रोधलोभमानमदहर्षत्यागात् कार्यः ॥ कृत्स्नं हि शास्त्रं इन्द्रियजयः ॥ तद्विरुद्धवृत्तिरवश्येन्द्रियश्चातुरन्तोऽपि राजा सद्यो विनश्यति । तस्मादरिषड्वर्गत्यागेनेन्द्रियजय कुर्वीत ।

जनयन्ति-जन् નું પ્રેરક વર્ત. કાળ (लट्) ત્રી. પુ બ. વચન પેદા કરે છે.

अचिराय—न चिराय अचिराय (नञ् तत् ०) થોડા વખતમાં.

सम्पदाम्—सम्पद्यन्ते इति सम्पदः तासाम् । સંપત્તિ.

अयशः—न यशः अयशः (नञ् तत् ०) અપયશ.

चापलाश्रयम्—चपलस्य भावः चापल्यम् । आश्रीयते इति आश्रयः

चापलम् आश्रय यस्य तत् (मद्रु) वांचो मल्लिनाथ–आश्रयदोषादस्थैर्य लक्ष्मीणां न स्वदोषात् । अजितारिषड्वर्गस्य युत सपद इति भाव वांचो कामन्दक नीतिसार –काम क्रोधस्तथा लोभो हर्षो मानो मदस्तथा । षड्वर्गमुत्सृजेदेनमस्मिंस्त्यक्ते सुखी नृप । जितेन्द्रियस्य नृपतेर्नीतिमार्गानुसारिण । भवन्ति ज्वलिता लक्ष्म्य कीर्तयश्च नम स्पृशः ।

(४२) અન્વય—अनिपातितकालसाधना स्वशरीरेन्द्रियवर्गतापनी अक्षमा जनवद् भवन्त नयसिद्धेरपनेतु न अर्हति ॥

સમજૂતી—अक्षमा भवन्तं नयसिद्धे अपनेतुम् न अर्हति—ગુસ્સો તને નયસિદ્ધિથી દૂર લઈ જાય તે યોગ્ય નથી ત્યારે કોપ ક્યારે ય પણ કરવો ન જોઈએ ? કોપ યોગ્ય સમયે થાય તો તે યોગ્ય છે પણ અસમયે કોપ પ્રગટ થાય તો એવો ગુસ્સો નકામો છે એવો અસમયનો કોપ શુ કરે વારૂ ? अतिपातितकालसाधमा–જ્યારે અયોગ્ય સમયે કોપ પ્રગટ થાય ત્યારે તમે જાતે જ તેનો ભોગ બની દુ ખી થાઓ છો ઉપરાંત તે કંઈ નુકસાન કરે છે કે ? હારતો. स्वशरीरेन्द्रियवर्गतापनी–વારૂ. તે 'ખામી' તમારી શરીરની ઇન્દ્રિયોને ઉશ્કેરે છે અને તેનાથી બીજુ કંઈ સારૂ થતું નથી દુનિયામાં ઘણા લોકો તેવુ કરે છે ખરા કે ? जनवद् भवन्त न अर्हति–હા સાધારણ લોકો તેમના આવા સ્વભાવથી છેતરાય છે પણ તારે સાધારણ લોકોની માફક અકાળે કોપ પ્રગટ કરી તારી જ જાતને દુ ખ આપવુ ન જોઈએ

અસ્થાને કોપ કરવાથી એ કોપાગ્નિનુ ધાર્યું પરિણામ આવતુ નથી તે કોપાગ્નિ કેવળ પોતાના શરીરને જ બાળે છે અધીરા થવાથી કેવળ પોતાની જાતને જ દુ ખ થાય છે યુધિષ્ઠિર કહેવા માગે છે કે ભીમનો કોપ અસ્થાને છે તેનાથી ધાર્યું પરિણામ આવે નહિ અને ઊલટુ પોતાની જાતને જ હાનિ થાય વાંચો મલ્લિનાથ—असमयकोप स्यात्मसंतापातिरिक्तम् फल नास्तीत्यर्थ ॥ યુધિષ્ઠિર કહેવા માગે છે કે અસ્થાને કેવળ કાર્યહાનિ જ થાય છે અને આત્માને જ દુ ખ થાય છે

# નોંધ

क्षति०—कालश्च साधनानि च कालसाधनानि (द्व०) अतिपातितानि कालसाधनानि यया सा (बहु०) કાળ અને સાધનને જે વટાવી ગઈ છે તેવી અથવા નીચે પ્રમાણે પણ સમાસ થાય–कालरूपम् साधनम् कालसाधनम् (शाकपार्थिवादि) अतिपातित कालसाधन यया सा (बहु०) વાંચો. चित्र०—काल क्रियाफलसिद्धेः कारणम् इति मन्यमानमेव पुरुष सरम्भसुतिः अक्षमा तस्यैव कालस्यासत्कार कारयतीति भाव ॥ કોઈ પણ કામ માટે યોગ્ય સ્થળ અને સમય જોવાયાં ન હોય તો સિદ્ધિ મળતી નથી ક્રોધ પણ યોગ્ય જગ્યાએ અને યોગ્ય સમયે દાખવ્યો હોય તો ધાર્યું ફળ આપે છે અસમયની अक्षमा अतिपातितकालसाधना બની રહે છે અને આમ નયની સિદ્ધિમાં અતરાય રૂપ બને છે

स्वशरी०—तापयतीति तापनी । इन्द्रियाणा वर्ग (ष. तत्०) शरीरश्च इन्द्रियवर्गश्च (द्व०), स्वौ અથવા स्वस्य शरीरेन्द्रियवर्गौ (कर्म. અથવા ष. तत्०) तयो तापनी (ष तत्०) પોતાના શરીરને અને ઇન્દ્રિયવર્ગને ઉશ્કેરનારી (પીડનારી) तापनि ને બદલે तापिनी પાઠફેર છે પણ અર્થમા ખાસ ફેર નથી

जनवत्—जनेन तुल्यम् इति जन+वति=जनवद् "तेन तुल्य क्रिया चेद्वति" [ જો तेन तुल्यम् નો અર્થ હોય અને તુલ્યતા કોઈ ક્રિયામાં હોય તો वति પ્રત્યય લાગે છે ]–એ નિયમ પ્રમાણે અહીં वति લાગ્યો અહીં अपनेतुम् ક્રિયા છે. जनवत् अपनेतुम् = जनेन तुल्य यथा तथा अपनेतुम् । સાધારણ માણસની માફક.

भवन्तम्—તને अक्षमा–न–क्षमा अक्षमा–(नञ् तत्०)

नय०—नयस्य सिद्धि (ष तत्०) तस्मात् अपादाने पञ्चमी । ध्रुव मपायेऽपादानम् । નયની સિદ્ધિમાંથી

अपनेतुम्—अप + नी नु हेत्वर्थ કૃદત

अर्हति—अर्ह् नु वर्त काळ ( लट् ) त्री पु ओ वचन

(४३) अन्वय—आयते भृशम् उपकारकम् भूरिण कर्मफलस्य प्रसव अनपायि द्विर्षा निबर्हणम्, तितिक्षासम साधन न अस्ति ।

समजूती—ठीक त्यार गुरुसो ખરાબ ચીજ છે તો સારૂં શું છે? तितिक्षासम साधन न अस्ति—तितिक्षा (ક્ષમા) જેવું બીજું એકે ય સાધન નથી, ધીરજ અને શાન્તિમાં અર્થાત્ ક્ષમામાં શું ગુણ છે?

(૧) भूरिण कर्मफलस्य प्रसव—પહેલું તો ક્ષમાને લીધે કાર્યની ધાર્યા કરતાં ઘણી મોટી સિદ્ધિ મળે છે એ ફળસિદ્ધિ ખાલી ક્ષણિક જ છે કે વધારે સમય ટકનારી છે? (૨) आयते भृशम् उपकारकम्—ખરેખર એવી ક્ષમાને લીધે જે પરિણામ આવે છે તે ખૂબ સમય ટકનારૂં હોય છે અર્થાત્ તેનું ભાવિ બહુ બળવાન હોય છે (૩) द्विषाम् अनपायि निबर्हणम्—ક્ષમાને લીધે શત્રુ ચોક્કસ વશ થાય છે જ

યુધિષ્ઠિર અહીં પણ ભીમને સમજાવે છે કે અસ્થાને કોપ કરવાથી પોતાની જાત જ તેનો ભોગ બને છે જ્યારે યોગ્ય સમય આવે ત્યાં સુધી ક્ષમા ધૈર્ય અને સહનશીલતા રાખવાથી શત્રુનો અચૂક પરાજય થાય છે અને જે ફળ આવે છે તે દીર્ઘકાળ ટકનારૂં થાય છે તથા ધાર્યા કરતાં અનેકગણું સારૂં પરિણામ આવે છે આથી क्षमा वीरस्य भूषणम् ગણીને થોડોક સમય સહી લઈ યોગ્ય સમયે કોપ પ્રગટ કરવો યોગ્ય છે

નોંધ

उपकारकम्—उपकरोतीति—उपकारकम् । ઉપકારક

आयते—ભવિષ્યને भृशम्—ખૂબ

प्रसव—प्रसूयते अनेन इति प्रसव । ઉત્પત્તિસ્થાન

कर्म॰—कर्मण फल कर्मफलम् (ष तत्॰) કાર્યનાં ફળનું

भूरिणः—ખૂબ. "प्रचुरं भूरि विज्ञेयम् ।

अनपायि—न अपायि अनपायि (नञ् तत्०) નિષ્ફળ ન જાય તેવું. અથવા મલ્લિનાથ પ્રમાણે "નાશ ન પામે તેવું" પોતે જાતે નાશ ન પામે પણ શત્રુઓનો નાશ કરે જ.

निर्बर्हणम्—નાશ કરનારૂં. द्विषाम्—શત્રુઓનું.

तितिक्षा—तिज् ઉપરથી ઇચ્છાદર્શક નામ तितिक्षा—तितिक्षया समम् (तृ तत्) क्षमा (સહનશીલતા) જેવું. વાંચો—"क्षान्तिः क्षमा तितिक्षा च" इत्यमरः ।

अस्ति-अस् નું વર્ત. કાળ (लट्) ત્રી. પુ. એ. વ.

साधनम् -સાધન. साधयति अर्थान् अनेन इति । અથવા साध्यते अनेन इति साधनम् ।

અહીં ઉપમેય કહ્યું નથી તેથી મલ્લિનાથ પ્રમાણે અહી લુપ્તોપમા થઈ. ઉપરાંત તે આર્થી છે અને સમાસગા છે અહી વ્યતિરેક અલંકાર પણ લેવાય કારણ मृश आयति अनपायि વગેરે શબ્દો દ્વારા તિતિક્ષાને બીજાં સાધન કરતાં ચડિયાતી કહી છે. "भेदप्राधान्ये उपमानात् उपमेयस्य आधिक्ये विपर्यये च व्यतिरेक ' इति अलङ्कारसर्वस्वकार ।

(૪૪) અન્વય—सहजस्नेहनियद्धचेतसः मानभृतां प्रथमे वृष्णयः प्रणतिप्रवणान् नः विहाय सुयोधन सदा न प्रणमन्ति।

સમજૂતી—જો એમ કહેવામાં આવે કે ક્ષમા અને સહનશીલતા ધરીને સમય બગાડવાથી આપણા પોતાના મિત્રો જ આપણાથી વિમુખ બનશે તો તે યોગ્ય નથી એમ યુધિષ્ઠિર સમજાવે છે. એમ કેમ? એકે ય દાખલો એવો છે? હા. वृष्णय· सुयोधन न प्रणमन्ति—વૃષ્ણિઓ સુયોધનને આખો વખત પ્રણામ કરતા નથી. એમ કેમ? વૃષ્ણિઓ કેવા છે? मानभृतां प्रथमे वृष्णयः—વૃષ્ણિઓ સ્વમાનીઓમાં

મોખરે ગણાય છે આપણા તરફ (પાંડવો તરફ) તે કેવા છે? प्रणति प्रवणान् न विहाय न प्रगमन्ति। સુયોધન કરતાં આપણે તેમના તરફ નમ્ર અને વિનયી છીએ ઉપરાંત? सहजस्नेहनिबद्धचेतस — તેઓ આપણી તરફ સહજ સ્નેહ ધરાવે છે

યુધિષ્ઠિર સમજાવે છે કે ક્ષમા ધારણ કરવાથી સુયોધન આપણા જ મિત્રોને પોતાની તરફેણમાં ખેંચી લેશે એવો ભય રાખવો અસ્થાને છે. કારણ યાદવોનો જ દાખલો જુઓને? સુયોધન તેમના તરફ જરા અવિવેકી છે આપણે તેમના તરફ સુયોધન કરતાં વધારે વિનયી છીએ ઉપરાંત તેઓ આપણી તરફ કુદરતી લાગણી ધરાવે છે. તે ઉપરાંત તેઓ પોતે ભારે સ્વમાની છે સુયોધનને તેઓ માન તો આપે છે પણ આખો વખત નહિ આથી તેમના અને આપણા સમ◦ ધમાં કંઈ વાંધો આવે તેમ નથી. તેથી જરા ક્ષમા રાખીને ધીરજ ધર તેથી આપણું કામ વધારે સારું થશે અત્યારે યાદવો ભલે ખુલ્લી રીતે સુયોધનની સામે ન થાય પણ સમય આવે તેઓ જ સુયોધનને ન અનુસરતાં આપણા તરફ રહેશે આમ યાદવો સાથે જ તેમને સબંધ તૂટવાથી આપણને કંઈ અપ્રાપ્ય નહિ રહે

નોંધ

प्रणति—प्रणतौ प्रवणा तान् વાંચો પ્રણયપ્રવણ चेतो विगुणेष्वपि बन्धुषु। નમનમાં તત્પર. વાંચો અમરસાર–૪૩૪–प्रवण क्रमनिम्नोर्व्यां प्रह्वेना तु चतुष्पथे ॥

विहाय—वि + हा નું સ ભૂ કૃદંત. છોડીને

सहज◦—सहज स्नेह (कर्म◦) सहजस्नेहेन निबद्ध (तृ तत्◦) सहजस्नेहनिबद्ध चेत येशा ते (बहु◦) આ◦નો શા માટે પાંડવોને નહિ છોડે તેનું પણ આ એક કારણ છે

प्रगमन्ति—प्र + नम् પ્રણામ કરવા નું વર્ત. કાળ (લ્ટ) ત્રી. પુ બ. વચન

प्रथमे—પહેલા. અગ્રેસર.

मानभृताम्—मानं बिभ्रति ये ते ( बहु० ) માનીઓના.

वृष्णय—કૃષ્ણ બળરામ વગેરેનો પૂર્વજ વૃષ્ણિ હતો. અહીં વૃષ્ણિના વંશજો માટે આ શબ્દ પ્રયોગ થયો છે.

વધિ। चित्र०—सहजेन आत्मना सह जातेन स्वाभाविकेन प्रेम्णा स्नेहातिशयेन निबद्धं नित्यकलितं चेतः मनः येषां ते । एतत् पद नः इति वृष्णयः इति अनयोः विशेष्ययोः विशेषणत्वेनावृत्त्या योजनीयम् । अथौचित्यं शब्दैकरूपता चावृत्तिकल्पने हेतु । तेन वृष्णयः पाण्डवाश्च नैसर्गिक स्नेहातिशययुक्ता इत्यर्थः सिध्यति ।

અહીં वृष्णयः सुयोधन सदा न प्रणमन्ति नु કારણ કાવ્યમય રીતે मानभृतां प्रथमे, सहज० અને प्रणतिप्रवणान् नः...માં આપ્યું છે તેથી કાવ્યલિંગ અલંકાર છે.

(૪૫) અન્વય—एषां ये सहजाः सुहृदः तथा इतरे ( एषां ) मतं च न विलङ्घयन्ति ते आत्मसिद्धये धृतराष्ट्रात्मजं विनयाद् इव यापयन्ति ।

સમજૂતી—ते धृतराष्ट्रात्मज विनायादिव यानुयन्ति-કેટલાક રાજાઓ સુયોધન સાથેનો સંબંધ જાણે વિનયથી જ નિભાવી રહ્યા છે શા માટે તેમ ? –आत्मसिद्धये-તેમનું પોતાનું જ કામ કાઢી લેવા તેઓ આ દેખાવ કરે છે. એવું કોણ કરે છે ? (૧) ये एषां सहजाः सुहृदः–જે તેમના ( વૃષ્ણીઓના ) સહજ મિત્રો છે. (૨) इतरे च एषां मत न विलङ्घयन्ति–બીજા કે જેઓ એમનો ( વૃષ્ણીઓનો ) મત અવગણતા નથી.

એકલા વૃષ્ણીઓ જ નહિ પણ તેમના મિત્રો દુર્યોધન સાથે કેવળ દેખાવનો જ સબંધ રાખી રહ્યા છે. યાદવોના ઘણા મિત્રો છે. તેમાંના કેટલાક તેમના કુદરતી મિત્રો છે. જ્યારે બીજા ઘણા થયેલા મિત્રો છે. તે બધા દુર્યોધન ઉપર આધાર રાખતા હોવાથી બહારથી તેની સાથે મૈત્રી દાખવી રહ્યા છે. પણ ખરી રીતે તો ને બધા વૃષ્ણી-

ઓની ઇચ્છા વિરુદ્ધ રહેતા નથી. તેઓ માત્ર વખત આવે ફરી જઈને વૃષ્ણીઓને અને તે દ્વારા પાંડવોને મદદ કરવા જ ઇચ્છા રાખે છે. હાલ દુર્યોધનની વિરુદ્ધ જવાનો યોગ્ય સમય નથી તેથી તેઓ દુર્યોધનને છેતરીને પોતાનું કામ કઢાવી લેવા માટે કેવળ દેખાવ કરી રહ્યા છે. સમય આવે તેઓ અવશ્ય ફરી જશે અને આમ ખરે અણીને સમયે દુર્યોધનને દગો દઈ તેઓ આપણને સહાય કરશે. આમ દુર્યોધનના ઘણા મિત્રો દેખાવના જ છે.

## નોંધ

सुहृदः—सु शोमन हृदयं एषामिति सुहृदः । –મિત્રો.

सहजाः—सह जाताः इति सहजाः–સહજ.

इतरे—કાર્યને લીધે થયેલા મિત્રો આ વર્ગમાં આવે.

मतम्—મત. मन् નું ક. ભૂ. કૃદંત પણ નપુંસક ભાવવાચક નામના અર્થમાં. एषाम्–આમનો. (વૃષ્ણીઓનો)

विलङ्घयन्ति—वि + लङ्घ् નું પ્રેરક વર્ત. કાળ (लट्) ત્રી. પુ. બ. વચન. न विलङ्घयन्ति અવગણતા નથી.

विनयात् इव—જાણે વિનયથી. તેમનો વિનય સાચો નહોતો પણ ખાલી પોતાનો અર્થ સાધવા પૂરતો દેખાવનો જ હતો.

यापयन्ति—या નું પ્રેરક વર્ત. કાળ (लट्) ત્રી. પુ. બ. વચન નિભાવે છે.

धृतराष्ट्रात्मजम्—आत्मनः जात इति आत्मजः। धृतराष्ट्रस्य आत्मजः (ष. तत्०) ધૃતરાષ્ટ્રના પુત્રને.

आत्मसिद्धये—आत्मनः सिद्धिः (ष. तत्०) तस्यै પોતાની સિદ્ધિ માટે.

વાંચો चित्र०—अस्मत्सुहृदां नपतीनामस्मत्सपत्ने सुयोधने क्षणिक-

प्रयोजनसिद्धये क्षणिको विनयो यद्यपि संभवति, तथापि तेषां तस्मिन् गौरवम् अनुरागो वा नैव भवेदिति तात्पर्यार्थः ।

(४६) અન્વય—कृतावधेस्तस्य भवता कृतः अभियोगः इमान् महीभुजः हरिदश्वः कमलाकरान् इव समुत्पतन् प्रविघाटयिता ।

સમજૂતી—भवता कृतः तस्य अभियोगः इमान् महीभुजः प्रविघाटयिता-તું જો અત્યારે દુર્યોધનની સામે થઈશ તો આ બધા રાજાઓ કદાચ તારા પક્ષમાં નહિ રહે. કેમ વારુ? कृतावधेः तस्य कृतः अभियोगः-તેની સાથે ૧૨ વર્ષના વનવાસની અને તેરમુ વર્ષ છૂપું રહેવાની શરત થઈ છે. જો એનો ભંગ કરીને અત્યારે લડાઈ જાહેર કરીએ તો આ બધા રાજાઓ આપણને સાથ નહિ આપે. એ શકય છે? હા हरिदश्वः समुत्पतन् कमलाकरान् इव प्रविघाटयिता-જેમ સૂર્યોદયે કમળનાં જૂથ ભેદાય (ઉઘડે) તેમ આ રાજાઓ પણ કસમયના સામનાથી છૂટા પડી જશે. જીમ કહેશે સમય જશે તેમ તેમ પાંડવોના મિત્રો પાંડવોને છોડીને કૌરવેને આશ્રયે જશે. તેથી સમય બગાડવો જોઈએ નહિ. તરત જ પગલાં લેવાં ઉચિત છે. યુધિષ્ઠિર અહીં આ દલીલોનો જવાબ આપે છે કે જ્યાં સુધી આપણે શરત તોડી નથી ત્યાં સુધી બધા જ રાજાઓ જાણે છે કે પાડવો તેમના વર્તનમાં નીતિ વિરુદ્ધ ગયા નથી. તેમને ખાતરી થશે કે પાંડવોએ કંઈ અયોગ્ય કર્યું નથી અને કરશે પણ નહિ. આ વિશ્વાસે તેઓ યોગ્ય સમય આવતાં સુધી થોભશે. પણ જો શરત તોડીને અત્યારે યુદ્ધ જાહેર કરીશુ તો રાજાઓને ખાતરી થઈ જશે કે પાંડવો પણ અનીતિમાં કૌરવોથી ઊતરે એમ નથી આમ તેઓ ઊલટા તેમને છોડી જશે. અયોગ્ય સમયે યુદ્ધ આદરવાથી આપણા મિત્રો પણ આપણને છોડી જશે. આમ શરત તોડવામા આપણને કંઈ ફાયદો નથી.

**નોંધ**

➢ अभियोग —अभि + युज् + घञ् भावे = अभियोग -નવો હુમલો. अभियोगः आद्यभिभव ।

इमान्—આ (એટલે વૃષ્ણિઓ અને તેમના મિત્રોને)

महीभुजः–महीं भुनक्ति इति महीभुक्, ते महीभुजः। રાજાઓને.

कृतः –कृनुं क. भू. कृदंत करेलो.

कृता०— कृतः अवधिः येन सः (बहु.) तस्य कृतावधेः हुन हरिमि- ચાન જે તેર વર્ષની શરત કરી છે તે તોડવામાં તને કંઈ ફાયદો નથી. જો એ શરતનો તું ભંગ કરીશ અને અત્યારે યુદ્ધ આદરીશ તો બીજા રાજાઓ તારું એ વર્તન સહી નહિ લે. આ તેમને તારાથી જુદા પાડશે.

प्रविपाटयिता–प्र+वि+पट् नुं प्रेरक पहेलो भविष्यकाळ (लुट्) त्री. पु. ए. व. जुदा पाडशे

समुत्पतन्–सम् +उद् +पत् नुं वर्त. कृदंत पु. प्र. ए. व. ઊગતા.

हरिदश्वः –हरितः अश्वाः यस्य सः (बहु.)

हरिदश्वः –सूर्य. वांचो रघु—हरिदश्वदीधितेरनुप्रवेशादिव वाल-चन्द्रमाः । જેમ ઊગતો સૂર્ય કમળોના યૂથને ભેદે (જુદા પાડે) તેમ આ અસમયનું યુદ્ધ આ રાજાઓને આપણાથી જુદા પાડશે.

कमलाकरान् –कमलस्य आकराः કમળના સમૂહને.

आकरः –સમૂહ.

જેમ સૂર્યોદયે કમળના સમૂહની પાંખડીઓ ઉઘડે અને તે ભેદાય તેમ અયોગ્ય સમયના યુદ્ધથી આ બધા મિત્ર રાજાઓ આપણાથી જુદા પડશે. આમ અહીં નવા હુમલાને સૂર્યોદય સાથે અને મિત્ર રાજા-ઓને (इमान्) કમળના સમૂહ સાથે સરખાવ્યા છે. તેથી ઉપમા છે. એકલા કમળના સમૂહને નહિ પણ નાની કમળની પાંખડીઓને પણ છૂટી કરે છે તેમ આવો સામનો આ રાજાઓના આશ્રિત નાના રાજા-ઓને પણ આપણાથી વિમુખ કરશે.

વાંચો चित्र०—समुत्पतन्निति वर्तमानप्रत्ययेन महीभुजां कमला-कराणां च विश्लेषस्याविलम्बित्वं च द्योत्यते । आकारशब्दः समूहार्थः

प्रभवार्थो वा । तेन पद्मसमूहाः पद्मोत्पत्तिस्थानानि सरांसि वोच्यन्ते। अवयवानां दलानां विश्लेषणमवयविषु कमलाकरेषूपचर्यते। महीभुजां विश्लेष तदङ्गानां युवराजादीनां विश्लेषणाभिध्यज्यत इति द्योतयितुम् परिस्फुटावयव-विश्लेषः कमलाकरदृष्टान्ते उपन्यस्तः ॥

(४७) અન્વય-मदोद्धतः सः नृपतीन् विलङ्घयन् उपजापसहान् विधाता, जनः अधःक्रियां न सहते लोकाधिकधाम राजकं किमु सहेत।

स नृपतीन् उपजापसहान् विधाता-એ પોતે જ રાજાઓને જુદા કરશે. કેવી રીતે? नृपतीन् विलङ्घ्य-એ પોતે જ રાજાઓનો અણગમો વહોરી લેશે. એમ કેમ? પેલા દૂતે કહ્યું તેમ સુયોધન તો નીતિજ્ઞ લાગે છે. ના એમ નથી. मदोद्धतः सः -તે મદોદ્ધત છે. પણ એમાં રાજા-ઓને શું? जनः अपि अधः क्रियां न सहते लोकाधिकधाम राजकं किमु? એક સાધારણ મનુષ્ય પણ અપમાન સહી શકતો નથી તો એવા રાજાઓનું જો દુર્યોધન અપમાન કરે તો શું કહેવું? તેઓ તો દુર્યોધન તરફનું આવું અપમાન સહી ન જ શકે.

જરા ધીરજ ધરવાથી આપણું કામ એની મેળે થઈ જશે. સુયોધન પોતે મિજાજી છે. એ પોતે જ બીજા રાજાઓનું અપમાન કરશે. એક સાધારણ માણસ પણ અપમાન સહી શકતો નથી તો આવા રાજાઓ ક્યાંથી સહન કરી શકે? આમ આ તેર વરસની શરત પાળવા જતાં બીજા આવા અપમાનિત રાજાઓ પણ સુયોધનને છોડીને આપણા પક્ષમાં ભળશે. દુર્યોધન કેવળ નરમ અને સારો દેખાય છે તે થોડા જ વખત માટે. એનો સ્વભાવ એની પોતાની વિરુદ્ધ જશે. એ પોતે પોતાની ધારણા પ્રમાણે નીતિથી બધાને વશ કરી સ્થિર અને નિર્ભય થશે ત્યારે તેનું અહં ઊછળી આવશે તેનો અસલ સ્વભાવ પ્રગટ થશે અને એ અભિમાનમાં તે બીજાઓનું અપમાન કરશે અને આમ એના જ મિત્રો એના દુશ્મન બનશે. સમ્પત્તિનો કેફ દુર્જન મનુષ્યને ચડે છે જ. सर्वथा दुर्जनं सम्पदो विकारयन्ति इति भाव'।

આમ અત્યારે ચોળી જવાથી ભવિષ્યમાં તેમને ઘણા મિત્રો મળી રહેશે.

નોંધ.

उपजापसहान्—सहन्ते इति सहाः उपजापस्य सहाः (ष. तत्.) જુદા પાડવાને ચોગ્ય.

विलङ्घयन् —वि+लङ्घ् (ગણ ૧૦) નું વર્ત. કૃ. અપમાન કરતો.

विधाता—કરશે. वि+धा નું પ્રથમ ભવિ. કાળ (लुट्) ત્રી. પુ. એ. વ.

नृपतीन्—नृणां पतयः (ष. तत्.)

मदोद्धतः—उद्+हन् નું કર્મણિ ભૂ. કૃદંત उद्धत પણ અર્થ કર્તનિ. વાંચો "मदो रेतसि कस्तूर्यां गर्वे हर्षेऽभदानयोः।" इति मेदिनी। मदेन उद्धतः (तृ. तत्.) પહેલા સર્ગમાં બતાવ્યા પ્રમાણે નીતિથી લોકોને જીતીને પછી દુર્યોધન જરૂર એના સ્વભાવ ઉપર જવાનો.

सहते—सह् નું વર્ત. કાળ (लट्) ત્રી. પુ. એ. વ. સહન કરે છે

अधः क्रियाम्—અપમાન.

किमु—અહીં પ્રશ્ન બતાવે છે किंवक्तव्यमित्यर्थः વાંચો—सद्यः क्रीडारसच्छेदं प्राकृतोऽपि न मर्षयेत्। किमु लोकाधिकं धाम बिभ्राणः पृथिवीपतिः। સાધારણ માણસ જ્યારે અપમાન નથી સહી શકતો તો રાજાએ તો કેવી રીતે સહન કરે? એ ભાવ અહીં છે.

लोक॰—लोकात् अधिकं धाम यस्य तद् (बहु.) સાધારણ માણસથી વધારે જેતું તેજ છે તે. રાજાએ તો સાધારણ માણસોથી વધારે જ લેખાય. વાંચો मनु॰—अष्टाभिश्च सुरेन्द्राणां मात्राभिर्निर्मितो नृपः। तस्मादभिभवत्येष सर्वभूतानि तेजसा।

राजकम्—राज्ञां समूह इति राजकम्।

(४८) અન્વય—अयमापितकुलसंपदां अभिमानशालिना विभूतयः तावता विनयेन हृतवेगं मदं संस्तम्भयितुं प्रभवन्ति।

સમજૂતી—વનેચરની વાત પ્રમાણે તો દુર્યોધન અભિમાની નથી થયો એ સ્પષ્ટ છે विभूतय मदम् उत्तम्मयितु प्रभवन्ति—સંપત્તિ જરૂર અભિમાન લાવે છે પણ વિનય શું અભિમાનને દૂર ન રાખી શકે ? એ થઈ શકે પણ દુર્યોધનની બાબતમાં એવુ નથી तावता विनयेन हृत वेग मदम्—એટલા જ (માત્ર થોડા) વિનયથી તેણે ગર્વને કાબૂમાં રાખ્યો છે એ કંઈ પ્રકૃતિથી શાત નથી

असमापितकृत्यसम्पद ! मदम् उत्तम्मयितुम्—હજી આપણે જીવતા છીએ અને બદલો લઈ શકીએ તેમ છીએ તેથી તેનુ કાર્ય હજી પૂરૂ થયું નથી આપણને મારીને જ તે પોતાની સ્થિતિ સદ્ધર કરી શકે તે માટે તે એકેએક ગજ્જને દાબવા યત્ન કરે છે. ઘણા રાજા દબતા ન હોવાથી તે કામ હજી થયુ નથી આમ જ્યારે આમ છે ત્યારે પ્રકૃતિથી શાત નથી તેવો દુર્યોધન તેનુ આ કામ ન થતાં અવશ્ય ઉશ્કેરાશે જ. એવુ કેમ ? ન પણ ઉશ્કેરાય એ ચોક્કસ ઉશ્કેરાશે કારણ ? अभिमा नशालिनां मदम् उत्तम्भयितुम्—દુર્યોધન સ્વભાવથી જ અભિમાની છે આપણે નહિ દબાઈએ કે મરીએ એટલે જરૂર એ કામ પાર પાડવા તે ઉશ્કેરાશે જ અને બધા રાજાઓ ઉપર સત્તા જમાવવા પ્રયત્ન કરશે આપણને દાબવામાં જે કંઈ કરવુ જોઈએ તે કરવામાં જરાક પણ વાંધો આવતા તે ઉશ્કેરાશે જ

દૂતના મ્હેવા પ્રમાણે તો દુર્યોધન નાના રાજાઓ સાથે સારો સબધ રાખે છે, તો પછી તેમનુ અપમાન કરવાનો પ્રશ્ન જ ક્યાં રહે છે ? યુધિષ્ઠિર આ દલીલનો અહીં જવાબ આપે છે કે પાંડવોથી નિર્ભય થતા તે બધાને નીતિથી જીતવા માગે છે તે માટે તે ખોટો દેખાવનો વિનય ધારે છે આપણે હજી મર્યા નથી. આથી તે એકેએકને દાબવા માગશે એનુ આ કાર્ય સાધવામાં કેટલાક રાજાઓ દબતા નથી એમ જ્યારે તેને લાગશે ત્યારે તેનો અસલ ક્રોધી સ્વભાવ પ્રગટ થશે જ ગમે તે પ્રકારે તે બધા રાજાઓને દબાવવા પ્રયત્ન કરશે. તેમ કરવામાં જે

રાજા નહિ માને તેના ઉપર તે બળ પણ વાપરશે. એમ થશે ત્યારે તે રાજાઓનું અપમાન થતાં એ બધા રાજાઓ એના જ દુશ્મન થશે. કારણ સાધારણ મનુષ્ય પણ અપમાન ન સહી શકે તો આટલા મોટા રાજાઓ તો ક્યાંથી જ સહી શકે? એમ થશે ત્યારે છૂપી વાટાઘાટ દ્વારા એ બધા રાજાઓ સાથે આપણે સંધિ કરી શકીશું અને આમ શરત પાળવાથી આપણને બીજા ઘણા મિત્રો મળશે. દુર્યોધનનો સ્વભાવ જ દુર્યોધનનો દુશ્મન બનશે.

## નોંધ

*असमापित०*—सम् + आप् નું પ્રેરક ક. ભૂ. કૃ. સ્ત્રી. समापिताः । न समापिताः असमापिताः । (नञ् तत्) कृत्यानां सम्पदः (ष तत्) असमापिताः कृत्यसम्पदः यैः ते (बहु.) येषाम् । જેમની કાર્યસામગ્રી પૂરી થઈ નથી તેરા.

हृतवेगम्—हृन् નુ ક. ભૂ. કૃ हृत. हृतः वेगः यस्य सः (बहु) तम् । જેનો વેગ ઓછો કરાયો છે તેનો. અર્થાત્ પ્રકૃતિથી દુર્યોધન શાંત નથી. કેવળ થોડા વખત માટે આ ક્રોધને તેણે કાબૂમાં રાખ્યો છે.

विनयेन तावता—તેટલા વિનયથી. तावता—તેટલા દેખાય છે એટલા (થોડા) આવો થોડો વિનય ક્રોધને નિર્મૂળ ન કરી શકે. હા. ફક્ત થોડા સમય માટે એ એનો આવેગ ઓછો કરી શકે.

प्रभवन्ति—प्र + भू નુ વર્ત. કાળ. (लट्) ત્રી. પુ. બ. વચન. શક્તિમાન થાય છે

अभिमान०—अभि + मन + घञ् भावे = अभिमानः । अभिमानेन शालन्ते ते, तेषाम् । અભિમાનથી છકી ગયેલાઓનો. અહીં अभिमान शालीन પાઠફેર છે.

मदम्—ગર્વ.

उत्तम्भयितुम्—उद् + स्तम्भ् નું પ્રેરક હેત્વર્થ કૃદંત ઉશ્કેરવા માટે.

त्रिभूतयः—સંપત્તિ. સંપત્તિની પાછળ અભિમાન અવશ્ય આવે જ છે. વાંચો રઘુ૦—त्रयोरूप त्रिभूतीनामेकैकम् मदकारणम् ॥

(૪૯) અન્વય—मूढता मदमानसमुद्धतं नृप नियमेन न वियुङ्क्ते अतिमूढः नयात् उदस्यते; जनः नयहीनात् अपरज्यते ।

સમજૂતી—વારૂ. ધારો કે એ મદ અને માનથી છકી ગયો છે. તો શું? मूढता नियमेन मदमानसमुद्धतं नृप न वियुङ्क्ते—એવા મદ અને માનથી છકી ગયેલા રાજાને મૂર્ખાઈ છોડતી નથી. અર્થાત્ મદ અને માનમાં છકી ગયેલો રાજા મૂર્ખાઈનું પ્રદર્શન કરે છે. પછી શું થાય? अतिमूढ नयात् उदस्यते—એવો મૂઢ મનુષ્ય નીતિમાં ભૂલ કરે છે. પછી? नयहीनात् अपरज्यते जनः—એવા નીતિમાં ભૂલ કરનાર રાજા તરફ લોકોને અણગમો પેદા થાય છે

અહીં યુધિષ્ઠિર બતાવે છે કે મદ અને માનનું આખરે કેવું ખરાબ પરિણામ આવે છે। મદ અને માનથી મૂઢતા આવે છે. મૂઢતાથી નીતિમાં ભૂલ થાય છે. એવી નીતિમાં ભૂલ થાય છે ત્યારે લોકોને તેના પ્રત્યે આદર રહેતો નથી.

## નોંધ

मद०—सम् + उद् + हन् નું ક. ભૂ. કૃદંત. समुद्धतः। मदश्च मानश्च मदमानौ (દ્વન્દ્વ) ताभ्यां समुद्धतः (तृ. तत्) तम् । મદ અને માનથી છકી ગયેલો.

नृपम्—नॄन् पाति इति नृपः । तम् ।

वियुङ्क्ते—वि + युज् (૭ મો ગણ) વર્ત. કાળ (लट्) ત્રી. પુ. એ. વચન.

नियमेन—ચોક્કસ. मूढता—મૂઢતા. એવો ક્રોધી અને અભિમાની રાજા મૂર્ખ હોય છે જ કારણ તે મૂર્ખ સમજતો નથી કે ક્રોધ અને અભિમાન જ તેની પડતીનું કારણ બને.

જો એમ્દમ કુહાડીના ઘા કરવા માંડે તો એવું જબરૂં વૃક્ષ સ્હેલાઈથી પડતું નથી, અને કદાચ ન પણ પડે પણ જો કોઈ મનુષ્ય જરા ધીરજથી વાટ જુએ તો જબરા પવનથી એ વૃક્ષ હચમચે અને એ જ પવનથી ધીમે ધીમે તેનાં મૂળિયાં નષ્ટ પામે છે અને અંતે તે વગર મહેનતે એની મેળે પડે છે તેવી જ રીતે મોટા શત્રુની એમ્દમ સામે જવાથી તે સહેલાઈથી પડતો નથી અને કદાચ ન પણ પડે, પણ જો કોઈ ધીરજથી અવસરની વાટ જુએ તો અવશ્ય તે શત્રુ પડે છે કારણ તે પણ વૃક્ષની માફક દ્વેષના પવનથી હચમચી ઊઠ્યો હોય છે અને એ જ અસંતોષને કારણે તેના મૂળ વગેરે પણ હાલી ઊઠે છે અને નષ્ટ થાય છે અને આવો મોટો શત્રુ પણ પડે છે આમ અહીં ઉપમા છે 'अपरागसमीरण' માં अपराग: समीरण इव- એમ ઉપમા છે

નોંધ

अपराग॰—अप + रञ्ज + घञ् भावे = अपराग।

अपराग: समीरण इव इति अपरागसमीरण: (उपमित कर्म॰) तेन इरित। —અપ્રીતિ (અસંતોષ) ના પવનથી હચમચેલું વૃક્ષ સાથે —(અસંતોષ જેવા પવનથી) અને શત્રુ સાથે પવન જેવા અસંતોષથી

क्रम॰—मूलानां सन्तति: मूलसन्तति: (ष त॰) क्रमेण शीर्णा आकुला च मूलसन्तति: यस्य स: (बहु॰) જેનો મૂળનો સમૂહ ધીમે ધીમે હાલ્યો છે અને છિન્નભિન્ન થયો છે તેવો અહીં तरु સાથે मूलसन्तति એટલે મૂળિયાંનો જથ્થો અર્થ થાય. અને શત્રુ સાથે પ્રકૃતિમંડળ પ્રજા અને આપ્તવર્ગ વગેરે અર્થ થાય. વળી કામંદક-નીતિસાર-अमात्य-राष्ट्रदुर्गाणि कोषो दण्डश्च पञ्चम:। एता: प्रकृतयस्तज्ज्ञै: विजिगीषोरुदाहृता: ॥ एता: पञ्च तथा मित्रं सप्तमं पृथिवीपति:। सप्तप्रकृतिकं राज्यमित्युवाच बृहस्पति: ॥

सुकर:—सुखेन क्रियते इति। सुकर:। સહેલાઈથી કરાય તેવો.

तरुवत्—વૃક્ષની માફક तरुणा तुल्यम् इति ' तेन तुल्यं क्रिया चेत् वतिः ' —એ નિયમ પ્રમાણે

सहिष्णुना—સહિષ્ણુ વડે रिपु—શત્રુ

उन्मूलयितुम्—उद् + मूल ( દસમો ગણ ) નું હેત્વર્થ કૃદંત ઉખેડવા

महान्—મોટુ આ વિશેષણ શત્રુને અને વૃક્ષને એમ બંનેને લાગે છે. મૂલ ઉપર શ્લેષ છે तरु સાથે मूल એટલે મૂળનો સમૂહ અર્થ થાય જ્યારે શત્રુ સાથે પ્રકૃતિ મંડળ પ્રજા અને આપ્તજનો નો સમૂહ અર્થ થાય. આમ मूल ઉપર શ્લેષ છે तरुवत्॰ માં આગળ જોયું તેમ ઉપમા છે ઉક્તને अनराग॰, क्रम॰ નુ કારણ છે અને क्रम॰—તે उन्मूलयितुम् सुकरः નુ કારણ છે તેથી અહીં કારણમાલા અલંકાર પણ થયો આમ અહીં <u>કારણમાલા</u> અને ઉપમાની સંસૃષ્ટિ છે

વાંચો चित्र॰—समन्ततः प्रसरता समीरणेन प्रचलितस्य महतोऽपि वनस्पतेः क्रमेण कानिचिन्मूलानि विशीर्णानि भवति, कानिचिदाकुलानि भवन्ति, इति क्रमशीर्णाकुलमूलस्ततः वनस्पतिः यथा इन्धनार्थिना काल्क्षेन काल्क्षेपसहिष्णुना कालान्तरे सुखेनोन्मूल्यते, तथैवाविधेयप्रकृतिमण्डल सुयोधन कालान्तरे सुखेनोन्मूलनोय, नैवेदानीमिति तात्पर्यार्थः ।

(૫૧) અન્વય—अन्तः प्रकृतिप्रकोपजः विग्रहः अणुः अपि प्रभुम् उपहन्ति तरुशाखान्तनिघर्षजः अनलः अखिलं भूधरं दिनस्ति हि ।

સમજૂતી—अन्तः प्रकृतिप्रकोपजः विग्रहः प्रभुम् उपहन्ति—આંતરિક કલહ સ્વામીનો વિનાશ કરે છે પણ કલહ નાનો હોય તો યે ? हा अणुः अपि विग्रहः. उपहन्ति—કલહ નાનો હોય છતા તે વિનાશ લાવે છે એવો કોઈ દાખલો છે ? હ तरुशाखान्तनिघर्षजः अनलः हि भूधरं दिनस्ति—વૃક્ષની ડાળીઓ ઘસાવાથી પ્રગટેલો નાનો એવો અગ્નિ પણ આખા પર્વતને બાળી નાખે છે

નાનુ ઘર્ષણ શુ કરી શકવાનુ છે ? એ પ્રશ્નનો જવાબ અહી

अतिगूढ —अतिशयेन गूढ अतिगूढ (प्रादि तत् )

उदस्यते-उद्+अस् ( ચોથો ગણ ) નુ કર્મણિ વર્ત કાળ (लट्) ની પુ એ વ

नयात् —નીતિમાંથી—નયમાંથી. अपादाने पचमी । ध्रुवमपाये अपादानम् ।

नयहीनात् —नयेन हीन ( तृ तत् ) तस्मात् ।

અપર અપરરુ अपरज्यते-अप+रज्ज् (ચોથો ગણ) નુ વર્ત કાળ ( लट् ) ત્રી. પુ એ વ

અહીં પ્રથમ ગણાવેલી બાબત પછી ગણાવેલી બાબતનું અનુક્રમે કારણ બને છે તેથી કારણમાલા અલંકાર છે જેમકે મદ અને માન મૂઢતાનુ કારણ છે મૂઢતા नयात् उदस्यते નુ કારણ છે नयात् उदस्यते अपरज्यते નુ કારણ છે

(૫૦) અન્વય—अपरागसमीरणेरित क्रमशीर्णाकुलमूलसततिः महान् अपि रिपु तरुवत् सहिष्णुना उन्मूलयितुं सुकर भवति ।

સમજૂતી—रिपु उन्मूलयितुम् सुकर શત્રુને ઉખેડી નાખવો સહેલો છે પણ શત્રુ મોટો હોય તો ? महानपि सुकर —મોટો હોય તો પણ સહેલાઈથી ઉખેડી શકાય કઈ રીતે ? કોનાથી ? सहिष्णुना—સહિષ્ણુતાથી મોટો શત્રુ પણ સહેલાઈથી ઉખેડી શકાય છે કોની માફક ? तरुवत् એક વૃક્ષની માફક તેને સહેલાઈથી ઉખેડી શકાય છે કેવી રીતે ? अपरागस मीरणेरित रिपु —દ્વેષ રૂપી પવનથી હચમચેલો તે શત્રુ જરૂર સહિષ્ણુતાથી નમે છે પછી ? क्रमशीर्णाकुलमूलसन्तति —ધીમે ધીમે જેના મૂળનો સમૂહ છિન્નભિન્ન થયો છે તેવો શત્રુ સહિષ્ણુતાથી જરૂર પડે છે

અહીં યુધિષ્ઠિર બતાવે છે કે મદ અને માનથી ઉદ્ભવતા અનર્થો વધે છે અને ધીમે ધીમે તેનો વિનાશ થાય છે આગળના શ્લોકમાં જોયું કે મદ અને માનથી મૂઢતા આવે છે, એ મૂઢતાથી

નયમાં ભૂલ આવે છે. નીતિની એ ભૂલથી લોકોનો અસંતોષ મળે છે. હવે આગળ શું થાય તે આ શ્લોકમાં બતાવ્યું છે. લોકોના અસંતોષથી એ શત્રુ ધીમે ધીમે હચમચે છે. ધીમે ધીમે તેનું મૂળ વગેરે સુકાઈ જાય છે. આખરે એક વૃક્ષની માફક તે શત્રુ સહેલાઈથી નષ્ટ થાય છે. પણ એ બધું કોણ કરી શકે છે ? એ બધું કેવળ સહિષ્ણુ જ કરી શકે છે. જે મનુષ્ય સહિષ્ણુ હોય છે તે જ પોતાના શત્રુ બહુ સહેલાઈથી નષ્ટ કરી શકે છે.

અહીં સહેલાઈથી ઉખડી પડતા શત્રુને વૃક્ષ સાથે સરખાવ્યો છે. જેમ કોઈ વૃક્ષ પવનથી હચમચી જાય અને ધીમે ધીમે તેનાં મૂળ વગેરે સુકાઈ જવાથી જેમ તે સહેલાઈથી પડે છે તેમ શત્રુ ભલે મોટો હોય છતાં અપ્રીતિ રૂપી પવનથી તે હચમચી જાય છે અને ધીમે ધીમે પ્રકૃતિમંડળ (અમાત્યમંડળ) અને સ્વજન વર્ગ હાલી જાય છે અને નષ્ટ થાય છે અને તે શત્રુ મોટો હોય તો પણ આવી રીતે પડે છે. આમ અહીં ઉપમા છે. સરખામણી નીચે પ્રમાણે છે—

| | |
|---|---|
| મહાન્ શત્રુ<br>મોટો શત્રુ | મહાન્ તરુવત્<br>મોટું વૃક્ષ. |
| (૧) અપરાગ૦<br>અપ્રીતિના પવનથી હચમચે છે | (૧) અપ્રીતિ જેવા પવનથી<br>હચમચે છે |
| (૨) ક્રમ૦<br>ધીમે ધીમે અમાત્યવર્ગ અને<br>આપ્તમંડળ નષ્ટ થાય છે | ક્રમ૦<br>ધીમે ધીમે મૂળ ડાળાં<br>વગેરે નષ્ટ થાય છે. |
| (૩) સહિષ્ણુના ઉન્મૂલયિતુમ્<br>સુકર:<br>સહિષ્ણુથી તેવો મોટો<br>શત્રુ આ રીતે નષ્ટ થાય છે | (૩) સહિષ્ણુના ઉન્મૂલયિતુ<br>સુકર<br>સહિષ્ણુ (ધીરજથી વાટ જોનાર) માટે<br>આવુ મોટુ વૃક્ષ સહેલાઈથી પડે છે |

યુધિષ્ઠિર આપે છે નાનુ એવુ પણ આંતરવિગ્રહ આખા રાજ્યનો વિનાશ કરે છે વૃક્ષની ડાળીઓ ઘસાવાથી પ્રગટેલો એક સાધારણ અગ્નિ પણ આખા પર્વતને બાળી મૂકે છે.

નોંધ

अणु—નાનો અલ્પ 'अण्डव्रीहयल्पयो' इति हेमचन्द्र।

उपहन्ति—उप + हन् તુ ક. વ. કાળ (लट्) ત્રી પુ એ વ. વિનાશ કરે છે

विग्रह —વિગ્રહ प्रभुम्–સ્વામીને રાજાને प्रभवतीति प्रभुः।

अन्त०—अन्त्यस्था प्रकृतिः (शाकपार्थिवादिवत् कर्म) अन्तःप्रकृते प्रकोप (ष तत्०) अस्मात् जात इति (उप० तत्०) આંતરપ્રકૃતિના પ્રકોપથી ઉદ્ભવેલો वैजयन्ती પ્રમાણે प्रकृति એટલે (૧) પાંચ તત્ત્વો (૨) પ્રકૃતિ (૩) મૂળ કારણ (૪) જીવ (૫) કારણ (૬) ગુહ્ય (૭) પ્રાણી (૮) પ્રધાનો એમ અર્થ થાય प्रकृति पञ्चभूतेषु स्वभावे मूलकारणे। छन्दः कारणगुह्ययेषु अत्वमात्यादिकेष्वपि' इति वैजयन्ती।

प्रकृति એટલે રાજ્યનાં મુખ્ય અંગો તે નીચે પ્રમાણે છે–
स्वाम्यमात्यजनपददुर्गकोशदण्डमित्राणि प्रकृतय। (કૌટિલ્યનું અર્થશાસ્ત્ર) (૧) રાજા (૨) પ્રધાન (૩) રાષ્ટ્ર (૪) દુર્ગ (૫) ભંડાર (૬) લશ્કર (૭) મિત્રો કેટલાકને મતે (૮) 'પ્રજા' પણ આવી જાય.

જ્યારે રાજા નીતિવિરુદ્ધ આચરણ કરે ત્યારે આ અંદરનાં મુખ્ય તત્ત્વો નારાજ થાય એ અસંતોષને પરિણામે તેમનો કોપ પ્રજ્વળી ઊઠે. એ કોપ નાનો હોય તો પણ તેમાંથી ભારે વિનાશ થાય

વાંચો કૌટિલ્યનુ અર્થશાસ્ત્ર–राजा राज्यमिति प्रकृतिसंक्षेप। राज्ञः अभ्यन्तर बाह्य वा कोप इति। अहिभयादभ्यन्तरः कोपः बाह्यकोपात् पापीयान्। अन्तरममात्यकोपश्चान्त कोपात्।

वर्ग्ये—कामन्दकः—पुरोहितामात्यकुमारयुवराजः सेनाभिगोप्तार इमे प्रधानाः। एषां हि मन्त्रोद्यतमप्रकोपमन्तः प्रकोप समुपादिशन्ति ।

वर्ग्ये चित्र०—प्रभुः क्रियते क्षत्रियः याभिः ता प्रकृतयः अन्तःप्रकृतयः बहिः प्रकृतयः इति द्विधा प्रकृतयः। यथेष्टचेष्टतया पूर्वं जानपदानां जनानामपराधं जनयति । तत्कृतां बाधामसहयन् पुनः बाह्यप्रकृतीनामुद्वेगं उत्पादयति । प्रकुपिता अपि बाह्यप्रकृतयः प्रभुणा स्वयं विग्रहीतुं न शक्नुवन्ति ततस्तु निरङ्कुशेन नरेन्द्रेण कृतापमानव्यलीकाः प्रकुपिताः अन्तःप्रकृतयः प्रकोपितबाह्यप्रकृतिना प्रभुणा स्वयं विगृह्णन्तीत्येवेति क्रमोपजातः विरोधः इह विग्रहशब्देन विनस्यते ।

अखिलम्—આખા.

हिनस्ति—हिंस् (ઉભ. ગણ) વર્ત. કાળ (लट्) ત્રી. પુ. એ. વ વિનાશ કરે છે.

भूधरम्—धरतीति धरः । भुवः धरः इति भूधरः । (ष तत्.) तम् । પર્વતને.

तरु०—तरूणां शाखाः (ष. तत्.) तासाम् अन्ताः (ष. तत्.) तेषां निघर्षः (ष. तत्) तस्मात् जातः इति (उप. तत्.) વૃક્ષની શાખાના છેડા ઘસાવાથી પ્રગટેલો.

અહીં પ્રથમાર્ધના વિશેષ વાક્યનું દ્વિતીયાર્ધના વિશેષ વાક્યથી સમર્થન થયું છે. તેથી દૃષ્ટાન્ત અલંકાર છે ઉપમાન, ઉપમેય અને સાધારણ ધર્મ અહીં પરસ્પર 'बिम्बप्रतिबिम्ब' ભાવથી રહ્યા છે. તે નીચે પ્રમાણે છે—

(१) प्रभु—भूधर

(२) अन्तःप्रकृतिप्रकोपज—तरुशाखान्तनिघर्षज

(३) विग्रह—अनल

પણ અહીં એક ત્રુટી છે. વૃક્ષની શાખાઓ પરસ્પર ઘસાય અને તેથી અગ્નિ પ્રગટે, જ્યારે અન્તઃપ્રકૃતિનાં તત્વો પરસ્પર ઘર્ષણ ન પામતાં બધાં એકી સાથે રાજા સાથે ઘર્ષણ પામે છે. આ મર્યાદા સાથે અહી દૃષ્ટાન્ત અલંકાર સમજવાનો છે.

(૫૨) અન્વય–विनयप्रमाथिनः द्विष समुन्नतिम् मतिमान् समुपेक्षेत तादृक् अन्तरे खलु सुजय. हि अविनीतसम्पद' विपदन्ता' ।

સમજુતી–मतिमान् द्विष' समुन्नतिं समुपेक्षेत–ડાહ્યો મનુષ્ય શત્રુની, ઉન્નતિની ઉપેક્ષા કરે છે. એ વળી આશ્ચર્ય પામવા જેવું છે. विनय-प्रमाथिन. द्विषः–ગમે તે શત્રુ નહિ પણ વિનયનો ભંગ કરનારા શત્રુની ઉન્નતિને શાણો મનુષ્ય મહત્વ આપતો નથી. એમ કેમ વારૂ ? तादृक् खलु अन्तरे सुजयः–એવો શત્રુ જરૂર કોઈ તક આપવાનો કે જેથી તે પોતે નષ્ટ થાય એ ખરૂં છે ! અવશ્ય. अविनीतसम्पदः विपदन्ता हि–વિનય વગરનાની સંપત્તિ ખરેખર વિનાશમાં પરિણમે છે.

ઊગતા શત્રુની કેવી રીતે ઉપેક્ષા કરી શકાય એમ જો કહેવામાં આવે તો તેનો એ જવાબ છે કે એવો શત્રુ જો વિનયનું ઉલ્લંઘન કરનારો હોય, તો તે જરૂર એના સ્વભાવથી જ નાશ પામવાનો. એવો શત્રુ કોઈ એવી ભૂલ કરવાનો કે જે તક સાધી તેના ઉપર આક્રમણ કરવાથી તે જરૂર વિનાશ પામવાનો આથી તેર વર્ષની શરત પાળવાથી એ ગાળા દરમિયાન સુયોધન પોતે જ એવી તક આપશે. એ પોતે એના સ્વભાવથી પ્રજાનો અસંતોષ વહોરી લેશે. એવી રીતે જ્યારે એ સહેજ નબળો થાય ત્યારે તે તક ઝડપી તેની સામે યુદ્ધ કરવાથી તે જરૂર પડશે ઉપરાંત આપણી નીતિ જોઈને ઊલટા બીજા રાજાઓ અવશ્ય તેને છોડીને આપણને મદદ કરશે

નોંધ

मतिमान्—मति+मतुप्= मतिमान् બુદ્ધિમાન. ડાહ્યો

विनय०—विनय प्रमथतीति विनयप्रमाथी–જે વિનયનું ઉલ્લંઘન કરે છે તે.

समुपेक्षेत—सम्+उप+ईक्ष्, તુ વિધ્યર્થ ( विधिलिङ ) ત્રી પુ. એ વ. ઉપેક્ષા કરે.

समुन्नतिम् –ઉન્નતિ. द्विषः –શત્રુની.

सुजयः —सुखेन जीयते इति सुजयः સરેલાઈથી જીતાય તેવો.

तादृक् –तमिव एतम् पश्यन्ति जनाः स एव, स इव दृश्यमानः, तमिव आत्मानं पश्यति इति तादृक् । તેવો.

अन्तरे—તક સાંપડે ત્યારે. જે શત્રુ નીતિની વિરુદ્ધ જાય છે તે સહેલાઈથી ઉખેડી શકાય છે. વાંચો શિશુ०–अधिगम्य च रन्ध्रमन्तरा जनयन् मण्डलभेदमन्यतः । खनति क्षततद्वृतिः क्षणादपि मूलानि महान्ति कस्यचित् ॥

विपदन्ताः –विपद् अन्ते आसाम् इति विपदन्ता –અંતે વિનાશયુક્ત.

हि–हि हेतावधारणे ।

अविनीतः—वि+नी નું ક. ભૂ. કૃ. विनीत न विनीतः अविनीतः ( नञ् तत्. ) अविनीतानां सम्पदः ( ष. तत्. ) —અવિનીતોની સંપત્તિ વાંચો—अविनीतसम्पदो विशिष्टव्यसनानुबन्धा इत्यर्थः । अविनीतानां सम्पदस्तथा दुरन्ताः श्रूयन्त इति हि शब्देन द्योत्यते । —વાંચો અર્થશાસ્ત્ર विनयमूलो दण्ड· प्राणभृतां योगक्षेमावह· । विद्याविनीतो राजा हि प्रजानां विनये रत· अनन्यां पृथिवीं भुङ्क्ते सर्वभूतहिते रतः ।

અહીં सुजयः खलु तादृक् अन्तरे... એ વિશેષ વાક્યનું પછીના સામાન્ય વાક્ય अविनीतसम्पदः विपदन्ता हि–દ્વારા સમર્થન થયું છે. તેથી અર્થાન્તરન્યાસ અલંકાર છે.

યુધિષ્ઠિર જે વખતે ભીમને આ બોધ કરતા હતા તે વખતે જ પરાશરના પુત્ર વ્યાસ ત્યાં આવ્યા ત્રીજા સર્ગમાં અર્જુન પ્રવેશવાનો છે તેથી હવે આ શ્લોકથી વાતાવ શુ બદનાય છે વ્યાસની સલાહથી સઘળુ કામ થવાનુ છે તેથી તે અહીથી પ્રવેશે છે આ શ્લોકથી આખી વાત જરા પલટો લે છે

નોધ

अनुशासनम्--अनु + शास् નુ વર્ત કૃદત પુ દ્વિ એ. વચન ઉપદેશ આપના

अनाकुलम्- न आकुलं यथा स्यात् तथा अनाकुलं (અવ્યયીભાવ) આકુળ થયા વગર

नयवत्म-नयस्य वर्त्म (ष तत) નીતિનો માર્ગ સધિ વિગ્રહ વગેરે આ अनुशासनम् નુ પ્રધાન કર્મ છે शास् ધાતુ બે કર્મ લે છે

आकुलम्-આકુળ વાંચો शाकु०-५-इत्याद्यबहुप्रर्कमपरिच्छेदा कुल मे मम ॥

अर्जुनाग्रजम्-अग्र जात अग्रज । अजुनस्य अग्रज (ष तत्) અર્જુનનો મોટો ભાઈ शास् ધાતુ દ્વિકર્મક છે-अजुनाग्रजम् તેનુ અપ્રધાન કર્મ છે

स्वयम्—પોતે અર્થ વસ્તુ વાંચો અમરકોષ-"अर्थोभिधेयरैवस्तु प्रयोजननिवृत्तिषु"

अभिवाञ्छित -अभि + वाञ्छ् નુ ભૂ કૃ ઇચ્છેલી આગળના શ્લોકમાં કહ્યુ કે દુર્યોધનનુ રાજ્ય તેનો પડોશી રાજા છીની લેશે એ ઇચ્છિત વસ્તુ અર્થાત યુધિષ્ઠિર પોતે તે રાજ્ય હતી લેશે એ ઇચ્છિત વસ્તુ જાણે મૂર્તિમાન વ્યાસરૂપે આવી છે એવી કલ્પના અહી છે

अभीयाय—अभि + इ નુ પરોક્ષ ભૂ. કા (लिट्) ની પુ એ. વ.- પાસે આ યા

पराशरात्मजः—पराशरस्य आत्मजः (ष. तत्) વ્યાસ પરાશર અને સત્યવતીના પુત્ર હતા. તે પણ એક ઋષિ હતા. તેમણે પરાશરસંહિતા લખી હતી. વશિષ્ઠના પૌત્ર તરીકે પણ તે જાણીતા છે.

વ્યાસ જાણે મૂર્તિમાન ઇચ્છિત વસ્તુ જ હતા એ સંભાવના હોવાથી ઉત્પ્રેક્ષા અલંકાર છે.

[નોંધ–શ્લોક–૫૫–૫૬ સાથે લેવાના છે.]

(૫૫) અન્વય—मधुरैः निरीक्षितैः अवशानि अपि तिर्यञ्चि शमं लम्भयन्, परितः पट्ट एनसां दहन विलोकनक्षम धाम बिभ्रन् ।

(૫૬) અન્વય–सहसा उपगतः तपसां सूतिः, आपदां असूतिः सः मुनिः वपुष्मान् पुण्यसचयः इव जगतीभुजा ददृशे ॥

સમજૂતી–(૫૫–૫૬) स मुनिः जगतीभुजा ददृशे–રાજાએ તે મુનિને જોયા. કેવી રીતે જોયા ?–सविस्मयम्–વિસ્મય સાથે. એમ કેમ ? (૧) सहसा उपगतः–તે એકદમ આવ્યા તેથી યુધિષ્ઠિર તેમના તરફ વિસ્મયથી જોઈ રહ્યા. એટલું એ જ એમના વિસ્મયનું કારણ હતું ? ના. બીજું પણ કારણ છે. (૨) अवशानि तिर्यंचि अपि शमम् लम्भयन् અવશ પશુ-પંખીઓને પણ તે શાંત કરી દેતા હોવાથી યુધિષ્ઠિર વિસ્મય પામ્યા. કેવી રીતે ? મારીને ? ના. मधुरैः निरीक्षितैः–મીઠી નજરથી. એમાં શું ? પણ વિસ્મયનું બીજું કારણ પણ છે. કયું ? (૩) परितः पट्ट धाम बिभ्रन्–તેની આજુબાજુ તેજનું વર્તુળ પથરાતું હતું. તે તેજ કેવું હતું ? एनसां दहनं विलोकनक्षमम्–તે પાપને બાળી મૂકનારૂં હતું અને તેની સામે જોઈ શકાય તેવું ઠંડું હતું. બસ એટલું જ ? ના. વિસ્મયનું ચોથું કારણ પણ છે (૪) तपसां सूतिः आपदां असूतिः–તેમનું આગમન પુણ્યનું કારણ હતું અને દુઃખનું કારણ ન હોતું બીજું કંઈ વિસ્મય પમાડે તેવું હતું કે ? હા. (૫) वपुष्मान् पुण्यसचय इव–તે મુનિ જાણે મૂર્તિમાન પુણ્યસંચય હોય તેવા દેખાતા હતા.

(૫૩) અન્વય—લઘુવૃત્તિતયા બહિરન્તઃ ચ भिदां गत नृपस्य मण्डल अनन्तर आपगारय शिथिल कूल इव अभिभूय हरति ।

સમજૂતી—अनन्तरः अभिभूय मण्डलं हरति—પડોશી રાજા તેને હરાવીને તેનુ રાજ્ય સર કરે છે એ શુ સહેલું છે ? बहिः अन्तः च भिदां गतम्—બહાર અને અંદર કુસંપથી રાજ્ય નષ્ટ થાય શા માટે नृपस्य लघुवृत्तितया—રાજાના ખરાબ વર્તનથી કોની માફક ? आपगारय-शिथिलं कूलमिव अनन्तरः मण्डलं हरति । જેમ શિથિલ થયેલા કિનારાને પ્રવાહ તોડી પાડે તેમ રાજાના પોતાના જ વર્તનથી છિન્નભિન્ન થયેલા રાજ્યને પડોશી જીતી લે છે

જેમ જુદા પડી ગયેલા કિનારાને પાણીનો પ્રવાહ તોડી પાડે છે અને પ્રવાહ તે જગ્યાએ વહેવા માંડે છે તેમ આવા પોતાના જ વર્તનથી અંદર બહાર છિન્નભિન્ન થયેલુ રાજ્ય પડોશી રાજા આક્રમણ કરીને જીતી લે છે આમ અહી ઉપમા છે શિથિલ થયેલા કિનારાને છિન્નભિન્ન થયેલા રાજ્ય સાથે સરખાવ્યો છે, તથા પડોશી રાજાને નદીના પ્રવાહ સાથે સરખાવ્યો છે अभिभूय हरति સાધારણ ધર્મ છે અને इव ઉપમા પ્રતિપાદક શબ્દ છે

## નોંધ

लघु॰—लघु वृत्तिरस्य इति लघुवृत्ति । तस्य भाव लघुवृत्तिता । तया लघुवृत्तितया । ખરાબ વર્તનથી भिदाम् गतम्—જુદુ પડેલું गतम्—गम्નું क्त भू कृ પણ અર્થ कर्तरि કારણ ગત્યર્થ છે गत्यर्थत्वात् कर्तरि क्त ।

बहिरन्त —બહાર અને અંદર બને શબ્દ અવ્યય છે

नृपस्य मण्डलम्—રાજાનુ મંડળ અહી मण्डल એટલે રાજાનુ પ્રધાનમંડળ, પુરજનો અને રાજ્યના લોકો अन्त प्रकृतय અને बाह्य प्रकृतय । વળી चिन्त॰—प्रकृतिप्रधाना पौरजानपदा. मण्डलवासिनो जना

इह मण्डलशब्देन विवक्ष्यन्ते । बलीयसोऽपि याह्वयस्य धात्रोर्मण्डलस्याभिभव एव शक्य न हरण, संनिकृष्टस्य तु नीतिमतस्तदुभय शक्यमिति भावः ।

વાચો–याह्वयानां पौरजानपदानां भेद बहिर्भेद विवक्षित । आभ्यन्तराणां भेद अन्तर्भेदः । राजकार्यबहिरङ्गाना प्रकृतीनां प्रभुप्रातिकूल्यकृता बुद्धिभेद शीघ्रमभिव्यज्यते । आभ्यन्तराणां तु मन्त्रनिर्वाहप्रयोजिकानां तासां नृपौदासीन्य कृतो मतिभेद कदाचित् कश्चिदुन्नीयते ।

अभिभूय—अभि + भू નુ સ ભૂ. કૃંત –પરાભવ કરીને

हरति—हृ નું વર્ત કા. (लट्) ત્રી પુ એ વ. હરે છે રાજાની વર્તણૂકથી જ પાડોશી રાજાને તેનું રાજ્ય સર કરવાની તક મળે છે

अनन्तर —પડોશી. अविद्यमानम् अन्तर अस्मात् इति अनन्तरः ।

शिथिलम्—શિથિલ.

कूलम्—કિનારો. વાચો અમરસાર ૧૧૨–तीरं रोधस्तटं कूलम् ।

आपगारय —आपगा = नदी आपेन जलराशिना सह गच्छति इति आपगा । आपगाया रय आपगारयः (ष तत्) નદીનો પ્રવાહ. आपगा માટે વાચો અમ સા૦ ११९–तरंगिणी शैवलिनी, तटिनी निम्नगापगा ॥

(५४) અન્વય–इति आकुलम् अर्जुनाग्रजम् नयवर्त्म अनाकुलम् अनुशासतम् त पराशरात्मज स्वय अभिवाञ्छित अर्थ इव अभीयाय ॥

સમજૂતી–पराशरात्मज तम् अभीयाय–પરાશરનો પુત્ર વ્યાસ તેની પાસે આવ્યો ક્યારે ? अर्जुनाग्रजम् इति नयवर्त्म अनुशासत तम्–જ્યારે યુધિષ્ઠિર ભીમને તેવો નીતિનો બોધ આપતા હતા ત્યારે તે વખતે ભીમ કેવો દેખાતો હતો ? आकुलम् अर्जुनाग्रज अनाकुल नयवर्त्म अनुशासतम्–ત્યારે ભીમ જરા આકુળ થયેલો દેખાતો હતો અને યુધિષ્ઠિર તેને આકુળ થયા વગર બોધ આપી રહ્યા હત વ્યાસ પોતે કેવા લાગતા હતા ? स्वयम् अभिवाञ्छित अर्थ इव–જાણે પોતે મૂર્તિમાન ઇચ્છા જ હોય તેવા તે લાગતા હતા

આ બધુ સૂચવે છે કે મુનિનુ આગમન શુભ કરનારૂ અને શુભ-સૂચક હતુ

નોંધ (૫૫-૫૬)

मधुरै —મીઠી

अवशानि—न विद्यते वश येषां तानि (बहु०) વશ ન હોય તેવાં. અર્થાત જગલી.

लम्भयन्—लभ् નુ પ્રેરક लम्भयति નુ વર્ત કૃદત. પુ પ્ર. એ વ. એને બે કર્મ છે-(૧) शमम् (૨) तिर्यंचि વાંચો शिशु० ९-सित सितिम्ना सुतरां मुनेर्वपुर्विसारिभि सौधमिवाथ लम्भयन् ।

तिर्यंचि—तिर अयन्ति इति तिर्यंचि જે સીધાં ચાલતાં નથી તે. નર અને માદા પશુપખીઓ માટે વપરાયું છે વાંચો कुमार०—लज्जा तिरश्चां यदि चेतसि स्यात्

शमम्—શાન્ત लम्भयन् નુ કર્મ.

निरीक्षते —નજરથી निर् + ईक्ष् નુ ક ભૂ. કૃ પણ નપુસક ભાવવાચક નામના અર્થમાં नपुंसके भावे क्त । निरीक्षितैं ને બદલે समीक्षितैं પાઠફેર છે

परित —ચારે તરફ પટુ-ઉજ્વળ

વાંચો शिशु०-पतत्ययो धाम विसारि सर्वत ।

बिभ्रत्—भृ નુ વર્ત કૃદત પુ પ્ર એ વ ધારતા

एनसाम्—પાપને एनस् = પાપ વાંચો-' एन पापापराधयो ' इति मेदिनी ।

दहनम्—दह्यते अनेन इति दहनम्—બાળી મૂકનાર

धाम—તેજ તે સૂર્ય જેવુ તેજ નહોતું સૂર્ય સામે તો જોઈ ન

શકાય. પણ આ તેજની સામે તો સહુ કોઈ જોઈ શકતું હતું અને જોનારનાં પાપ બાળી મૂકનારૂં હતું

(૫૬) सहसा—એકદમ 'आकस्मिकार्थे सहसा, तत्काले च निगद्यते ।' इति हैम ।

उपगत —આવેલા उप+गम् નું क ભૂ कृ પણ ગત્યર્થ હોવાથી કર્તરિ અર્થ

सविस्मयम् ( અવ્યયી० ) વિસ્મય સાથે. तत्साम्–તપ્તુ

सूति—सूयते अनया इति सूति । કારણ

असूति —न सूति असूति– ( नञ् तत्० ) કારણ નહિ તે. મલ્લિનાથ 'नञ्' ના ૬ અર્થ બતાવે છે– 'तत्सादृश्यमभावश्च तदन्यत्वं तदल्पता । अप्राशस्त्य विरोधश्च नञर्था = षट् प्रकीर्तिता ॥' આમ तत्सादृश्य – (अब्राह्मण) अभाव – (अयत्न) तदन्यत्व – (अशूद्र) तदल्पता – (अबोध) अप्राशस्त्य – (अपण्डित) विरोध – (असूति)।

आपदाम्—દુ ખનુ આપત્તિનુ

ददृशे—दृश् કર્મણિ પરોક્ષ ભૂ. કાળ ( लिट् ) ત્રી પુ એ. જોવાયા

जगतीभुजा—जगतीं भुङ्क्ते इति जगतीभुक् ।  રાજા

वपुष्मान्—वपु अस्त्यस्य इति वपुस् + मतुप् = वपुष्मान् । –મૂર્તિમાન

पुण्यसचय —पुण्यानां सचय पुण्यसचय । પુણ્યનો સચય શ્રી રાય અહી યુધિષ્ઠિરનાં પોતાનાં પુણ્યનો સચય એવો ભાવ લે છે પણ તે સાધારણ સામાન્ય અર્થમાં પણ લઈ શકાય

અહીં 'જાણે મૂર્તિમાન પુણ્ય સચય હોય તેવા' એમાં ઉત્પ્રેક્ષા છે

સરખાવો—कादम्बरी–इयमस्य शान्तापि मूर्तिरुत्तप्तकनकावदाता

परिस्फुरन्ती सौदामिनीव· चक्षुष प्रतिहन्ति तेजांसि। ...अत्र हि शाश्वतिकमपहाय विरोधमुपशान्तात्मानस्तिर्यञ्चोऽपि तपोवनवसतिसुखमनुभवन्ति।

માઘના શિશુપાલવધ માં પણ ઋષિનું આવું જ વર્ણન આવે છે.

(૫૭) અન્વય—अथ उच्चकैः परार्ध्यात् आसनात् उद्यन् धूतारुणवल्कलाग्र: स सुमेरो शृङ्गात् कीर्णाकपिशांशुजाल तिग्मरश्मि इव रराज।

સમજૂતી—अथ स रराज–તે શોભ્યા. ક્યારે? अथ उच्चकैः परार्ध्यात् आसनात् उद्यन् તે ઊંચા શ્રેષ્ઠ આસન ઉપરથી ઊઠતા હતા ત્યારે ત્યારે બીજુ શું થયુ? धूतारुणवल्कलाग्र –તેમનો લાલ વસ્ત્રનો આગળનો છેડો હાલ્યો. તે કેવા લાગતા હતા? सुमेरो शृङ्गात् उद्यन् तिग्मरश्मि इव रराज સુમેરુના શિખર ઉપરથી ઊગતા સૂર્યની માફક તે શોભી રહ્યા

અહી ઊંચા અને શ્રેષ્ઠ આસન ઉપરથી ઊઠતા યુધિષ્ઠિરને સુમેરુના શિખર ઉપરથી ઊગતા સૂર્ય સાથે સરખાવ્યા છે.

સરખામણી નીચે પ્રમાણે છે—

| યુધિષ્ઠિર | तिग्मरश्मि |
|---|---|
| (૧) रराज<br>શોભ્યા | रराज<br>શોભ્યા. |
| (૨) उच्चकैः परार्ध्यादासनात् उद्यन्<br>ઊંચા શ્રેષ્ઠ આસન ઉપરથી ઊઠતા આસન પણ ઊંચુ અને શ્રેષ્ઠ હતું | (૨) सुमेरो शिखरात् उद्यन्<br>સુમેરુના શિખર ઉપરથી ઊગતા સુમેરુ પણ ઊંચો અને શ્રેષ્ઠ ગણાય છે |
| (૩) धूतारुणवल्कलाग्र<br>વલ્કલનો લાલ છેડો હાલતો હતો ઊગતા સૂર્યનાં લાલ | (૩) कीर्णाकपिशांशुजाल<br>સહેજ રતુ મડાં કિરણોનો જથ્થો પ્રસારે. |

કિરણો પડતાં હોય તેવું તે
લાગે.

આમ અહીં ઉપમા થઈ. શ્રી રાય અહીં परार्घ्य એટલે સોનાનું આસન લે છે. અને પછી કહે છે કે યુધિષ્ઠિરને તો દર્ભનું આસન હતું તેથી અહીં વિરોધ છે. પણ તે બરાબર નથી. યુધિષ્ઠિરને આસન ભલે દર્ભનું હોય તો પણ તે ઊંચુ હતું અને સુંદર તથા શ્રેષ્ઠ હતું–સોનાનું જ હતુ એવો કંઈ ઉલ્લેખ અહીં નથી

**નોંધ**

अथ–પછી. " मङ्गलानन्तरारम्भप्रश्नकार्त्स्न्येष्वथो अथ " इत्यमरः ।

उच्चकैः—ઊંચા आसनतः–આસન ઉપરથી:

परार्घ्यात्—શ્રેષ્ઠ, સરસ.

उद्यन्—उद् + इ નું વર્ત. કૃદંત. પુ. પ્ર. એ. વ. ઊડતા, ઊગતા

**धूतारुण०—धौता०**

धूता०— वल्कलस्य अग्राणि वल्कलाग्राणि (ष. तत्) अरुणानि वल्कलाग्राणि (कर्म.) धूतानि अरुणवल्कलाग्राणि यस्य सः (बहु०)–જેના વલ્કલના લાલ છેડા હાલે છે. બીજો પાઠ ઠીક છે. ઉપમા માટે તે યોગ્ય નથી.

रराज–राज નું પરોક્ષ ભૂ. કાળ. (लिट्) ત્રી પુ એ. વ. શોભ્યા.

कीर्णा—इषत्कपिशानि आकपिशानि (प्रादि तत्.) कॄ નું ક. ભૂ. કૃદંત. कीर्ण. अंशुनां जालानि (ष. तत्) कीर्णानि आकपिशांशुजालानि येन सः (बहु.) જે સહેજ રતુંબડા કિરણોનો જથો ફેંકતો હતો.

शृङ्गात्—अपादाने पंचमी ।

**तिग्मरश्मिः–घर्मरश्मिः**

तिग्मरश्मिः—तिग्माः रश्मयः यस्य सः (बहु०) જેનાં કિરણો

ઉચ્ચુ છે તે સૂર્ય બીજા પાઠનો પણ સૂર્ય અર્થ જ થાય છે

(૫૮) અન્વય–स नरेन्द्र अवहितहृदय (सन्) ऋषिप्रवरे ऋषिवत् गुरुपदिष्टाम् अर्हाम् विधाय, पश्चात् तदनुमतम् आसन प्रशम श्रुतम् इव अलचकार ।

સમજૂતી—પછી તેમનુ સ્વાગત કરીને વ્યાસે અનુજ્ઞા આપી એટલે યુધિષ્ઠિર પોતાના આસન ઉપર પાછા બેઠા. स नरेन्द्र आसन अલચकार–ને રાજા આસન ઉપર બેઠા ક્યારે બેઠા ? अवहितहृदय (सन्) ऋषिप्रवरे अर्हाम् विधाय अलचकार–શાંત ચિત્તે ઋષિનો સત્કાર કરીને–કેવી પૂજા ? –गुरूपदिष्टाम्–શાસ્ત્રમાં બતાવેલી. એમને એમ તરત બેસી ગયા ? ના तदनुमत–તેમણે બેસવાની રજા આપી ત્યારે તે બેઠા. કોની માફક બેઠા ? प्रशम श्रुतम् इव–જેમ પોતાની જાત ઉપરનો સયમ જ્ઞાનને દીપાવે તેમ તેમણે આસન શોભાવ્યુ

'શાસ્ત્રનુ જ્ઞાન બહુ પ્રશસ્ય છે પણ જો પોતાની જાત ઉપર સંયમ ન શીખને તો તે નકામુ છે પોતાની જાત ઉપરનો સયમ તેના જ્ઞાનનો ખાસ શણગાર છે \ તેવી જ રીતે આગળ કહ્યુ તેમ આસન બહુ સુદર અને શ્રેષ્ઠ (पराघ्यति) હતુ યુધિષ્ઠિર તેના ઉપર બેઠા તે ઊલટુ વધારે શોભતુ હતુ યુધિષ્ઠિર ન બેસે તો એ આસનની કઈ કિંમત નથી. આમ અહી આસનને श्रुतम् સાથે સરખાવવામાં આવ્યુ છે અને યુધિષ્ઠિરને प्रशम સાથે સરખાવ્યા છે અહીં ઉપમા છે

અહી नरेन्द्र आसन अलचकार એ ભૂતકાળમા છે અને श्रुतम् अलंकरोति એ વર્ત કાળમાં છે આમ અહી કાળભેદ હોવાથી ઉપમા દોષ છે તેમ રાય બતાવે છે છતાં ઉપમા ઉપર પ્રમાણે સમજાવાય એવો જ કાળભેદ रघु ૧૫ માં છે

अतिथि नाम काकुत्स्थात् पुत्रमापकुमुद्वती ।

पश्चिमात् यामिनीयामात् प्रसादमिव चेतना ॥

નોંધ

अवहित०---अव + धा નું ક. ભૂ. કૃ. પણ અર્થ કર્તરિ.

अवहित हृदयं यस्य स (बहु०) સ્વસ્થ ચિત્તે.

विधाय--वि + धा નું સં. ભૂ. કૃદંત કરીને.

सः –તે. એટલે યુધિષ્ઠિર.

अर्हाम्—પૂજા. सोऽर्हाम् ને બદલે पूजाम् પાઠફેર છે. પણ તે પાઠ લેતાં અધ્યાહાર રહે.

ऋषिवत्—ऋषिम् अर्हतीति ऋषिवत्। ઋષિની માફક.

ऋषि०—प्रवर–શ્રેષ્ઠ. "प्रवर सन्ततौ गोत्रे श्रेष्ठे च" इति हेमचन्द्र। ऋषीणां प्रवरः (ष. तत्.) શ્રેષ્ઠ ઋષિને.

गुरूप०—उप + दिश्‌નું ક. ભૂ. કૃ उपदिष्ट गुरुणा उपदिष्टा (तृ तत्) ताम् ગુરૂએ શીખવેલી. તેમના નાનપણમાં તે ગુરૂ પાસેથી શીખ્યા હોય તે.

तदनुमतम्—तेन अनुमतम् (तृ. तत्.) તેની (તે આસન માટે) અનુમતિ પામીને અથવા तदनुमतम् क्रि. विशेषण તરીકે પણ લેવાય—तदनुमत यथा तथा अलम्चकार।

अलञ्चकार— अलं + कृ નું પરોક્ષ ભૂ. કાળ. (लिट्) ત્રી. પુ. એ. વ. શોભાવ્યું.

पश्चात्—પછીથી. प्रशमः પોતાના ઉપર સંયમ.

श्रुतम्—જ્ઞાન. (શાસ્ત્રનું જ્ઞાન)

नरेन्द्रः०—नराणां नरेषु इन्द्रः અથવા नरः इन्द्रः इव (उपमित-कर्म.)—રાજા.

(૫૯) અન્વય—व्यक्तोदितस्मितमयूखविभासितोष्ठः विकीर्णधाम्नः मुनेः अभिमुखं तिष्ठन् स इद्ध अंशुजालं तन्वन्तं गुरुमभितः (तिष्ठतः) सकलस्य शशाङ्कमूर्तेः लक्ष्मीम् उवाह।

समज्जूती—स गुरुम् अभितः (स्थितस्य) सकलस्य शशाङ्कमूर्तेः लक्ष्मीम् उवाह—जेमणे गुरु सामे रहेवा पूर्ण चंद्रनी शोभा धारण करी गुरु केवो? इद्ध अंशुजालं तन्वन्तम्–पुष्कळ प्रकाशतां किरणो फेंकता गुरु सामे चंद्र जेवी शोभा धारण करे तेवी शोभा युधिष्ठिरे धारी क्यारे? मुने अभिमुखं तिष्ठन् सः मुनिनी सामे रहेतां ते मुनि केवा छे? विकीर्णधाम्न जे तेज फेलावे छे ते (२) व्यक्तोदितस्मितमयूखविभासितोष्ठ –जेना बे होठ स्पष्ट रीते उद्‌भवता स्मितनां किरणोथी प्रकाशित बन्या छे एवा

मुनिनी अनुमतिथी युधिष्ठिरे पण पोतानु आसन लीधु आम व्यास अने युधिष्ठिर सामसामा बेठा आवी रीते मुनिनी सामे बेठेला युधिष्ठिर गुरु सामे रहेता चंद्र जेवा शोभवा लाग्या

## नोंध

व्यक्तो०—व्यक्तं यथा स्यात् तथा उदिता व्यक्तोदिता । व्यक्तोदिता स्मितमयूखा तैः व्यक्तोदितस्मितमयूखैः । व्यक्तो... तैः विभासितौ ओष्ठौ यस्य सः (बहु) स्पष्ट रीते उद्‌भवता स्मितनां किरणोथी जेना होठ प्रकाशित बन्या छे ते. अही राजाना स्मितने चंद्र किरणो जेवु कह्यु छे

तिष्ठन्—स्था नु वर्त कृदंत रहेता

मुने—मुनिनी

अभिमुखम्—सामे

विकीर्णधाम्न—वि + कॄ नु क भू. कृ विकीर्ण । विकीर्णं धाम येन सः (बहु) तस्य जेणे तेज प्रसार्यु छे तेना

तन्वन्तम्—तन् नु वर्त कृदंत–फेलावता

इद्धम्—प्रकाशित

अमित—अमित नो आम तो 'बने बाजु' एम अर्थ थाय पण अही आगळ एवो अर्थ थाय

गुरुम्—अभितः સાથે હોવાથી गुरु ની દ્વિતીયા વિભક્તિ આવી, अभितः परितःसमयानिकषाहा प्रतियोगेऽपि द्वितीया वक्तव्या '

अंशुजालम्—કિરણોનો સમૂહ. अंशूनां जालम् (ष. तत्०)

लक्ष्मीम्—શોભા.

उवाह—वह् नु પરોક્ષ ભૂ કાળ (लिट्) ત્રી. પુ. એ. વ. ધારણ કરી.

सकलस्य—कलाभिः सह वर्तमानस्य सकलः (बहु०) तस्य । કળા સાથેના એટલે પૂર્ણ.

शशाङ्कस्य०—शशेन अङ्का (तृ तत्०) तादृशी मूर्तिर्यस्य सः (बहु०) तस्य સસલું જેનું લાંછન છે તેવાનું અર્થાત્ ચંદ્રનું.

અહીં રાજાને ચંદ્ર બરાબર અને વ્યાસને ગુરુ બરાબર કહ્યા છે. પણ આ સંબંધ શક્ય નથી તેથી અહીં निदर्शना છે-अभवन् वस्तुसंबंधउपमा परिकल्पकः અહી उपमेय राजा છે અને ઉપમાન इन्दुः છે વસ્તુતઃ રાજા ચંદ્રની શોભા ધારી શકે નહિ. પણ तत्सदृशी लक्ष्मीं લેવાથી બધું સમજાઈ જાય છે. રાજાએ ચંદ્રની શોભા જેવી શોભા ધારી આમ અહીં નિદર્શના અલંકાર છે. વાંચો चित्र०—दीप्तरश्मिना स्वोच्चक्षेत्रगतेन गुरुणा दृष्टश्चन्द्रो यथा विश्वशुभक्रियाहेतुर्भवति, समृद्धतपोयोगज्ञानैश्वर्येण द्वैपायनेन मुनीन्द्रेण प्रसादामलया दृष्ट्या संधुक्षितो युधिष्ठिरस्तथैव विश्वाभ्युदयहेतुर्बभूवेति चानेन दृष्टान्तेन द्योत्यते ॥

# પરિશિષ્ટ ૧

## છંદ

### કેટલાક ખાસ શબ્દો અને નિયમો

ગદ્ય અને પદ્ય એમ બંનેમાં કાવ્ય હોઈ શકે. काव्यं गद्यं च पद्यं च तद्विधैव व्यवस्थितम् એમ દણ્ડિન્ કહે છે. છંદ બે પ્રકારના છે. વૈદિક અને લૌકિક. અહીં આપણે લૌકિક છંદ જોવાના.

સંસ્કૃત પદ્ય એટલે શ્લોક. તે ચાર પંક્તિનો હોય છે. દરેક પંક્તિને 'પાદ' અથવા 'ચરણ' કહેવામાં આવે છે. આ પંક્તિમાં અમુક અક્ષરો અથવા માત્રાઓ હોય.

એક વ્યંજન સાથેનો સ્વર અથવા એકલો સ્વર અક્ષર કહેવાય.

લઘુ—ગુરૂ લઘુ એટલે નાનું અને ગુરૂ એટલે મોટું. લઘુ સ્વર બોલતાં જે સમય લાગે તેને માત્રા કહે છે. કોઈ પણ અક્ષર લઘુ અથવા ગુરૂ છે તે હ્રસ્વ અથવા દીર્ઘ સ્વર ઉપરથી કહી શકાય. હ્રસ્વ સ્વરો અ, ઇ, ઉ, ઋ લઘુ કહેવાય છે. બાકીના દીર્ઘ સ્વરો આ, ઈ ઊ, એ, ઓ, ઔ, અં, અઃ વગેરે ગુરુ કહેવાય છે જે વ્યંજન સાથે હ્રસ્વ સ્વર હોય છે તે વ્યંજન લઘુ કહેવાય છે, અને જે વ્યજન સાથે દીર્ઘ સ્વર હોય છે તે ગુરૂ કહેવાય છે દા. ત ક, કિ, કુ, લઘુ કહેવાય જ્યારે કા, કી, કે, કો...ઈ. ગુરૂ કહેવાય

જ્યારે લઘુ સ્વર સાથે અનુસ્વર અને વિસર્ગ આવે ત્યારે તે લઘુ પણ ગુરૂ જ ગણાય. વળી સ્વર પછી જો જોડાક્ષર આવે તો પણ તે લઘુ દીર્ઘ ગણાય. દા. ત. राम रामः, रामस्य. અહી म સાથે અનુસ્વાર અને વિસર્ગ હોવાથી તે ગુરુ ગણાય. 'रामस्य'માં म પછી જોડાક્ષર છે તેથી તે લઘુ તહિ પણ ગુરૂ ગણાય—

अनुस्वारश्च दीर्घश्च विसर्गी च गुरुर्भवेत्।
वर्णः संयोगपूर्वश्च तथा पादान्तगोऽपि वा ॥

પંક્તિને અંતે આવેલો લઘુ પણ મોટે ભાગે ગુરુ ગણાય છે.

**વૃત્ત અને જાતિ**—જેમાં અક્ષરોની સંખ્યા અને સ્થાન નક્કી થયું હોય તેને **વૃત્ત** કહેવાય છે. જેમાં ચરણમાં અમુક માત્રા નક્કી થઈ હોય તેને **જાતિ** કહે છે. વૃત્તના ત્રણ પ્રકાર છે—(अ) **સમવૃત્ત** જેમાં ચારે ચરણ સરખાં હોય. (ब) **અર્ધસમવૃત્ત** જેમાં એકી ચરણો (૧-૩) અને બેકી ચરણો (૨-૪) સરખાં હોય તે **અર્ધ-સમવૃત્ત** કહેવાય. એટલે કે પહેલું અને ત્રીજું અને બીજું તથા ચોથું —એમ 'ચરણો' સરખાં હોય છે. (क) **વિષમવૃત્ત**—આ પ્રકારના વૃત્તમાં ચારે ચરણો જુદા જુદા માપનાં હોય છે.

अंघ्रयो यस्य चत्वारस्तुल्य लक्षणलक्षिताः ।
तत्छन्दःशास्त्रतत्त्वज्ञाः **समवृत्तं** प्रचक्षते ॥
प्रथमाङ्घ्रिसमोयस्य तृतीयश्चरणो भवेत् ।
द्वितीयस्तुर्यवद्वृत्त **तदर्द्धसममुच्यते** ॥
यस्य पादचतुष्केऽपि लक्ष्म भिन्नं परस्परम् ।
तदाहुर्विषम वृत्तं छन्दशास्त्रविशारदाः ॥

**જાતિ** શ્લોકમાં લઘુની એક અને ગુરુની બે માત્રા હોય છે.

**યતિ** એટલે એક પ્રકારનો વિરામ. કાવ્યની પંક્તિ બોલતાં આપણે જ્યાં વિરામ લેવો પડે છે તે યતિ કહેવાય.

ગ ને ગુરુ અને 'લ'ને લઘુ કહે છે. '⏑' લઘુની અને '—' ગુરુની નિશાની છે.

ગણ ખ્યાલ

વૃત્ત શ્લોકમાં દરેક ચરણ ત્રણ ત્રણ અક્ષરના સમૂહમાં વહેંચી દેવામાં આવે છે. આવા આઠ ગણ છે. નીચેના કોઠા ઉપરથી ગણનો ખ્યાલ આવી જાયઃ—

| | | | | |
|---|---|---|---|---|
| ય ગ ણ | ⏑ – – | લઘુ | ગુરુ | ગુરુ |
| મ ગ ણ | – – – | ગુરુ | ગુરુ | ગુરુ |
| ત ગ ણ | – – ⏑ | ગુરુ | ગુરુ | લઘુ |
| ર ગ ણ | – ⏑ – | ગુરુ | લઘુ | ગુરુ |
| જ ગ ણ | ⏑ – ⏑ | લઘુ | ગુરુ | લઘુ |
| ભ ગ ણ | – ⏑ ⏑ | ગુરુ | લઘુ | લઘુ |
| ન ગ ણ | ⏑ ⏑ ⏑ | લઘુ | લઘુ | લઘુ |
| સ ગ ણ | ⏑ ⏑ – | લઘુ | લઘુ | ગુરુ |

ગણમાં લઘુ-ગુરુની ગોઠવણ યાદ રાખવા નીચેનો શ્લોક સહેલો થઈ પડે છે—

आदिमध्यावसानेषु यरता यान्ति लाघवम् ।
भजसा गौरवं यान्ति मनौ तु गुरुलाघवम् ॥

એટલે 'ય માં પહેલો લઘુ અને બીજા ગુરુ.

'ર' માં મધ્યમાં લઘુ અને ગુરુ.

'ત' માં છેલ્લો લઘુ અને બીજા ગુરુ.

જ્યારે 'ભ' 'જ' 'સ' માં અનુક્રમે સહુથી પહેલો વચલો અને છેલ્લો ગુરુ, 'મ' માં બધા ગુરુ અને 'ન' માં બધા લઘુ.

બધા જ ગણને એક સાથે યાદ રાખવા માટે નીચેનું સૂત્ર ખૂબ પ્રચલિત છે અને તે સહેલું થઈ પડે છે.

'યમાતારાજભાનસલગા'

સૂત્રના પહેલા આઠ અક્ષરો આઠ ગણનાં નામ સૂચવે છે છેલ્લા લ, ગ લઘુ અને ગુરુ બતાવે છે જે ગણના લઘુ ગુરુ ગોઠવવા હોય તે ગણનો અક્ષર અને પછીના બે અક્ષરો એમ કુલ ત્રણ અક્ષરનો સમૂહ સૂત્રમાંથી લેવો અને તે પ્રમાણે લઘુ ગુરુ ગોઠવવા

દા. ત. આપણે 'ય' ગણ જોવો છે તો સૂત્રમાંથી ય અને તેની પછીના બે અક્ષર એટલે યમાતા એમ ત્રણ અક્ષરોનો સમૂહ લેવો તે પ્રમાણે લઘુ ગુરુ ગોઠવવા એટલે ય = લ, મા = ગુ, તા = ગુ. આમ યગણ = યમાતા = લ ગુ ગુ = ⏑ – – આવી રીતે ભગણ જોવો હોય તો સૂત્રમાંથી 'ભાનસ' એ ત્રણ અક્ષરોનો સમૂહ લેવો તે પ્રમાણે લઘુ ગુરુ ગોઠવવા ભાનસ = – ⏑ ⏑ = ભગણ. આવી રીતે ગણ સહેનાઈથી યાદ રાખી શકાય છે.

किरात०–१–२ ના ૭૬

(૧) વંશસ્થ

जतौ तु वंशस्थमुदीरितं जरौ ।

| ज | त | ज | र |
|---|---|---|---|
| कृ̆ त̄ प्र̆ | णा̄ म̄ स्य̆ | म̆ हीं̄ म̆ | ही̄ भु̆ जे̄ |

किरात—१–४४

(૨) પુષ્પિતાગ્રા

अयुजिनयुगरेफतो यकारो
युजि तु नजौ जरगाश्च पुष्पिताग्रा ॥

| न | न | र | य (એકીચરણ) |
|---|---|---|---|
| न̆ स̆ म̆ | य̆ प̆ रि̆ | र̄ क्ष̆ ण̄ | क्ष̆ मं̄ ते̄ |

| न | ज | ज | र | ग |
|---|---|---|---|---|
| नि कृ ति | प रे षु | प रे षु | भू रि धा | म्न |

किरात०-२-५८ १-४५

(૩) માલિની

ननमयययुतेय मालिनी भोगिलोकै ।

| न | न | म | य | य |
|---|---|---|---|---|
| वि धि स | म य नि | यो गा द्दी | प्ति स हा | र जि ह्मम् |

किरात०१-४६

(૪) વૈતાલીય (વિયોગિની અથવા સુંદરી)

विषमे ससजा गुरु समे ।
सभरा लोऽथ गुरु वियोगिनी ॥

(એકીચરણ)

| स | स | ज | ग |
|---|---|---|---|
| स ह सा | वि द धी | त न क्रि | या |

| स | भ | र | ल | ग |
|---|---|---|---|---|
| म वि वे | क प र | मा प दा | प | दं |

किरात०-२—१-५५

(૫) ઉપજાતિ

[ઇન્દ્રવજ્રા અને ઉપેન્દ્રવજ્રાનું મિશ્રણ]

उपेन्द्रवज्राजतजास्ततोगौ ।
स्यादिन्द्रवज्रा यदि तौ जगौग ।
अनन्तरोदीरितलक्ष्मभाजौ पादौ यदीयावुपजातयस्ता ॥

| ज | त | ज | ग | ग | (ઉપેન્દ્રવજ્રા) |
|---|---|---|---|---|---|
| अ थो च | क्रे रा स | न त प | रा | घ्यो | |
| इ च न्स | घू ता रु | ण च ल्क | ला | प्र | (ઇન્દ્રવજ્રા) |

किरात०–२–५७

(૬) વસન્તતિલકા

उक्ता वसन्ततिलका तभजा जगौ ग ।

| त | भ | ज | ज | ग | ग |
|---|---|---|---|---|---|
| व्य क्तो दि | त स्मि त | म यू ख | वि भा सि | तो | ष्ठ |

किरात०–२–५९

---

## પરિશિષ્ટ ૨.

[ किरात०–૧–૨ ના અલંકાર ]

[ નેધ—ઉલ્લેખ કર્યા સિવાયની વ્યાખ્યાઓ કાવ્ય પ્રકાશમાંથી લેવામાં આવી છે ]

| અનુપ્રાસ. | ઉદા |
|---|---|
| वर्णसाम्यमनुप्रासः । | સર્ગ ૧–૧, ૨, ૩, ૧૯, ૨૨, ૨૭ ૩૧, ૩૨, ૩૩, ૩૪, ૩૫, ૪૧. સર્ગ ૨–૧, ૫, ૯, ૧૦, ૨૪, ૩૪. |

| | |
|---|---|
| અર્થાન્તરન્યાસ<br><br>सामान्य वा विशषो वा तदन्येन समर्प्यते। यत्र सोऽर्थान्तरन्यासो साधर्म्येणेतरेण वा॥ | સર્ગ ૧-૨, ૪, ૫, ૮, ૨૩, ૩૦, ૩૭, ૪૧<br>સર્ગ ૨-૫, ૧૫, ૧૮, ૨૦, ૨૧, ૩૦, ૫૨ |
| કાવ્યલિંગ<br><br>काव्यलिङ्ग हेतो वाक्यपदार्थता। | સર્ગ ૧-૭, ૮, ૧૯<br>સર્ગ ૨-૨૮, ૩૯, ૪૦, ૪૪ |
| એકાવલી<br><br>स्थाप्यतेऽपोह्यते वाऽपि यथापूर्वं परंपर विशेषणतया वस्तु यत्र सैकावली द्विधा | સર્ગ ૧-૧૨<br><br>સર્ગ ૨-૩૨ |
| વિષમ<br><br>गुणौक्रिये वा यत् स्यातां विरुद्धे हेतु कार्ययो । यद्वारब्धस्य वैकल्यमनर्थस्य च सभव । विरूपयो सघटना या च तद्विषम मतम् ॥<br><br>(सा द०) | સર્ગ ૬<br>૨, ૬, ૩૮. |
| ઉત્પ્રેક્ષા<br><br>सभावनमथोत्प्रक्षा प्रकृतस्य समेन यत्। | સર્ગ ૧-૧૫<br>સર્ગ ૨<br>૧૦, ૫૪, ૫૬ |
| ઉદાત્ત<br><br>उदात्त वस्तुन सपत् महता चोपलक्षणम्। | સર્ગ ૧-૧૬ |
| પરિકર<br><br>विशेषणैर्यत् साकूतै उक्ति परिकरस्तु स | સર્ગ ૧-૧૮ |

| | |
|---|---|
| ઉપમા<br>साधर्म्यमुपमा भेदे। | સર્ગ ૧<br>૨૦, ૨૧, ૨૪, ૨૯,<br>૩૦ ૩૧, ૩૨, ૪૬<br>સર્ગ ૨<br>૩, ૪, ૬, ૧૧, ૧૨,<br>૧૯, ૨૩, ૨૫, ૨૬,<br>૩૧, ૩૩, ૩૮, ૪૬,<br>૫૦ ૫૩, ૫૭, ૫૮ |
| સહોક્તિ<br>सा सहोक्ति सहार्थस्य बलादेकं द्विवाचकम्। | સર્ગ ૧–૨ |
| પર્યાય<br>एक क्रमेण अनेकस्मिन्, अनेक वा एकस्मिन्। | સર્ગ ૧–૩૮ |
| અતિશયોક્તિ<br>निगीर्याध्यवसानं प्रकृतस्य परेण यत्। भेदेऽप्यभेद,<br>सम्बन्धेऽप्यसम्बन्धस्तद्विपर्ययौ पौर्वापर्यात्यय कार्य<br>हेत्वो सा पञ्चधा ततः | સર્ગ ૧–૧, ૧૮<br>સર્ગ ૨–૨૪, ૩૧ |
| સમાસોક્તિ<br>परोक्तिर्भेदकैः श्लिष्टैः समासोक्ति। | સર્ગ ૧–૧૮ |
| કારણમાલા<br>यथोत्तरं चेत्पूर्वस्य पूर्वस्यार्थस्य हेतुता। | સર્ગ ૨–૧૪, ૪૯,<br>૫૦. |
| પરિવૃત્તિ<br>परिवृत्तिर्विनिमयो योऽर्थानां स्यात् समासमैः। | સર્ગ ૨–૧૯ |

| | |
|---|---|
| અર્થાન્તરન્યાસ.<br>सामान्य वा विशेषो वा तदन्येन समर्थ्यते। यत्र सोऽर्थान्तरन्यासो साधर्म्येणेतरेण वा॥ | સર્ગ ૧–૨, ૪, ૫, ૮, ૨૩, ૩૦, ૩૭, ૪૧.<br>સર્ગ ૨–૫, ૧૫, ૧૮, ૨૦, ૨૧, ૩૦, ૫૨ |
| કાવ્યલિંગ<br>काव्यलिङ्ग हेतो वाक्यपदार्थता। | સર્ગ ૧–૭, ૮, ૧૯.<br>સર્ગ ૨–૨૯, ૩૯, ૪૦, ૪૪ |
| એકાવલી.<br>स्थाप्यतेऽपोह्यते वाऽपि यथापूर्वं परपर विशेषणतया वस्तु यत्र सैकावली द्विधा | સર્ગ ૧–૧૨.<br>સર્ગ ૨–૩૨ |
| વિષમ<br>गुणौक्रिये वा यत् स्यातां विरुद्धे हेतु कार्ययोः। यद्वारब्धस्य वैकल्यमनर्थस्य च सभव'। विरूपयो सघटना या च तद्विषम मतम् ॥<br>(સા દ૦) | સર્ગ ૬<br>૨, ૬, ૩૯. |
| ઉત્પ્રેક્ષા<br>सभावनमथोत्प्रेक्षा प्रकृतस्य समेन यत्। | સર્ગ ૧–૧૫.<br>સર્ગ ૨<br>૧૦, ૫૪, ૫૬ |
| ઉદાત્ત<br>उदात्त वस्तुनः सपत् महता चोपलक्षणम्। | સર્ગ ૧–૧૬. |
| પરિકર<br>विशेषणैर्यत् साकूतैः उक्ति' परिकरस्तु स' | સર્ગ ૧–૧૯. |

| | |
|---|---|
| ઉપમા<br>साधर्म्यमुपमा भेदे। | સર્ગ ૧<br>૨૦, ૨૧, ૨૪, ૨૯,<br>૩૦. ૩૧, ૩૨, ૪૬.<br>સર્ગ ૨<br>૩, ૪, ૬, ૧૧, ૧૨,<br>૧૯, ૨૩, ૨૫, ૨૬,<br>૩૧, ૩૩, ૩૮, ૪૬,<br>૫૦. ૫૩, ૫૭, ૫૮. |
| સહોક્તિ<br>सा सहोक्ति- सहार्थस्य बलादेक द्विवाचकम्। | સર્ગ ૧–૩૯. |
| પર્યાય<br>एक क्रमेण अनेकस्मिन्, अनेक वा एकस्मिन्। | સર્ગ ૧–૩૮. |
| અતિશયોક્તિ<br>निगीर्याध्यवसान प्रकृतस्य परेण यत्। भेदेऽप्यमभेद,<br>सवधेऽप्यसव्रधस्तद्विपर्ययौ पौर्वापर्यात्यय· काय-<br>हेत्वो· सा पञ्चधा तत | સર્ગ ૧–૬, ૧૮.<br>સર્ગ ૨–૨૪, ૩૧ |
| સમાસોક્તિ<br>परोक्तिर्भेदकै· श्लिष्टः समासोक्ति । | સર્ગ ૧–૧૮. |
| કારણમાલા<br>यथोत्तर चेत्पूर्वस्य पूर्वस्यार्थस्य हेतुता। | સર્ગ ૨–૧૪, ૪૯,<br>૫૦. |
| પરિવૃત્તિ<br>परिवृत्तिर्विनिमयो योऽर्थाना स्यात् समासमै·। | સર્ગ ૨–૧૯ |

| | |
|---|---|
| દૃષ્ટાન્ત<br>दृश्यते पुनरेतेषां सर्वेषां प्रतिबिम्बनम् । | સર્ગ ૨-૮, ૫૧. |
| વ્યતિરેક<br>उपमानाद् यद् अन्यस्य व्यतिरेक स एव स | સર્ગ ૨-૪૩. |
| નિદર્શના<br>अभवन् वस्तु सवन्ध उपमा परिकल्पक | સર્ગ ૨-૫૮ |

## પરિશિષ્ટ ૩

[આ વિના કોઈપણ ઉક્તિ વિશેના વિચારો ] રસિક-ક્ષેમ...

द्विषां विघाताय विधातुमिच्छतो रहस्यनुज्ञामधिगम्य भूभृत. ।
स सौष्ठवौदार्यविशेषशालिनीं विनिश्चितार्थामिति वाचमाददे ॥

(I 3)

विहिता प्रियया मन. प्रियामथ निश्चित्य गिर गरीयसीम् ।
उपपत्तिमदूर्जिताश्रय नृपमूचे वचन वृकोदरः ॥ १ ॥

(II 1)

अपवर्जितविप्लवे शुचौ हृदयग्राहिणि मङ्गलास्पदे ।
विमला तव विस्तरे गिरा मतिरादर्श इवाभिदृश्यते ॥ २६ ॥

स्फुटता न पदैरपाकृता न च न स्वीकृतमर्थगौरवम् ।
रचिता पृथगर्थता गिरा न च सामर्थ्यमपोहितं क्वचित् ॥ २७ ॥

उपपत्तिरुदाहृता बलादनुमानेन न चागम क्षत ।
इदमीदृगनीदृगाशय. प्रसभ वक्तुमुपक्रमेत कः ॥ २८ ॥

(II. 26-28)

प्रसादरम्यमोजस्वि गरीयो लाघवान्वितम् ।
साकाङ्क्षमनुपस्कारं विष्वग्गति निराकुलम् ॥ ३८॥

न्यायनिर्णीतसारत्वान्निरपेक्षमिवागमे ।
अप्रकम्प्यतयान्येषामाम्नायवचनोपमम् ॥ ३९ ॥

अलङ्घ्यत्वाज्जनैरन्यैः क्षुभितोदन्वदूर्जितम् ।
औदार्यादर्थसंपत्तेः शान्तं चित्तमृषेरिव ॥ ४० ॥

इदमीदृग्गुणोपेतं लब्धावसरसाधनम् ।
व्याकुर्यात् कः प्रियं वाक्यं यो वक्ता नेदृगाशयः ॥ ४१ ॥

(XI 38-41)

विविक्तवर्णाभरणा सुखश्रुतिः प्रसादयन्ती हृदयान्यपि द्विषाम्।
प्रवर्तते नाकृतपुण्यकर्मणां प्रसन्नगम्भीरपदा सरस्वती ॥ ३ ॥

भवन्ति ते सभ्यतमा विपश्चितां मनोगतं वाचि निवेशयन्ति ये
नयन्तितेष्वप्युपपन्ननैपुणा गभीरमर्थं कतिचित् प्रकाशताम् ।४।

स्तुवन्ति गुर्वीमभिधेयसंपदं विशुद्धिमुक्तेरपरे विपश्चितः ।
इति स्थितायां प्रतिपूरुषं रुचौ सुदुर्लभाः सर्वमनोरमा गिरः
समस्य संपादयता गुणैरिमां त्वया समारोपितभारभारतीम्।
प्रगल्भमात्माधुरिधुर्य वाग्मिनां वनेचरेणापि सताधिरोपितः ६

(XIV 3-6)

# પરિશિષ્ટ ૪

[ ટિપ્પણમાં આપેલી ટૂંક નોંધ ]